# મોદીખાનાથી મારસૅલ્સ

## અને આગળ.

---

## વાલમ બીજું.

---

### પ્રકરણ—૧ લું.

યુવરાજ અહીં પધાર્યા છે
નામ છે પ્રીન્સ ઑફ વેલ્સ હો
સર્વેને મન ભાવ્યા છે
સર્વેને મન ભાવ્યા છે

ગ્રેટબ્રીટનના પાટવી.

ઉપલી લીટીઓ બરાબર ત્રીસ વર્ષની વાત ઉપર કોઇ નસીબદાર કવીરાજે લખી હતી તે મારા માથામા હજી ઘોળાયા કરે છે. એક તો પ્રીન્સ જ્યૉર્જની આવકાર્ય પધરામણીનો પ્રતાપ છે, તડકામા તેલ નીકળવાથી જીવ બેતાબ છે, પીકચરો બનાવવા અને છાપવામા કામદારો ઉપર આજાબ છે તેવા સમયમા મોદીખાનાથી મારસેલ્સને કયા સેકો તાણું ? ચારવાર ખડીયો કલમ આગળ ધર્યા પણ તોપના ધડાકા ને સરણાઇના ધુજારાએ વીચારો ગળી પડયા અને આખરે જ્યારે અણીપર ધીક આવી ત્યારે વીચાર આવ્યો કે મારા પ્રેમી વાચકો ધુમધામ અને ધરરર છરરરથી હવે થાકી ગયા હશે એટલે મોદીખાનાથી

મારસેલ્સનુ સરેસ્તાનુ મીષ્તાન હુકના પતાવુ તો ગાળે તેના હોયે। યાર ભાઇ, દરજીનો દીકરો જીવે ત્યા સુધી સીવે માથુ દુખો કે કમ્મરના કકડા થાઓ પણ વાચક વર્ગ કોઈ પોતાનુ વ્યાજ છોડનાર છે॰ પેહલા પુસ્તકમ હુ તને ઇગ્લન્ડની કરોડોની કીમતની અજાયબીએ દેખાડી લાવ્યો છુ હવે આગળ એક બીજી વેપારી અજાયબીનો કાઇક ખ્યાલ આપીશ આપણા શેહેરમા વહાઇટવે લેડલો, એવાન્સ ફ્રેઝર વગેરે મોટા કપડ વગેરેના વેપારી છે તેમા મુબઇની આરમી અને નેવી કો–ઓપરેટીવ સ્ટોર્સ જોઈને તો તને ધણીનાર છક થઇ ગયા હશે બેસો વાહેમો, મુગા બેસો, લડનના હેરોડ સ્ટોર નાનનુ એક ગજાવર ખાતુ છે તેનો નીચલો હેવાલ વાચો અને પછી દાતના આગળા કરડો.

તને ખબર કહાડતા માલમ પડ્યુ કે આખી પ્રથવીમા વધેથી મોટુ સ્ટોર અજાર અમેરીકા ખાતે શીકાગોના છે, ને તેથી ઉતરતુ લડનના હેરોડ સ્ટોરને નાને ઓળખાય છે કહેજે આ નવુ ખાતુ ભબરી નીપજ્યુ તેની અગાઉ વેહટલી સ્ટોર મોટો ગણાતો હતો પણ આ નના સાહાસે તો ન મનાય એવી અનવીજ ક્રી છે શુ ધારો છો સાહેબ? દરરોજની રોકડ વકરી એક લાખ રૂપીઆ!! વટાણા, નાવ, તુળા, તરમારીના ડીપાર્ટમેટમા રોજની વકરી વીસ હજાર રૂપીઆ કાંઈ ધ્યાનના ઉતરે? વરસ દહાડે દોઢ ક્રોડ રૂપીઆનુ કેઆર. ~

છે માલ

કેટલો ભરેલો હશે? અમેરીકા જતા તો ડોસા થયા પણ અહી નાકના દાંડા આગળ છે તે તો જોઈયે એવું ધારી વાળી હેરોડ કું૦ ના મેનેજીંગ ડીરેક્ટરને એક માનપુર્વક ચીઠી લખીને વીગતો માગી. તુરત જવાબ ફરી વળ્યો કે બીજે દીને પધારશો તો અમારા ડીરેક્ટરો માહેથી એક તમારી સેવામા હાજર રહી સઘળું દેખાડશે. ઠીક. સવારના દશ વાગે હું એક ઇગ્રેજ મીત્ર સાથ જઇ પુગ્યો તો ત્યા જે જોયુ તેનો ઘુઘવાટો હજી નરમ પડયો નથી મારા વહાલાએ તો છ મસ મોટા મોહોલા રોકી મેલયા છે જે મોહોલામા જઇએ ત્યા 'હેરોડ સ્ટોર' નું દર્શન થાય માહે દાખલ થયા તો કયા જવું અને કયા દરવાજામાથી નીકળશુ તો કયા મોહોલામા નીકળશુ તે કાઇં સમજ પડે નહીં. એકજ મોહોલાનો દેખાવ હું પાશ આપુ છુ પહેલા નીચે જોઉ છુ તો મોટી બેંક ચાલે દોહોડસો કલાર્કો કામે વળગેલા. તે ચેકો લે અને આપે વ્યાજ કહાડવાનુ માથે લે, બાહારગામના સીકકા અદલ બદલ કરે, ડીપાજીટ નાણુ રાખે, નાણું ધીરધાર કે ટુંકમા જાણે મોટી બેંક ચાલતી હોય તેવો ટકશાળ મહીના ચાલી રહેલો છે જુદા જુદા ખાતાઓ મ ૩૦૦૦ સ્ત્રી સેલસમેન અને કલાર્કો હતા. આખી ઇમારત ૫૦ ડીટેકટીવો અને ૧૫૦ વીનડો ડેકોરેટરો—તેના રીનો પગાર દર માસે રૂપીઆ અઢી હજાર! તેઓનુ કા એ કે આખી ઇમારતની [illegible]

એમાં સામાન રોજ જુદી જુદી તરેહ ગોઠવીને અદલબદલ કરી મુકવાનું. આખી ઈમારતમાં નાની મોટી મળીને ત્રીસ હજાર ઈલેક્ટ્રીક લાઈટ અને તેનો ઈલેક્ટ્રીક્સ એનજીની-યર જુદો. નહીં? હજુ તમારા ધ્યાનમાં ઉતર્યું નહીં? ત્યારે હજુ આગળ ચાલીશું. હેરોડ સ્ટોરમાં ૮૦ લીફટો છે!! જે ભાગમા જાઓ ત્યા લીફટો તૈયાર. પગે પગ ઈનસ્પેક્ટરો વીટળાયા કરે અને પુછે કે સાહેબ તમને કયા ખાતામા જવુ છે? મારી મદદની કાંઇ જરૂર છે? આપરે જવાબ આપીયે કે મને એક ઝીણી કાતર જોઇયે છે. તો જવાબ મળે કે "યસ સર—ના૦ ૨૭ લીફટ, પાંચમો માળ" ના૦ ૨૭ લીફટ આગળ જઈ માહે બેઠક લીધી અને બોલ્યા કે "ફીફથ ફ્લોર" કે પછી જોઈ લ્યો એક પળમા કાતરજ કાતર. કહીયે કે મને પાચ પૌંડ પટેટા જોઇયે છે. "યસ સર—લીફટ ના૦ ૬૧, ૬ ઠો માળ." સરરપ દેતા ચડ્ડી ગયા કે પટેટાના જાણે વહાણ ફાટાં છે. લાખ લાખ રૂપીઆની કીમતના "ફર" ની શેઆલોથી તે એક પેનીનું દોરાનુ કાટકુ સુધા અહીં મળે છે. બંગલો જોઇયે, હાથી જોઈયે, ઉંટ જોઇયે, વરેણા જોઈયે, ખરા મોતી જોઈયે, ધણીઆણી જોઈયે, ચાકરડી જોઈયે તે સઘળુ એ લોક મેળવી આપવાનું માથે લીયે છે કોઇ વાતની ના નહી. ચાલતા ચાલતાં થાકી ગયા કે ત્રીજે માળે એક મોટુ હોટેલ આવે. તેમા ૨૦૦ છોકરીઓ તમારી સારવાર કરવા તૈયાર. ખાવાનુ

પીવાનું, વાઇન, ચાહ વગેરે. આખાના-પલકારામા હાજર-સાથે બેંડ વાગે ફુવારા ઉડે તે જુદા જો ચીરૂટ પીવાની તલબ થઇ આવી હોય તો ગજાવર સ્મોકીગ રૂમ એવો સણગારેલો કે તેવો પાદશાહી 'હોલ' તો મુંબઈમા મે જોયોબી નથી. કશી વાતની કુદરતી જરૂરીયાત માટેના ઓરડામા પચાસ હજાર રૂપીઆનું તો નકસીકામ કીધેલુ આ લોકે મને ગણત્રી બતાવી કે દરરોજ સવારના ૮ વાગતાથી તે રાતના દશ વાગતા સુધી સરાસરી એક લાખ ઘરાક આ સ્ટોરમા આવી જાય છે સવારના બજાર સારૂ કાંઈ નહી તો પંદરથી વીસ હજાર માણસ આવતા હશે મરવા બટકા કાપી સમારીને હારોહાર મુકેલા તે એક બે નહી પણ હજારો સાજના જ્યારે ફાશનેબલ લોકની ધમાલ પડે ત્યારે તેમની ખાલી ગાડીઓની હારની લબાઈ એક મૈલ જેટલી થવા જાય સ્ટેશનો ઉપરથી સામાન લાવવા અને વેચેલો સામાન ઘરાકને ત્યા પુગાડવા ૪૦૦ ઘોડા, ૩૦ મોટોર વેગન, ૨૦૦ સાઇકલ બોયઝ તમે હજુર એક ડીપાર્ટમેંટમા ગોતા ખાયા કરતા હો એટલામા તો સાઇકલ-બોય તમારી ખરીદી પહોચાડીને પાછો આવીને રસીદ તમારા હાથમા મુકે બહાર જવાના ૮૦ દરવાજા તે દરેક ઉપર અકેકી 'કેઆશ' લેનારી સ્ત્રી બેસાડેલી. નખોદના ગીઆઓને તો કાંઈ ખાડો ખમોચ્યો નડનોજ નથી. આ કંપનીની થાપણ સવા કરોડ રૂપીઆ ફક્ત છે અને ગયે

વરસ–એ લોકે માત્ર ૨૧ લાખ રૂપીઆ નફો કર્યો હતો. આ સામાનમાં 'ફ્રુટ' ની શીઆલો લોકોએ હાવી રાખવા મોકલેલી તેનીજ કીમત છ લાખ રૂપીઆની કહેવાય છે. પણ હવે અહીં સબર કર્યે. નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ ત્યારના ખાત્રી થાય છે. આ પાસે બીજાં બે ચીત્રો છે તે હેરોડના 'સેફ' ડીપાઝીટ ભંડારીઆના છે જેનો હેવાલ યુવરાજ વીદાય થયા પછી ધીરેથી હવે પછી આપીશ.

---

## પ્રકરણ—૨ જું.

ચાલો, હવે પ્રીન્સબી વીદાય થયા અને જીવના જીવન સગળા ધરફડી મારી રહયા હતા તેબી હર પડયા. દોડા દોડીમા ગયા અંકમા હેરોડ સ્ટોરનું દીલપજીર વર્ણન અદકચર મેલી ગયા હતા તે હવે આગળ ચલાવ્યે. પણ કેટલું ચાલશે? એની બધી રનુજી વીગતો આપું તો વાચનાબી સાકશો. આગલ મેં બે ચીત્રો આપ્યા હતા તે શું છે તેની સમજણ આપું છું. આ છ મોહોલ્લા રોકનારી બલાએ આફત ઇમારતનું લોયરૂં આખુ ને આખુ સ્ટીલની પલેટોથી મઢી લીધેલું છે. ચોમેર દેવાલોમા તીજોરીરોકા ખજો ફીક્સ કરી લીધેલા છે. આ માહેના એક યા બે અથવા વધુ ખગ તમે ભાડે રાખો અને તેની વરસની દશ શીલીંગ ફક્ત આપવાની. તમે તમારૂં કીમતી ઝવેરાત, ઓચરીયા, નોટ, મોતી,

માણેક વગેરે જે ચાહો તે તમારે હાથે આ ખંગમા બંધ કરો અને તેની કુંચી તમારી પાસેજ રહે. તમે બંધ કરી રહયા પછી બહારનું ત્રણ ટનનું સ્ટીલનું બારણું આ ખાતાનો મેનેજર બંધ કરે અને વળી રાતના ભોયરામા દાખલ થવાનો તીખા લોહોડાનો દરવાજો ખુદ મેનેજીંગ ડીરેક્ટર બંધ કરે. આ ખાતાની સીસ્ટમ બહુજ રમુજી છે. જાણો કે મારે અવારનવાર બહારગામ જવું પડે છે અને મારી જણસની પેટી રાખી રાખવી છે તો હું જઇને મેનેજીંગ ડીરેક્ટરને મળુ અને નંબર ૫૯૧૨ વાળો ખંગ મારે નામે લખાવી ભાડે રાખુ. પહેલા તો મને એક છુપો "પાસ વર્ડ" આપશે જે ત્યાની છુપી બુકમા નોંધી લેવામા આવશે. આ "પાસ વર્ડ" હું સીવાય બીજુ કોઇ જાણે નહી. ત્યાર બાદ પેલા સ્ટીલના ખંગની કુચી મને આપવામા આવશે.

આ ખગના ચીત્રનો બ્લાક મે આપ્યો છે તે બરાબર જુઓ. જ્યારે આ તીજોરીના ખાતાનુ વર્ણન હમણા હું આપુછુ ત્યારે તે વધુ સમજ પડે માટે આ ચીત્રો ફરીથી એકવાર તમારી હજુરમા ધરવા માટે ક્ષમા માગું છું. આ ચીત્રો જોતા જશો અને વાચતા જશો તો વધારે ખોલાસાથી સમજ પડશે, એકસો ખગનો આ એક કમપાર્ટમેંટ છે.

એ રાખનારા ધણીઓ પોતપોતાની કુચી પોતાની પાસે રાખે અને તે ઉપર બેંકના સતાવાળાઓ પોતાનુ

બારણુ ઢાકે અને વળી તે ઉપર રાતના ત્રીજુ બારણુ ઢકાય પણ સમજો કે આ બેકના લાગતા વળગતાએ તે માહેનીજ બીજી કુચી રાખીને મારો ખગ ઉઘાડે તો? તેનો પણ બદોબસ્ત કીધેલો છે. દરેક ખગને એના જબરા એકસ્ત્રા નકુચા લગાડયા છે કે ચાવીથી બધ કીધા પછી તે ઉપર તમારૂ પોતાનુ વરનુ લાવેલુ "ચબ" નુ કે 'ચેગ્ઉડ' નુ કે 'રિટનર'નુ તાળુ મારો આ ખગ તમારા સ્વાધીનમા આવ્યો કે તેમા તમારી કીંમતી જીણસો તમારે હાથે મુકો તે વાગ આગળ કોઈ ઉભુ રહેલો નહી બધ કરીને બહાર નીકળતી વખતે આ સ્રાગ રૂમના દરવાજા આગળ આફીસમા જઈ તમારૂ નામ ઠામ ખગનો નબર તથા પોતાને હાથની સહી એક ખાનગી ચોપડીના કરવી પડશે હવે ધારો કે ત્રણ મહીને હુ પાછો આવ્યો અને મારો ખગ ઉઘાડવાનુ કામ પડ્યુ તો આફીસમા જતા ચોપડીના પહેલી સહી કરાવશે તે સહી અને આગળ નમુનાની કીધેલી સહી મળતી આવી તો 'પાસ વર્ડ' પાછો કહેવો પડશે અને તમારી નીશાન ઓળખ વગેરે બરાબર જોઇને તમને તનારો ખગ ઉઘાડવા દેશે કદાચ ખગ ધરાવનાર ધણી માદો પડયો અથવા આવી ન શકયો અને બીજા કોઇને મોકલવો પડે તો લખેલી 'ઓથોરેટી' તથા 'પાસ વર્ડ' અને કુચી સાથે આપશે તો તેને ઉઘાડવા દેશે પણ તે અગાઉ તો તમને ખાનગી તારથી પુછાવશે કે બધુ બરાબર છે



કેરોડ સ્ટોર–સફ સફને સોપી આપેલી પોતાની તીજોરીનુ ાનુ

કે કોઇ મવલા ઉતરી તો નથી પડયા? સમજો કે તમારી જણસ વીસ હજાર રૂપીઆની છે અને તમને થોડી મુદત સુધી નાણાની જરૂર છે તો ખંગમાંજ જણસ રહે, કુંચી પણ તમારીજ પાસે રહે અને તોબી બીલડીંગમાંજ જણસ છે એટલીજ ફક્ત જામીનગીરી ઉપર આ ખાતાં-માંથી નાણું આપે છે. આ સઘળું એટલું સફાઇથી કરવામાં આવે છે કે કોઇના દાદાનેબી તેની ખબર પડતી નથી. ઘણી વાર મોટી મોટી ઉમરાવજાદીઓ પોતાની લખો રૂપીઆની મોતીની માળાઓ અને હીરાના દાગી-નાઓ પોતાના ધણીઓથી છુપાછુપ આ 'સ્ત્રાગ બેંક'મા લાવીને મુકી જાય છે અને તેને આધારે પોતાને ખપ પડતી હજારોની રકમ ઉપાડે છે. અગર તમારે આ હેરોડ સ્ટોર મારફને નાણું લેવું ન હોય અને કોઇ બાહારના વ્યાજખાઉ સાથે સાટું કરવું હોય તો તેનીબી હરકત નથી. તમારા સાહુકાર સાથ કરારથી છુપી વાત થાય તે માટે ખાનગી ઓરડાબી આ લોયરામા તૈયાર છે, સહી સાખ કરવી હોય તો સ્ટાપના કાગળબી તૈયાર છે. કાંઈ ચીજની ખોટી નથી. લાખ રૂપીઆની જણસ હોય તે આ ખંગમાંજ રહેવા દઈને ફક્ત એક કુંચી તેની પાસે અને એક કુચી તમારી પાસે એટલીજ જામીનગીરી ઉપર લખ્ખો રૂપીઆ બેધડક ધીરનારા તૈયાર છે. પણ આપણા દેશની પેઠે ફક્ત હીરા મોતીના દાગીના ઉપરજ ઈંગ્લાંડના દ્રવ્યનો મદાર લટકેલો નથી. બધે

લાખ રૂપીઆનુ એકેકુ આઈલપેનટીંગ અને પાચથી દશ લાખ રૂપીઆની કીમતના હીગજડીત વાઝો પણ ત્યા મોટે ઘેરે પ કાયવા છે હવે આવા મોટા દાગીના કાઈ નાના ખગમા રહે નહી એટલે તે માટે એક ડીપાર્ટ-મેટ જુદોજ કહાડેલો છે જ્યા પેક પેટીઓ અને મોટા પીકચરો રાખી શકાય જુઓ તેનુ ચીત્ર

અલબતા આ ખાનાના દરેક ભાગ રૂમનુ ભાડુ જરા વધારે છે હવે આગ નગળની જે ગોઠવણ કરી છે તે એવી નાદર છે કે તેનુ બયાન કરતા હરખને મારે હાથ ધ્રુજે છે. બીવડીગને છેક મથાળે કગેડો ગ્યાલન પાણી સનાય એવી મોટી ટાકીઓ ચહડાવી રાખી છે, અને તેનાથી દરેક ઓરડામા ઝીણી બેમાલમ પાઇપો ઉનારી છે આ પાઇપોને એવી સફાઇથી છુપાવી છે કે નજરે પણ આવતી નથી પાઈપોના નોહોડા એક એવી મેળવણીથી બધ કરી લીધા છે કે ચોકસ ગરમી લાગતાજ તે પીગળી જાય છે, અને દરેક ઓરડાના ફુવાગની પેઠે ધોધમાર પાણી ઉડી રહે છે એ ઉપરાત ફાયર બ્રીગેડ પણ ત્યાની ત્યાજ તૈયાર છે અને તેઓની અલબુચ અનાગનવાર દરીલ લેનામા આવે છે જયારે હુ આ અજાયબ જેના લુનખાનાના દાખલ થયો ત્યારે ત્યા છ હજારને સુનારે પાણીઓના નોટા સીલ કરેલા બાકસો સીચીને મેલેલા હતા આખી ઇનારતની વચોવચ ભોયરામા આ સેફ ડીપાજીટ ખાતુ આવેલુ હોવાથી બહારથી કોઈ



હેરોડ સ્ટોર—કીમતી પીક્ચરો વગેરે અનામત રાખવાનું ખાતું.

દીવાલ કોતરીને અંદર જાય એ તો બનેજ નહીં કેમકે ત્રીસ ફીટની જાડી દીવાલમાંથી પસાર થવા પછી સ્ટીલની ભારી પ્લેટોની દીવાલ એવી છે કે જેમાં એક આંધરૂં પાડતા દશ દીવસ લાગે. અગર આખો સ્ટોરબી બળીને જમીનદોસ્ત થાય તોબી આ સેફ ડીપાજીટ જમીનમાં ડટાયલી રહે એવી ગોઠવણ છે. ઉપરનું ટાપ, સીલીંગ, સાઈડની દીવાલો, લોય સઘળું નરમ અને કઠણ સ્ટીલની એક પછી એક પ્લેટના એવાં બનાવેલાં છે કે તેમાં આધરૂં પાડી શકે એવી તરોપન બનાવવાને હજી સુધી કોઈ ફાવ્યું નથી. દરેક દરવાજો ત્રણ ત્રણ ટન વજનનો છે પણ એવો બનાવ્યો છે કે ફુલની પેઠે ઉઘાડ બંધ થાય છે. એકજ બીજી પોઈંટ આ સેફ ડીપાજીટ ખાતાંના સંબંધમા છે તે વીશે ઇસારો કરી હું આગળ ચાલીશ. કેટલાક ખંઝને એવું સાંચાકામ લગાડેલું છે કે કુંચી આપ્યા પછી તે અમુક મુકરર કરેલે વખતેજ ઉઘડે. દાખલા તરીકે કાઇ બેચાર જણ વચ્ચે એગ્રીમેંટ થયું હોય કે ત્રણ મહીના પછીજ આપણે આ ઓચરીઉં વાચવું, અથવા છ મહીના પછીજ આ નોટ વેચવી તો એકાદ ખંઝ ભાડે લઈને તેમા તે ઓચરીઆ મુકી ત્રણ કે છ મહીનાની ચાવી દીએ તો બરાબર ત્રણ કે છ મહીનેજ તેના આધરામા ચાવી દાખલ થાય. તેની અગાઉ ઉઘાડવા માગો તો માથું પટકીને લોહી કહાડો તોબી ઉઘડે નહીં. સાચાકામ એવી રીતે ગોઠવેલું કે

મુદત પુરી થવેજ મોહોડાંની ઉપરની પ્લેટ ખસી જાઇને ચાવીને સાહે રસ્તો કરી આપે! પણ લાખો રૂપીઆની કીમતનાં પીકચરો અને સામાનો આ સેફ ડીપાઝીટમાં લઇ જશો કેમ? ચીંતા ન કરો—તેના પણ ઉપાય છે. હેરોડ સ્ટોરના ડીરેકટરોને ખબર આપ્યાથી તેઓ એક જબરદસ્ત સ્ટીલનું ગાડું સીપાઈઓની ચોકી સાથે તમારે ઘર બેઠાં મોકલી આપશે અને તમારો સામાન આસાનીથી સ્રાગ રૂમમા આવશે. તમે સ્ટોર્સના આ ખાનગી ખાતામા ફરતા હો ત્યારે પીતળના કઠેરા અને બારીના કાચ સાફ કરતા મહેનતુ કામદારો જુઓ તો અજબ થતા ના. તેઓ સઘળા વીશ્વાસુ ડીટેકટીવો છે, અને એક ગમથી પીતળ કામ સાફ કરવાને મસે બધું ધક ધ્યાન તમારી હીલચાલ ઉપર છે. વળી મેનેજરની આફીસમા એક એવો છુપો હેન્ડલ રાખેલો છે કે જે દાબનાજ ઉપરથી બસો ત્રણસો માણસો મદદે દોડી આવે અને છુપાવેલી રીવાલવરો ઉપાડીને તૈયાર રહે.

હેરોડ સ્ટોરનુ મે આ ઘણું લંબાણ પીન્જન કીધું છે અને આશા રાખુ છું કે તે તમને પસંદ આવ્યું હશે. જો ગમ્યું હોય તો ઠીક છે ને ન ગમ્યું હોય તો—તો શું—ઓછી પીડા. હવે આગળ ચાલીશું. આ સ્ટોર જોવા પછી મારૂં મસ્તક એવું ચકભમ થયું છે કે હું તેનો સેહેલમા પીછો છોડનાર નથી. તમારી પાસે વાહ વાહ કરાવીશ ત્યારેજ મારા મનની શાતી થશે. આ

કંપનીની કરોડ રૂપીઆની થાપણ છે. પણ બીજા એક કરોડ રૂપીઆનુ તો ધીરધાર કરે છે એ લોક શુ કરે છે તેની ટીપ આપવાને હુ અશક્ત છું. હુ ધારું છું કે શુ નથી કરતા તેની ટીપ વધારે જાણવાજોગ થઇ પડે ભાડેના ગાડી, ઘોડાના એ લોકના ચાર મસ્ત મોટા ખાના છે, જ્યા એક 'ફ્રેબ' થી ૮ ઘોડાની રાજવંશી ગાડી ભાડે મળી શકે છે લખ્ખો રૂપીઆના મોતી, હીરા વેચવા રૂપગત બે હોડીઆના વહાણ જોઇએ તોબી મળી મળે છે એકવાર તમારૂ નામ નોંધાવીને પકડણ કરો કે સહનારના પોહોરમા ગોસ્ત, મછી મરઘા, ઈંડા સઘળુ ઘર બેઠ ચાલ્યુ આવે એક સો મૈલ આઘે કસ્બો હોય ત્યા પણ બજાર પુગાડે દહાડાના છ સાત ડીલીવરી ગાડીઓ નીકળે અને વસ્તીનો માલ પહોચાડતા આવે. છત્રીનો વીમો, ફરનીચરનો વીમો, જે કહો તેનો વીમો ઉતારવાને તૈયાર શેર કે લોન લેવી વેચવી હોય તો તૈયાર. દુન્યાના કોઇબી વર્તમાનપત્રોમા જાહેરખબર છપાવવી હોય તો તેના ભાવ તાલ, સવાહુ વીગતો સઘળી તૈયાર ખરે બીરાદરો આ લોકના અપાર ધંધાનો તમને ખ્યાલ નહી આવે—નહી આવે આ સ્ટોર્સની આફીસમા હમેશ દહાડે કેટલા કાગળો આવતા હશે? ફકત ચૌદ હઝાર!! ૩૦૦૦ સેલ્સમેન, ૫૦૦ હીસાબી કલાર્કો! એ લોક હમેશ દહાડે ૧૫૪ જુદી જુદી જાતના તો કેટ-લોગ કહાડે છે. ગયે સાલના કેટલોગની નોંધ મે જોઇ

મુદત પુરી થવેજ મોહોડાની ઉપરની પ્લેટ ખસી જઇને ચાવીને માહે રસ્તો કરી આપે! પણ લાખો રૂપીઆની કીમતના પીક્ચરો અને સામાનો આ સેફ ડીપાઝીટના લઇ જશો કેમ? ચીતા ન કરો—તેના પણ ઉપાય છે. હેરોડ સ્ટોરના ડીરેકટરોને ખબર આપ્યાથી તેઓ એક જબરદસ્ત સ્ટીલનું ગાડુ સીપાઈઓની ચોકી સાથે તમારે ઘર બેઠા મોકલી આપશે અને તમારો સામાન આસાનીથી સ્રાગ રૂમમા આવશે તમે સ્ટોર્સના આ ખાનગી ખાતામા ફરતા હો ત્યારે પીતળના કટેરા અને ખારીના કાચ સાફ કરતા મહેનતુ કામદારો જુઓ તો અજબ થતા ના તેઓ સઘળા વીશ્વાસુ ડીટેક્ટીવો છે, અને એક ગમથી પીતળ કામ સાફ કરવાને મસે બધુ ધ્યાન તમારી હીલચાલ ઉપર છે વળી મેનેજરની આફીસમા એક એવો છુપો હેન્ડલ રાખેલો છે કે જે દાબનાજ ઉપરથી બસો ત્રણસો માણસો મદદે દોડી આવે અને છુપાવેલી રીવાલવરો ઉપાડીને તૈયાર રહે

હેરોડ સ્ટોરનુ મે આ વણુ લબાણ પીન્જન કીધુ છે અને આશા રાખુ છું કે તે તમને પસદ આવ્યુ હશે જો ગમ્યુ હોય તો ઠીક છે ને ન ગમ્યુ હોય તો—તો શુ—ઓછી પીશ હવે આગળ ચાલીશુ. આ સ્ટોર જોના પછી મારૂ મસ્તક એવુ ચમ્મન થયુ છે કે હુ તેનો સેહેલમા પીછો છોડનાર નથી તમારી પાસે વાહ વાહ કરાવીશ ત્યારેજ મારા મનની શાતી થશે આ

કંપનીની કરોડ રૂપીઆની થાપણ છે. પણ બીજા એક કરોડ રૂપીઆનું તો રીઝર્વ ફંડ છે. એ લોક શુ કરે છે તેની ટીપ આપવાને હું અશકત છુ. હું ધારૂં છું કે શુ નથી કરતા તેની ટીપ વધારે જાણવાજોગ થઇ પડે ભાડેના ગાડી, ઘોડાના એ લોકના ચાર મસ મોટા ખાતા છે, જ્યા એક 'કેબ' થી ૮ ઘોડાની રાજ્વશી ગાડી ભાડે મળી શકે છે લખ્ખો રૂપીઆના મોતી, હીરા વેચવા ઉપરાત બે દોઢીઆના વટાણા જોઇએ તોબી અહી મળે છે એકવાર તમારૂ નામ નોધાવીને પકણ કરો કે સહુવારના પોહોરમા ગોસ્ત, મછી મરચા, ઈંડા સઘળુ ઘર બેઠા ચાલ્યુ આવે એક સો મૈલ આઘે કસ્બો હોય ત્યા પણ બજાર પુગાડે દહાડામા છ સાત ડીલીવરી ગાડાઓ નીકળે અને વરદીનો માલ પહોચાડતા આવે જીદગીનો વીમો. ફરનીચરનો વીમો, જે કહો તેનો વીમો ઉતારવાને તૈયાર શેર કે લોન લેવી વેચવી હોય તો તૈયાર. દુન્યાના કોઇબી વર્તમાનપત્રોમા જાહેરખબર છપાવવી હોય તો તેના ભાવ તાલ, સલાહ વીગતો સઘળી તૈયાર. અરે બીરાદરો આ લોકના અપાગ ધંધાનો તમને ખ્યાલ નહી આવે—નહી આવે આ સ્ટોર્સની આફીસમા વરસ દહાડે કેટલા કાગલો આવતા હશે? ફકત ચૌદ લાખ!! ૩૦૦૦ સેલ્સમેન, ૫૦૦ હીસાબી કલાર્કો! એ લોક વરસ દહાડે ૧૫૪ જુદી જુદી જાતના તો કેટ-લોગ કહાડે છે, ગયે સાલના કેટલોગની નોંધ મે જોઇ

તો એ લોકોએ સઘળા મળી ૯૨૫૦૦ કેટલગો વ્હેંચ્યા હતા. હું એના સંબધમાં એક હસમુખી વાત કહું જ્યારે હું મેનેજીંગ ડીરેક્ટર સાથે ફરી ગયો ત્યારે મે કહ્યું "આજની મારી મુલાકાતની યાદગીરીના તમારો એક કેટલગ મને સ્પેર કરશો?"

"અલબત, મોટી ખુશીથી"

જરા વારે આ કેટલગ આવ્યો અંહહ—કેટલગ કે કેટલગનો બાપ! જાણે એક નાની જમવાની ટેબલ! બે માણસ જેમ તેમ ઉપાડી લાવ્યા મે જોયુ કે આ તો કાજીજી લેસ ન લાયા, બડા પાપ લાયા આ લેસને પેક કરી ઈંડીઆ મોકલતા ત્રીસેકની સેસ ઉઠશે એવુ વગાસી મે આ ભેટ ઉપકાર સાથે ના પાડી અને અરજ કરી કે કોઇ નાનુ પુસ્તક હશે તો ઠીક પડશે.

"હાજી, નાહાનુ એડીશન મગાવું."

નાહાનુ એડીશન—અગથુ કરમદા જેટલુ વેબસ-ટરની મોટી ડીક્ષનરી આવે છે તેથી જરા મોટુ. ૫૬૨સો પાના, રગીન ચીત્રો સાથે આ નાહાનુ બચુકલુ કેટ-લગ હુ મારી સાથે લાવ્યો છુ માગ વાહાવાઓ પક્ષ કામદાર તો ખરા જ્યોજરા ટેબલો મુકેલી, ત્યાં ચીઠીના કાગળ, સાહી, એનવીલોપ, સઘળુ મફત માત્ર ઉપર ઝીણા અક્ષરે છાપેલુ કે "આ ચીઠી હુ હેરોડ સ્ટોરના બેશીને લખુ છુ." એક જુદી આફીસ ત્યાં બધી જાતના નાટકોની ટીકીટો મળે અને સીટ ચીઝની પ્લાપ

તમે ઈચ્છો કે મને ફલાની પ્લેસમાં જવું છે તો ટેલીફોન મારફતે એક મીનીટમા પુછીને તુરત તમને ટીકીટ ઇશયુ કરે, પછી ગમે તે કંપની હોય. સહવારના ૯ વાગે, ૧૦ વાગે, ૧૧ા વાગે, ૨ા વાગે, ૪ વાગે અને ૫ વાગે, માછલીના ભરેલાં ગાડાં નીકળે અને બાંધીઆ ઘરાકોને ત્યાં માંછલી પુગાડી આવે. માછલીનું પણ વરસનું કનત્રાકટ. તે એમ કે તમારે ત્યા છ ખાનારા છે તો માણસ દીઠ ૬ પેન્સનો ભાવ ઠરાવી આખું વરસ એ ભાવે માછલી સપ્લાઇ કરે, પછી મોંઘી હોય કે સસ્તી. તેજ પ્રમાણે ગોસ્તનુ બી કનત્રાકટ, લીલી તરકારીનું કનત્રાકટ, મરઘા બતકાનુ કનત્રાકટ. પણ હજુ તો બીજું ઘણું છે.

---

## પ્રકરણ—૩ જું.

મને ઘણા જણ પુછે છે કે મારસેલ્સ તો કયારનું વટાવી છોડયું અને તોએ 'મોદીખાનાથી મારસેલ્સ' નેજ કા શેકો તાણ્યા કરતો હોઈશ? જવાબ સેહેલ છે. એક તો નામ મીઠું મોહપર ચહડી ગયુ છે અને બીજું તો મારસેલ્સ વટાવી ગયો એમ કબુલ રાખવાને હું ના પાડું છું. મોદીખાનેથી નીકળ્યો તે પાછો મોદીખાનેજ આવીશ ને માર્ગમા મારસેલ્સને ભેટતો આવીશ એટલે જે જુનું તે સોનું. પણ મારો મીત્ર હેરોડ સ્ટોરવાળો હજી રાહ જુએ છે. આ પ્રકરણમા એનો છેડો છોડવીશ.

બચારો મરઘાં, બતકાં, માખણ, માછલાં, મોતી, માણેક, પીયાનો, પટેટા, વેચના પરવાર આવતી નથી તોયે બીજાં ઝાતસો કામમાં માથું ઘાલે છે. ત્રણ મૈલના છેટામાં જેટલા મકાન આવ્યા હોય ત્યાંના સઘળા ઘડી-આળોને સાફ રાખવાનું અને આઠ દહાડે ચાવી આપવાનું તે કંત્રાકટ રાખે છે છ ઘડીઆળ સુદ્ધાં ગમે એટલા એક ઘરમાં હોય તેને તપાસીને કુંચી આપવાની વરસ દહાડે ૨૧ શીલીંગ ઘડીઆળો સમારવાનું એક જુદું ખાતુંજ આ મઝલમ સ્ટોરમાં છે ઘોડાના હારનીસ સીવવાનું ખાતું છે, દરજીનું ખાતું છે, ચસ્માનું ખાતું છે, દવાઈનું ખાતું છે પણ હવે બસ કે બીજું કાઇ જોઇયે છે? જરા ધીર ધરો. કોઇ લંડનમાં કે બહાર ટાઉનમાં ગુજરી ગયું તો આપણા દેશની પેઠે બમનદારૂને બોલાવો ને પાસેના ધનાવહુને તેડાવો એવી ધમચકરીની જરૂર નથી. હેરોડવાળાને એક પોસ્ત કાર્ડ નાખ્યો કે કફન તૈયાર, કાળા ઘોડાની શોકની ગાડી હાજર, કબર ઉપર ચહડાવવાના ફુલ તૈયાર, ગ્રેવમગરની ઘોર હાજર, મુએલાના પેટના આંટરડા કહાડી નાખીને તેને બગાડી ન જાય ને માટે (embalm) કરવાની સઘળી સામગ્રી, ડાકટર સુધાં તૈયાર! અરે જાઓરે—તેટલાથીજ શું વળ્યું! સાથે રડવા જનારાઓ ભાડેના તૈયાર, તેઓને પહેરાવવાના કાળા શોકના કપડા તૈયાર! ફકત એક ચાર આનાનો તાર મોકલવાની ખોટી. હેરોડ સ્ટોરવાળા જામીનગીરી

આપે છે કે સ્વાનની સાથે જનારા ભાડુતી રડકંદાઓ એવા કેળવેલા છે કે તેઓ ભાડુતી છે એમ કોઈ જાણે નહીં! જેવો ભભકો મારવો હોય ને ઘણી ગમગીની બતાવવી હોય તેવો ભાવ. જાણે સમજો કે દલ્લાવાળો કાકો મરી ગયો ને તમને તડાકો પડયો તો તેના હેશાનમાં કાકાજીને ઠાઠમાઠથી ખદેરી કહાડવા હોય તો મોટી ફુન-ટાંવાળી ચાર ઘોડાની કફ્‌ન સારૂ રથ, જોડીની બીજી બ્રુમો નંગ ત્રણ, હાથનાં મોજાં પહેરેલા કોચમેનો તથા ગાડીમાં બેસીને જુઠી જુઠી આખ નુછનારા ઠગારાઓ છ, એ બધાના રૂ ૫૦૦!! પણ તેમ નહીં ને કાકા માથે પડેલા હોય ને પેટમાં ડફ્‌લ હોય તો સઘળું પચીસ રૂપીઆમાંથી થઇ શકશે. ફક્ત પાવલાનો તાર ને તમારે શું ખરચવું છે તેનો આંકડો મોકલવાની વાર. પણ કોઇને ભુમીદા થવું ન હોય ને બળી મરવું હોય તો તેની પણ ના નથી. રૂ ૨૧૦ મોકલી આપો તો તમારા મુદ-ઇને બાળી ભશમ કરીને વળી તેની રાખ તમારે ત્યાં આંખમાં ટાઢક આપવા મોકલી આપશે!

અરે બાપજી, બાપજી! આ લોકનાં ભેણ કૌતક આગળ આપણી અક્કલ હેરાન પરેશાન છે. લંડનના ફેશનેબલ લોક રશીયન 'ફર' ના શાલ ડોશાલા માટે ન મનાય એવી કીમત આપે છે. આ રૂવાંટીના કલોક યાને જભ્ભા ઠંડીના દીવસમાં કામ લાગે ને ગરમીમાં તો ઉંચા મેલી છાનવા પડે. પણ જો બરાબર ન મેલે તો

૨

નાહે કીડીઓ લાગુ પડીને હજારો રૂપીઆની ખરાબી કરી નાખે. એટલા માટે હેરોડ સ્ટોરવાળાઓએ એક મોટું ખાતુ સ્થાપ્યુ છે, તેના એવી ગોઠવણ કીધી છે કે એક મોટા દીવાનખાનામા ચામડા પીછના કલોક વગેરે ટાગવામા આવે છે અને તે ઓરડાના સ્ટીમની પાઇપો લાગુ કરી દીધેલી છે તે એવી રીતે કે આખું વરસ સુધી આ ઓરડાની ગરમી એકસરખી રહે છે અને ભીનાસ બીલકુલ દાખલ થવા પામતી નથી પણ હજી આગળ ચાલો હેરોડને બુટ અને શુનો સ્ટોર એક નાનુ જેવુ એક્ઝીબીશન છે એમ કહો તો ચાલે હુ ધારૂ છુ કે લેડીઝ જેનટલમેનના બુટોની સખ્યા લખ્ખોની ગણાતી હશે એ લોકનુ પોતાનુ જ બુટ બનાવવાનુ કારખાનુ છે અને ત્યા તમારા માપ વગેરે નોંધી રાખવાની એક મોટી આફીસ છે એક વાર તમારૂ માપ નામ ઠામ લખી લીધુ કે તમને એક નબર આપવામા આવશે આ નબર દશ વરસેથી મોકલી આરડર કીધો કે તમારા પગનુ બુટ તૈયાર અરે પણ એ લોકનુ દવાઈ બનાવવાનુ કારથાન તો જુઓ કોણ જાણે ગતના ઉપરથી કેમ આવતી હશે! હુ ધારૂ છુ કે દુન્યામા જેટલી પેટટ મેડીસીનો બનતી હશે તે અહીં જમા કીધેલી છે બાલ ઉગાડવાના હજારો નુસખા, દાત સફેદ રાખવાના લખ્ખો પાઉડરો, આખ ખુબસુરત કરવાના કુડી દશેક ચેનાનોથી અહી દેવાલોની હારોહાર ભરી નાખી છે

કાંઇ અગાણીત ડાક્ટરોના પ્રીસક્રીપશનો અહીં દરરોજનાં બનતાં હશે. એ જબરો ઓરડો જોવાજોગ છે. હારની હાર ડીપલોમાવાળા કેમીસ્ટો અહીં દવા તૈયાર કરવા, ગોળીઓ બનાવવા, અને પડીકાં વાળવામાં ગુટી ગપલા જણાય છે. વળી તમારા માણસને ખોટી થવાની જરૂર નહીં. જેવી દવા તૈયાર થઇ કે સ્ટોરનો પોર્યો સાઈકલ ઉપર સવાર થઇને તમારે ઘેર બેઠાં પહોંચાડે એવી ગોઠવણ રાખેલી છે. બધા પ્રીસક્રીપશનનો એકજ મુકરર ભાવ. આને મળતું અને આવડું મોટું ખાતું મુંબઈમાં કે કલકતામાંબી મારા જોવામા આવ્યું નથી.

મારો એક પ્રીય વાચનાર જેણે આ ઉપરે આપેલી વીગતો મારા હાથ અક્ષરની લખેલી ગઈ કાલે વાંચી તે ભભડી ઉઠયો કે "અરે પણ બસ કેની, હજુ કાંઇ બીજું બાકી છે?" હા છે—ઘણું છે. પ્રીન્સ ઓફ વેલ્સ આવે તો આરકો ઉભાં કરવા, બતીઓ લગાડવી, વાવટા ટાંગવા, એ સઘળું હેરોડ સ્ટોરવાળા માથે લીએ છે! પચાસ રૂપીઆથી તે પચાસ હજાર રૂપીઆ સુધીની આતશબાજી જોઈતી હોય તો ફક્ત એક ચીઠી અને ચેક! બેંડ વાજાં જોઈતાં હોય તો પાંચ માણસથી પાંચસો માણસનું બેંડ તૈયાર. લગ્ન સારૂં માંડવા બાંધવા હોય, ભાશણ કરવા સારૂં ખુલ્લી જગાપર છાપરાં નાખવાં હોય, ડાન્સ સારૂં દેવાનખાનું બનાવવું હોય તો હેરોડને લખો. ના એટલુંજ નહીં—પણ પાંચથી

પાંચ હજાર માણસને જમાડવા હોય તો હેરોડ પાનરી તૈયાર છે એ લોક ફ્રેંચ પાલીસ કીધેલા લાકડાના બગલા પોતાના ગોડાઉનોમા તૈયાર રાખે છે અને નાગો તે જગા પર બે ક્લાકમા તે ઉભા કરી, અદર ઇલેક્ટ્રીક લાઇટ, ફુલના કુડ, નેટના પડદા સુદ્ધા તૈયાર કરી નવો પરીઆનો માળો બનાવી આપે છે પણ આ બગલા ઉભા કરીને પછી તનારા પરોણાઓને રીઝનરો કેમ? ફકર ના કરો હેરોડને લખો એ લોક પાસે નાટક ટોળી, મશ્કેરા ટોળી, જાદુગર ટોળી, નાચણીઆ ટોળી, સઘળી પગારદાર તૈયાર છે જેવુ કાન તેવુ દામ પૈસા—પૈસા—બસ પૈસા લાવો ને એ લોક આસમાન નીચે લાવનાને તૈયાર થશે બેંડ મોકલશે તેબી કેવુ ? દરેક વગાડનારને કીરમજી ડ્રેસ ઉપર સોનેરી ફીટનો સાજ અને દરેક વગાડનાર ચાદવાળો ! સ્ત્રી વગાડનારાઓનુ બેડ જોઇતુ હોય તો તેબી તૈયાર છે બચ્ચાઓની પાર્ટી હોય, ને તેઓને હસાવના હોય તો નાની સરકસ પાર્ટી, કેળવેલા ગધેડા સુદ્ધા, આ લોક તૈયાર રાખે છે તરેહનાર હાથ ચાલાકીના ખેલો કરી દેખાડના જાપાની હુન્નરનદો હેરોડ સ્ટોરને ત્યા મોજુદ છે પેટેઓ | પચીઓ, હથેલીમા ચાદ દેખાડનારાઓ, નાચતા હાથીઓ, મેજીક લેનટર્નો, હબસી સીતારીઓ, જે જોઈએ, જેટલામા જોઈએ, અને જ્યારે જોઇએ ત્યારે તૈયાર છે મવાલ એટલોજ કે—શુ તૈયાર નથી.

આહ! હવે તો હું હાકયો—પણ આ ન્જનું પ્રકરણ પુરૂં કરવા વગર ઉઠવું નથી. જરા ચોપડી વેચવાનાં ખાતાં માહે તોં નજર કરો. અરેરે—જાણે આપણી ટાઉન હોલની રોયલ એશીયાટીક સોસાયટીનું પુસ્તકખાનું! તમને ગમે એવી ચોપડી જોઈએ તો છપાયલા ભાવ કરતાં ૨૫ ટકે ઓછે! જે ચોપાનીઉં જોઇએ તે ૨૫ ટકે ઓછે. જેવું ચોપડીનું સંગ્રહસ્થાન તેવુંજ મ્યુઝીકનું સમજવું. પીયાનો વેચવાવાળા વીભાગમાં ગયો તો ત્યાં પીઆનોનાં વહાણજ ફાટેલાં! મેં ગણવાની તજવીજ કરી પણ નીશફળ થયો. વળી રમુજ શું કે જે મેકરની બનાવેલી તેના ભાવ કરતાં તેજ ઇન્સટરૂમેંટ હેરોડનાં સ્ટોરમા સસતું. તમારે ગમે તો ખુદ બનાવનારને ત્યાં જઈને પીઆનો પસંદ કરીને લેઓ તો તેના પૈસા હેરોડવાળો ભરે ને તમારી પાસેથી મહીને મહીને નાની રકમ વસુલ કરે. કેટલાક પીઆનો બનાવવાન કારખાના તો હેરોડ સ્ટોરવાળાઓએ પોતાનેજ માટે ભાડે રાખેલાં છે. તેમા બનતો માલ બીજા કોઇને મળે નહીં.

વળી હેરોડનું એક બીજું ખાતું ઘણું જાણવાજોગ છે. સમજો કે તમારે ચાર પાંચ અથવા વધુ મંહીના બહારગામ જવું છે અને બંગલો ભાડે રાખવો નથી, તેમજ તમારૂં ફરનીચર, વાસણ કુસણ, રાચરચીલું ઘણું છે ને તે કહાડી નાખવાની અથવા વેચી નાખવાની મરજી નથી, તો તેને ભરી રાખવા માટે હેરોડવાળાઓએ એક

પાંચ હજાર માણસને જમાડવાં હોય તો હેરોડ પાવરી તૈયાર છે. એ લોક ફ્રેંચ પાલીસ કીધેલા લાકડાંના બંગલા પોતાનાં ગોડાઉનોમાં તૈયાર રાખે છે અને માગો તે જગા પર બે કલાકમાં તે ઉભા કરી, અંદર ઇલેક્ટ્રીક લાઇટ, ફુલના કુંડાં, નેટના પડદા સુદ્ધાં તૈયાર કરી નવો પરીઆનો માળો બનાવી આપે છે. પણ આ બંગલા ઉભા કરીને પછી તમારા પરોણાઓને રીઝવશો કેમ? ફકર ના કરો. હેરોડને લખો. એ લોક પાસે નાટક ટોળી, મશ્કેરા ટોળી, જાદુગર ટોળી, નાચણીઆ ટોળી, સઘળી પગારદાર તૈયાર છે. જેવું કામ તેવું દામ. પૈસા—પૈસા—બસ પૈસા લાવો ને એ લોક આસમાન નીચે લાવવાને તૈયાર થશે. બેંડ મોકલશે તેબી કેવું? દરેક વગાડનારને કીરમજી ડ્રેસ ઉપર સોનેરી ફીટનો સાજ અને દરેક વગાડનાર ચાદવાળો! સ્ત્રી વગાડનારાઓનું બેંડ જોઇતું હોય તો તેબી તૈયાર છે. બચ્ચાઓની પાર્ટી હોય, ને તેઓને હસાવવા હોય તો નાની સરકસ પાર્ટી, કેળવેલાં ગધેડાં સુદ્ધા, આ લોક તૈયાર રાખે છે તરેહવાર હાથ ચાલાકીના ખેલ કરી દેખાડવા જાપાની હુન્નરબંદો હેરોડ સ્ટોરને ત્યાં મોજુદ છે. પેટઓનુ પંચીઓ, હથેલીમાં ચાંદ દેખાડનારાઓ, નાચતા હાથીઓ, મેજીક લેનટર્નો, હબસી ગીનારીઓ, જે જોઈએ, જેટલામાં જોઈએ. અને જ્યારે જોઇએ ત્યારે તૈયાર છે. સવાલ એટલોજ કે—શું તૈયાર નથી.

બતેલાઓમાંથી પેટ્રીઓ ચહડાવવા તથા ઉતારવા માટે રાક્ષસી હાઈડરોલીક યારીઓ છે. ભાંગે તુટે તેના જવાબદાર તે લોક છે. આવી જાતની ગોઠવણ મારા રખડપટામાં મેં બીજે કોઇ ઠેકાણે જોઇ નથી.

તમો વાંચીને અચરત થશો કે આ હેરોડ સ્ટોરનું ઘોડા ગાડીઓનું ખાતું લગભગ આપણી ટ્રામવે કંપનીના કોલાબા તરફના તબેલાઓને મળતું આવે છે. એક દીવસને માટે, અઠવાડીયાને માટે, મહીનાને માટે કે વરસને માટે જેટલી અને જેવી ગાડીઓ જોઈયે તેવી તેયાર છે. કોઈ ધમધમી શેહાદીમા કે નામદાર શેહેનશાહની લેવીમાં જવા માટે ૧૦ હજાર રૂપીઆ સુધીનું ટર્ન આઉટ જોઈતું હોય તો તે, તેમજ સેંકડો બ્રુમો અને સેંકડો આમનીબસો એ લોક તૈયાર રાખે છે. બધાંના ભાવ ઠરાવેલા હોવાથી કશી પચાત પડતી નથી. ઘોડાવાળાઓના અને કોચમેનોના યુનીફોર્મ હું બીહતાં બીહતાં કહું છું કે આપણા ગવરમેંટ હાઉસના લીવરીઝ કરતાં પણ ચઢીઆતા છે.

પણ હવે હું ધારૂં છું કે આપણા મીત્ર હેરોડનો છેડો આવી પહોચ્યો છે. બચારાઓને પરવાર ઘણી હશે કારણ કે મેં ઉપર વરણવ્યું તે ઉપરાત એ લોકનાં પોતાનાં લીલાંઉખાના છે જેમાં દર અઠવાડીયે મોટાં લીલાંઉ થાય છે. આ લીલાંઉમાં ફકત સરસામનજ નહીં પણ મોટા મોટા વાડી બંગલા અને લખ્ખો

જબરદસ્ત ચાર મજલાની ઈમારત બાંધી છે. આ ઈમારત દશ એકર જગા રોકે છે પીઆનો, પીકચર્સ, કપડાલત્તા, સઘળુ ઘણા થોડા ભાડામા આ હકુતેખાનમા ભરી રાખવામા આવે, અને તે બગડી ન જાય તે માટે ગરમ સ્ટીમની પાઈપો ઓરડાના ઉતારેલી કે જેથી દરેક ઓરડાની ટેપરેચર સનાતર જળવાઇ રહે આ આખી ઇમારત પથ્થરની અને લોઢાની બાંધેલી છે અને તેમા લાકડાનુ નામ પણ નથી, એટલે આગ વરાળની ધાસ્તી નથી. જે બગલો અથવા મકાન ખાલી કરી જવાનુ હોય તે માટે એવી સીફત લગાડેલી છે કે મસ મોટા ગાડાઓમા સામાન ભરી તે ગાડાઓ એનના એન રેલ્વે સ્ટેશન ઉપરથી આખા ને આખા ત્રકમા ચહડાવી દે છે અને તે ટ્રેન બાર્નસ ખાતેના આ અઠગ કોઠારમા જઈ સાચા વડે આ ગાડા આખા ને આખા રમકડાની પેઠે ઉપાડીને ઉપલા મજલાઓ ઉપર ખાલી કરે છે જેવા ગાડા ખાલી થયા કે લીફ્ટમા પાછા નીચે ઉતારી ત્રક ઉપર રચ્યા કે પાછા બીજે ગામે ગયેલાજ જાણવા દાદર ઉપર કબાટ ચહડાવતા 'હલામહે'ની ધાંધલ નહી કે કઠેરાઓ સાથ અફળાઈને ઘસી પડવાની ધાસ્તી નહી અગર વરાકની ઈચ્છા હોય તો ગમે એટલુ ફરનીચર મોટી પેટીના પેક કરીને કહો તે વહાણના ભંડારના મુકી આપે, કારણ કે ટ્રેગેડ સ્ટોરવાળાઓ સખ્યાબધ પોતાના બનેવાઓ તૈયાર રાખે છે એટલુજ નહી પણ

બતેલાઓમાંથી પેટીઓ ચહડાવવા તથા ઉતારવા માટે રાક્ષસી હાઈડરોલીક યાચીઓ છે. ભાંગે તુટે તેના જવાબદાર તે લોક છે. આવી જાતની ગોઠવણ મારા રખડપટ્ટામાં મેં બીજે કોઇ ઠેકાણે જોઇ નથી.

તમો વાંચીને અચરત થશો કે આ હેરોડ સ્ટોરનું ઘોડા ગાડીઓનું ખાતું લગભગ આપણી ટ્રામવે કંપનીના કોલાબા તરફના તબેલાઓને મળતું આવે છે. એક દીવસને માટે, અઠવાડીયાને માટે, મહીનાને માટે કે વરસને માટે જેટલી અને જેવી ગાડીઓ જોઈયે તેવી તૈયાર છે. કોઈ ધમધમી શેહાદીમાં કે નામદાર શેહેનશાહની લેવીમા જવા માટે ૧૦ હજાર રૂપીઆ સુધીનું ટર્ન આઉટ જોઈતું હોય તો તે, તેમજ સેંકડો બ્રુમો અને સેંકડો આમનીબસો એ લોક તૈયાર રાખે છે. બધાંના ભાવ ઠરાવેલા હોવાથી કશી પંચાત પડતી નથી. ઘોડાવાળાઓના અને કોચમેનોના યુનીફોર્મ હું બીહતાં બીહતાં કહું છું કે આપણા ગવરમેંટ હાઉસના લીવરીઝ કરતાં પણ ચઢીઆતા છે.

પણ હવે હું ધારૂં છું કે આપણા મીત્ર હેરોડનો છેડો આવી પહોંચ્યો છે. બચારાઓને પરવાર ઘણી હશે કારણ કે મેં ઉપર વરણવ્યું તે ઉપરાંત એ લોકનાં પોતાનાં લીલાઉખાના છે જેમાં દર અઠવાડીયે મોટાં લીલાંઉ થાય છે. આ લીલાંઉમા ફક્ત સરસામાનજ નહીં પણ મોટા મોટા વાડી બંગલા અને લખ્ખો

રૂપીઆના એસ્ટેટો વેચાય છે. પણ હવે બસ—આ હેરોડ સ્ટોરની બાબદમાં વાંચનારનો ઘણો કીમતી વખત મેં રોકયો છે, એટલે મારે તેમનાથી દરગુજર ચાહવી કે તેઓએ મારો ઉપકાર માનવો તે સવાલ હું વાચનારની મુનસફી ઉપર છોડું છું.

## પ્રકરણ—૪ થું.

પ્રીન્સ ઓફ વેલ્સ અત્રે પધારી ગયા તેના સનમાનમાં મુંબઇમા લંકા સળગી તેની પુઠે વડોદરા રેલવેની આફીસમાં લાહે લાગી ત્યારે મારૂં મન થયું હતું કે લંડનની ફાયર બ્રીગેડનું વર્ણન આપું કેમજે લંડનની આગ હોલવનારી સામગ્રી વળી હેરોડ સ્ટોરનેબી પાણી પાય એવી છે. મુંબઈમા જ્યારથી મી૦ નીકોલ્સ આગ હોલવવાના ખાતા ઉપર ઉપરી તરીકે આવ્યો ત્યારથી આગ વેળાન સંતાપજનક ચીત્રો બહુજ કમી થઇ ગયા છે એ તો જાણીતી વાત છે. પણ જ્યારે હું કહીશ કે આ મી૦ નીકોલ્સ પણ લડનની પ્રખ્યાત ફાયર બ્રીગેડનો એક નાનો અમલદાર હતો, ત્યારે વડા કારસાજીઓ કેવા હશે તેનો કંઈક ખ્યાલ આવશે. લંડનની સાઠ લાખ માણસની વસ્તી અને ગંજાવર વેપાર વણજની વચ્ચે કરોડો ઈલેકટ્રીક લાઇટ છતાં તે આગથી કેટલું નીરાળું છે તેનો મોટો ગુણ ત્યાંની ફાયર બ્રીગેડ સીસ્ટ-

મને છે. આ સીસ્ટમના મેં એટલા વખાણ સાંભળ્યા હતા કે વગ લગાડીને મેં એ ખાતાના કુશળ વડા કેપ્ટન હેમીલટન સાથ મેલાપની ગોઠવણ કરી. એક બુધવારે સહવારના દશ વાગતે હું ગયો ત્યારે મને સઘળું ફેરવીને દેખાડવામા આવ્યું. આગનો ટેલીફોન થતાંજ અડધી મીનીટમા બબાઓ નીકળી પડે છે એમ જ્યારે મે સાભળ્યું ત્યારે સભ્યતાને ખાતર ડોકું તો હલાવ્યું, પણ મનમા જરા શંકા ખરી કે આ મારા વહાલાઓ તોપ મારે છે તે કાઇ જોતાંજ નથી મારાં મોહ ઉપરથી મારા ભીતરમા શુ પસાર થઈ જાય છે તે વડાએ વાચ્યું કે શું, એટલે તે બોલ્યો "મી૦ મરઝ-બાન, અમે દર બુધવારે સાંજના અમારા સ્ટાફની ડ્રીલ લઈએ છીયે ત્યારે તમે ચાર વાગતે આવશો તો તમારા જોવામા બધુ આવશે" મેં આવવાની ખુશી દેખાડી. હજુ તો મારા મોહમાથી આ શબ્દો નીકળી રહયા ન હશે તેવામા અચચુચ બ્યુગલ ફુ કાયુ—ધરધર કરતા ચાર ઘોડા—મોટા પહાડ જેવા—ચાર પગે દોડતા આવ્યા—મને કોઈએ બાજુમાથી પકડીને ખેંચી લીધો—ઘોડા બરા-બર ફાયર એનજીન આગળ જઇ પોતાની મેળે ઉભા, ઉપ-રજ કપીથી હારનેસ તૈયાર રાખેલા તે એક બે સેકંડમા નખાયા અને અડધી મીનીટની અદર ઇનજીન સોર બકોર કરતું નાઠુ એક મીનીટમા તો સઘળું સુમશાન હુ તો પહેલા એવો ભખરાઈ ગયો કે શું થયું તે સમજાઓ

પડે નહીં. આખરે વડાએ મને સમજ પાડી કે તમારાં સારાં નસીબે આગની ખબર આવી પુગી એટલે કેટલી ઝડપથી સઘળું થાય છે તે તમે તમારી નજરે જોયું. હા, જોયું ખરૂં પણ, તે મારા વાંચક મીત્રોને કેમ સમજાવું એ મારી મુશ્કેલી છે. હું જે વર્ણન આપું છું તે સાઉથ વર્ક ફાયર બ્રીગેડનું સેંટ્રલ સ્ટેશન છે તે સમજવું. પહેલાં તો દાખલ થતાં ત્યાં આઠ ઇનજીનો મુકેલાં હતાં. તેમાં એવી કળા કરેલી કે માહે ઓગણી આંચ રાત અને દીન બળ્યાજ કરે. જેવું બ્યુગલ થાય કે ચોકસ માણસોનું એટલુંજ કામ કે એક પવનની એવી પચુકરી લાગુ કરી દેય કે ઇનજીન હજુ તો તબેલામાથી બહાર પડે તે અગાઉ તો સ્ટીમ ચહડીને પચાસ પૌંડ પ્રેશર ઉપર આવી જાય. જ્યારે જુઓ ત્યારે સ્ટીમ તૈયાર. આ ઈનજીનની આગળજ કપ્પીથી એવી રીતે હારનીસ ટાગીને તૈયાર રાખેલા કે ઘોડા આવીને ઉભા રહેતાજ એક સેકંડમા હારનેસ તેમનાં આંગ ઉપર પડેલુંજ જાણવું. પાસેજ તબેલામા હમેશ આઠ ઘોડા વારી પ્રમાણે તૈયાર ઉભેલા. તેઓને એવા કેળવેલા કે બ્યુગલનો સાદ થતાજ ચાર પગે આવીને હારનેસની તળે ઉભા રહે. વીસ આદમીઓ વારી પ્રમાણે ઈનજીન આગળ ઉંચા બુટ અને પીતળની કોલાહ પહેરેલા બેહેલા તૈયાર. બ્યુગલ થયું કે તેઓ ઈનજીન ઉપર ચહડી બેશે અને અડધી મીનીટમા તો બંબો ચાર પગે નાચનો

દુતો, ફુંફું કરતો ચાલ્યો. હજુ તો વડો મને આ સઘળું સમજાવે છે તેટલાં દશ મીનીટમાં તો ઈનજીન પાછું આવ્યું. મેં અજાયબીથી પુછયું "કેમ આગ હોલાઇ ગઇ કે?"

વડાએ હસીને જવાબ દીધો "આગ લાગી હતીજ નહીં-પણ તમારી ઇંતેજારી હું પામી ગયો અને તમને અચબુચ દેખાડવા તથા મારા માણસોની પરીક્ષા લેવા મેં ખોટો ટેલીફોન મંગાવ્યો હતો."

"પણ તે બનેજ કેમ? કાંહાંથી ટેલીફોન આવ્યો?"

"તેનો હું ખોલાસો આપું. લંડનના આખા વીસ્તારમાં અમે ૮૦૦ થાંભલા ઉભા કીધા છે. આ દરેક થાંભલા ફાયર બ્રીગેડના ટેલીફોન છે. દરેક ફાયર-મેનનાં ખીસામાં અકેકો પાકેટ ટેલીફોન છે જે આ થાંભલાને વળગાડ્યાથી તેઓ ગમે તે ડીસ્ત્રીક્ટ સાથ વાત કરી શકે છે. હવે મેં મારાં ખીસા માંહેનું ટેલી-ફોન લગાડી અહીંથી ચાર મૈલ દુરનાં એક સ્ટેશનને ખબર આપી કે આગ લાગી છે એવો તેણે સંધેસો મોક-લવો. સંધેસો આવતાને વાર કેટલી વારમાં બબા નીકળી પડયા તે તમે પોતેજ જોયું છે."

મેં જવાબ દીધો કે "હું ખરેખર અચરત છું, પણ આ ઇનજીનો ગયાં તે ઉપર બેહેલા આગવાળાઓ જાણે છે કે આ ખરી આગ નથી પણ ખોટી તપાસ છે?"

"નહીં-તે લોકોને કશી ખબર નથી-તે લોકની ફેરજ એટલીજ કે બ્યુગલ થતાજ માથે પીતળની કોલાહ

પેહેરીને ઉપર ચહડી બેસવુ. સાથે સુપ્રીનટેનડટ છે તે બધું જાણે છે લ્હેવો, આએ બબો પાછો આવ્યોબી."

હા યારો, ગયાને દશ મીનીટ થઇ હશે એવામા ધરધગ ફરતો બબો પાછો આવ્યો અને ખબર આપી કે એક મૈલ જતાજ વચ્ચેના થાભલાએ ખબર આપી કે "પાછા ફરો–કામ ખલાસ થયુ છે" કપ્પીથી હાર્નેસ ઉચકાઈ ગયું, ઘોડા પોતાની મેળે દોડીને પોતાની જગા ઉપર જઈ ઉભા, આગવાળા બાજહો ઉપર પાછા હાંગેહાર બેસી ગયા અને એક મીનીટમા તો સઘળુ પાછુ વગો સગો! આ ઝડપ ચડપ જોઈ મે હજારો હજાર આફ્રીન કીધી કે યા પરવરદેગાર, જ્યા આવી સઘળી તૈયારીઓ હોય ત્યા આગનુ શુ ચાલે! સાઉથવર્કના મોટા ફાયર સ્ટેશનમા ફરવુ એ ગોયા એક નવી જીંદગીનો નવો સશે ખોલવા જેવુ છે ત્યા કનવાસની અને ચામડાની પાઈપો એવી રચીને મુકી છે કે જાણે મોટો શીહા અઝગર ગુંછ્ડુ વાળીને પર્વત બન્યો હોય આ 'હોઝ' અથવા પાઈપ એવી લાબી છે કે જો તેને ઉખેડીને લાબી નાખે તો પચાસ મૈલ સુધી પહોચે, એટલે બોરી-બંદરના સ્ટેશનથી નાખે તો છેક નેરલના સ્ટેશન સુધી છેડો લાગે! વળી ઇનજીનોની લગોલગ 'ફાયર એસકેપ' સીડીઓ લગાડેલી છે આ સીડીઓ ૭૦ ફીટ સુધી ઉચી લગાડી શકાય, અને તેમા એવી સફાઈથી ગોઠવણ કરેલી છે કે આગના બળતામાથી પણ કોઈને આ સીડી

તરફતે નીચે જમીન ઉપર ગબડાવી મેલવું હોય તો તેનાં બદનને અલવલ આણ્યા વગર તેમ બની શકે.

આ આગ ખાતાના સાધારણ માણસોને અઠવાડીઆંની ૩૦ શીલીંગ એટલે મહીને દહાડે લગભગ રૂ ૯૦ નો પગાર તથા રહેવાનું મકાન મળે છે. તેમનાં બચ્ચાં છોકરા સુખમા રહે અને આગવાળાને કાંઇ અકસ્માત થાય તો તેઓનો ગુજારો થાય એવા સઘળા પક્કા બંદોબસ્ત કીધેલા છે. સાઉથવર્કનું સેનટ્રલ સ્ટેશન જે મેં ઉપર વર્ણવ્યું તેવા લંડન ખાતે ૯૦ સ્ટેશનો છે અને તે દરેકમા ૧૧૨ માણસની ટુકડી રાત દીવસ તૈયાર રાખવામા આવે છે. કોઇ પણ ઠેકાણે આગની ખબર મળતાંજ આસપાસના ૨૦ સ્ટેશનોપરથી બંબાઓ સ્ટીમ ચઢેલા પાચ મીનીટમા આવી પુગે છે, અને પાઇપોમા પાણીનો 'ફ્રેર્સ' જાથુકનો હોવાથી ગમે એવી જબરી આગને પણ માથેવહી થવાનો ચાન્સ મળતો નથી. લંડન શહેરના દરરોજની સરાસરી ૪૩ આગ લાગે છે એટલે મહીનાની ૧૨૦૦ ઉપર આગ થઈ પણ તે છતા ધન્ય છે ત્યાની ફાયર બ્રીગેડ સીસ્ટમને કે કોઇ વારબી અસાધારણ મોટું નુકસાન થવા પામી શકતું નથી. ફાયર બ્રીગેડના માણસો એવા ગંઠાયલા એવા જબરા અને એવા હીમતવાન છે કે મોટી આગના ભડકામા આખા ને આખા ઝીપલાવવું એ તો તેઓને મનથી એક રમત મીસાલ છે. ૨૮ વરસ સુધી નોકરી

કરે તેને તેના પગારનો ૨/૩ ભાગ પેનશન આપવાનો સરેશતો છે, તે છતાં, અજબ જેવું છે કે સુંનદા આગ-વાળાઓ પેનશન ખાવા કરતા ખુદ આગમા ધસવાનું વધારે પસંદ કરે છે. બળતામા પોતાનું બદન ઝીપલાવે તેવાર તેઓ ગુંગળાઇ ન જાય તે માટે તેઓને પીતળ-ની એવી ટોપી પહેરાવી છે કે જે ગળા સુધી ઉતરી જાય છે, અને દમ લેવા માટે ટોપ ઉપર ચીમની જેવી કહાડેલી છે. આ ચીમની બે રીતની ગરજ સારતી જણાય છે. એક તો બળતાની વચ્ચે માહેથી પવન આવે અને બીજું તો માથા ઉપર ગબડી પડતી ઇમા-રતનો પથ્થર અથવા બીમ આવી પડે તો બચાવ થાય. આ ફાયર બ્રીગેડ માણસોની ઉપર રાત દીનની જફા છે. વીસ વીસ માણસની ગેંગ વારા ફરતી રાત દીન ઇનજીનો આગળ કપડા પહેરીને તૈયાર બેસી રહે છે, પણ એટલાજ પ્રમાણમા તેમના સુખને માટે બેન્ડ વાજું, ખાસ નાશ્કશાળા, રીડીંગ રૂમ, તેઓન બઇરી છોકરા માટે બજારો વગેરે સઘળુ સરકારી ખર્ચે ચાલુ છે

પણ હવે આગને આગ લગાડીયે, અને કાંઇ વધારે ખુશનુમા બાબદ ઉપર નીગાહ પહોચાડીયે. હું ધારૂં છુ કે સોના રૂપાની વાત લખીશ તો વાંચનારને વધારે મીઠી લાગશે. આખા યુરોપ, અમેરીકા અને એશીયાના જો કોઇબી બેંકનું ચલણ એક સરખી રીતે સ્વીકારવામા આવતું હોય તો તે બેંક ઓફ ઇંગ્લંડ છે.

ફ્રેંચ સરકારની નોટ કે નેપોલીયન, જર્મન શાહાનશાહની નોટ કે સોનેરી વીસ માર્કનો સીક્કો, ઇંગ્લંડ કે ઈટાલીમાં વટાવવા જશો તો કોઇ હાથ લગાડશે નહીં. આપણા મુંબઇના રૂપીઆને કે સો રૂપીઆની નોટને ખુદ બ્રીટીશ મુલકમાંથી કોઈ આંખીને જોવાનું નથી. પણ બેંક ઓફ ઇંગ્લંડની નોટ કે ઈંગ્લંડનો સોનાનો સોવરીન સાઉથ આફ્રીકાનાં ખુણામાંથી ચપ દેતો ઉંચકાઈ જશે. આખી ધરતીમા સર્વથી માતબર બેંક—બેંક ઓફ ઇંગ્લંડ ગણાય છે. અને તેનો શું ભાર હશે કે પોતાની નોટો કહાડવાની તેને ખુદ પાર્લામેંટે સત્તા આપી છે! પણ જેટલા અબજની નોટ એ બેંક ફરતી કરે તેટલા અવેજનું સોનુ પોતાની તીજોરીમા અનામત રાખવું જોઇયે એવો કાયદાએ આ બેંક ઉપર જાપતો રાખેલો છે. જ્યારે હું ખર્ચ ખાતો હાડમાર થતો લંડન સુધી ગયો ત્યારે ત્યાની બેંક ઓફ ઇંગ્લંડનો કાચા સોનાનો ડુંગર ન જોવો એ હેમલેટના ખેલમા જઈને ખુદ હેમલેટને જોવા વગર પાછું ફરવા બરાબર કહેવાય. ખબર કહાડી તો જણાયુ કે છેલ્લાં એક વરસને દરમ્યાન એક ઘેલા પુરૂષે બેંકના ગવરનરના અંગ ઉપર પીસ્તોલ ફોડી ત્યારથી બેંકના અંદરના ભાગોમા વીઝીટરોને દાખલ કરવાની સખત મનાઈ કરવામા આવી છે, અને 'ગોલ્ડ રીઝર્વ' ના ભોયરામા તો એ નસીબદાર બેંકના ટ્રેઝરર અને તેના ખાસ રખેવાળો સીવાય બીજા કોઇથી

કરે તેને તેના પગારનો ૨/૩ ભાગ પેનશન આપવાનો સરેશતો છે, તે છતા, અન્અબ જેવુ છે કે સુનદા આગવાળાઓ પેનશન ખાવા કરતા ખુદ આગમા ધસવાનુ વધારે પસદ કરે છે બળતામા પોતાનુ બદન ઓપલાવે તેવાર તેઓ ગુગળાઇ ન જાય તે માટે તેઓને પીતળની એવી ટોપી પહેરાવી છે કે જે ગળા સુધી ઉતરી જાય છે, અને દમ લેના માટે ટોપ ઉપર ચીમની જેવી કહાડેલી છે આ ચીમની બે રીતની ગરજ સારતી જણાય છે એક તો બળતાની વચ્ચે માહેથી પવન આવે અને બીજુ તો માથા ઉપર ગબડી પડતી ઇમારતનો પથ્થર અથવા બીન આવી પડે તો બચાવ થાય. આ ફાયર બ્રીગેડ માણસોની ઉપર રાત દીનની જફા છે વીસ વીસ માણસની ટોળી વારા ફરતી રાત દીન ઈનજીનો આગળ કપડા પહેરીને તૈયાર બેસી રહે છે, પણ એટલાજ પ્રમાણના તેમના સુખને માટે બેન્ડ વાજુ, ખાસ નાચઘરવાળા, રીડીગ રૂમ, તેઓને બઈરી છોકરા માટે બજારો વગેરે સઘળુ સરકારી ખર્ચે ચાલુ છે

પણ હવે આગને આગ લગાડીયે, અને કાંઈ વધારે ખુશનુમા બાબદ ઉપર નીગાહ પહોચાડીયે હુ ધારૂ છુ કે સોના રૂપાની વાત લખીશ તો વાચનારને વધારે મીઠી લાગશે આખા યુરોપ, અમેરીકા અને એશીયામા જો કોઇબી બેકનુ ચલણ એક સરખી રીતે સ્વીકારનામા આવતુ હોય તો તે બેક ઓફ ઇગ્લડ છે

ફ્રેંચ સરકારની નોટ કે નેપોલીયન, જર્મન શાહાનશાહની નોટ કે સોનેરી વીસ માર્કનો સીક્કો, ઈંગ્લંડ કે ઈટાલીમાં વટાવવા જશો તો કોઇ હાથ લગાડશે નહીં. આપણા મુંબઇના રૂપીઆને કે સો રૂપીઆની નોટને ખુદ બ્રીટીશ મુલકમાંબી કોઈ આંખીને જોવાનું નથી. પણ બેંક ઓફ ઇંગ્લંડની નોટ કે ઈંગ્લંડનો સોનાનો સોવરીન સાઉથ આફ્રીકાનાં ખુણામાંબી ચપ દેતો ઉચકાઈ જશે. આખી ધરતીમાં સર્વથી માતબર બેંક—બેંક ઓફ ઈંગ્લંડ ગણાય છે. અને તેનો શું ભાર હશે કે પોતાની નોટો કહાડવાની તેને ખુદ પાર્લામેંટે સત્તા આપી છે! પણ જેટલા અબજની નોટ એ બેંક ફરતી કરે તેટલા અવેજનું સોનું પોતાની તીજોરીમાં અનામત રાખવું જોઇયે એવો કાયદાએ આ બેંક ઉપર જાપતો રાખેલો છે. જ્યારે હું ખર્ચ ખાતો હાડમાર થતો લંડન સુધી ગયો ત્યારે ત્યાંની બેંક ઓફ ઇંગ્લંડનો કાચા સોનાનો ડુંગર ન જોયો એ હેમલેટના ખેલમાં જઈને ખુદ હેમલેટને જોવા વગર પાછું ફરવા બરાબર કહેવાય. ખબર કહાડી તો જણાયું કે છેલ્લાં એક વરસને દરમ્યાન . એક ઘેલા પુરૂષે બેંકના ગવરનરનાં અંગ ઉપર પીસ્તોલ ફોડી ત્યારથી બેંકના અંદરના ભાગોમાં વીઝીટરોને દાખલ કરવાની સખત મનાઈ કરવામાં આવી છે, અને 'ગોલ્ડ રીઝર્વ' નાં ભોંયરામાં તો એ નસીબદાર બેંકના ટ્રેઝરર અને તેના ખાસ રખેવાળો સીવાય બીજા કોઇથી

ઉતરવાને બને એ તો તદન અશક્ય વાત છે કહે છે કે આ ગાડો પુરૂષ ધર્યો ધરાયો નહી ત્યારે એક બળાની સુદ્ર વડે તેના અગ ઉપર પાણીનો મારો ચલાવ્યાથી તે જેર થયો! પણ જ્યા ઠરાન કીધો ત્યા સેહેજ અડચણથી હઠી જાઉ એવો હુ નથી મારા એક મોટા વેપારી મીત્ર જેઓ પાચ છ સ્ટીમરોના માલેક હોવા ઉપરાત લખ્ખો રૂપીઆનો બેંકો સાથે વહીવટ ચલાવનાર હતા તેઓ આગળ જઈ મે મારા દીલની ઉમેદ જાહેર કરી. તેઓ ઉઠયા અને અમો સાથે યુનીયન બેક જેમા આ ઈગ્રેજ વહાણવટીનો મોટો લાગવગ હતો ત્યા જઈ મારી ઓળખ કરાવી બેક ઓફ ઇગ્લડના સોનેરી ખજાનામા કેમ દાખલ થયો એ એક નાટકરૂપી કહાણી છે એટલે રસુજ્ઞને ખાતર તેનુ સેહેજ દાસ્તાન લબાણથી આપુ છુ લખ્ખો રૂપીઆના વહીવટદાર કોઇ દહાડે નહી ને આજે બેકમા આવ્યા એથી બેકનો વડો મેનેજર બહુ શાદમાન થયો અને હસીને પુછયુ

"ઓહો મી૦——આજે અમારી બેંકપર સોનાનો સુરજ ઉગ્યો છે કે તનારા પગલા અહી?"

ધનવાન વહાણવટીએ ઉત્તર દીધો, "તનને યાદ છે? તમે એમ વાર કબુલાત આપી હતી કે હુ હમેશ તનારી ઉપર તેમજ તનારી બેક ઉપર ઉપકાર કરતો આવ્યો છુ પણ તેનો બદલો કોઇ દહાડે વાળી આપવાની મે તમને તક આપી નથી?"

"હા, ખરી વાત, એવો કયો દહાડો આવે કે તમે અમારા ઉપકાર તળે આવો ?"

"ધીરજ ધરો તે દહાડો આજે આવ્યો છે કોઇ દહાડે મે તમારી પાસે કાંઈ માગ્યુ લીધુ નથી, પણ આજે તમે મારી એક નોકરી બજાવી શકશો તે એ કે આ મારા ઇશટ મીત્ર જે છેક ઇન્ડીયા વેરથી આવેલા છે તેઓએ બેક ઓફ ઈંગલડનુ સોનાનું ગજાવર કબ્રસ્તાન જોવાના સપત લીધા છે અને તે એમની જીજ્ઞાશા કોઇબી રીતે તૃપ્ત થવી જોઇએ "

બેકનો મેનેજર બચારો બહુ અંદેશામા પડયો

"એ તમે શુ બોલ્યા! તમે મારી પાસે આ ઘડીએ પચાસ લાખની લોન માગી હતે તો હુ ખુશીને મારે હાથ હાથ કુદતે, પણ તમે જે હમણા મારેથી કરાવવા માગો છો તે તો લગભગ ન બન્યા જેવુ છે "

"ચાલો ત્યારે સાહેબજી" કરી અમે બને ઉઠયા, પણ બેક મેનેજરે અમને રોકયા અને બોલ્યો "જરા થોભો, હુ પાચ મીનીટમા આઉછુ " આમ બોલી પોતાની ટોપી માથે ચહડાવી સામેજ બેક ઓફ ઈંગલડ હતી ત્યા દોડયો પાએક કલાકમા પાછો આવી હસ્તે ચહેરે કહયુ.

"ઇટસ ઓલ રાઈટ, એક 'એકસેપશન' તરીકે મે તમારા મીત્ર માટે ખાસ ગોઠવણ કરી છે, માટે

કાલે બપોરના બે વાગે બેંક ઓફ ઇંગલંડમા જઈ આ ચીઠી વડા ખજાનચીને હાથોહાથ આપવી એટલે એમની આશા પુર્ણ થશે.”

હુરરે! આખરે દ્રઢ ઠરાવ આગળ સઘળી મુશ્કેલ આસાન મને જણાવવામા આવ્યું કે મારા સીવાય બીજા કોઇને સાથે લાવવાની પરવાનગી નથી—સારાન્સ કે મારા લખ્ખોપતી સ્ટીમરના માલેકનેબી ઇસારો કે તમોએબી મીહકો ગાળો મુકયો.

બીજે દહાડે બપોરના ટાઇમ સર બેક ઓફ ઇંગ્લંડમા જઇ લાગયો. અરેરે, શું ત્યા દાખલ થતાજ દીવાનખાનાનો ઠાઠ! ફકત પૈસા આપ લે ખાતાના બેકીંગ કાઊંટપરજ કંઈ નહી તો ૫૦૦ કલાર્કો હશે! અને કરોડોની નોટો અને ચેકો લઇ ઉભેલા હજારો વેપારીઓની ગીરદીનો ખ્યાલ નજરે જોવા વગર કયાથી આવે! મે મને મળેલી ચીઠી વડા ખજાનચીને પહોચાડી જે વાચીને તેઓ ચસ્મો ચહડાવી મારૂ મોહડું જોવા લાગયા કે સોનાથી ભરેલો ઝાર્યો જોવાની પરવાનગી મેળવનાર આ ઓરે ગગોઠેગ વળી કોણ હશે! તેઓ ઉઠયા અને હાથમા મોટો એક ફુટનો જણરો કુચો ખલે મારી ચાલવા માડયુ. મારી પછવાડે ખલે બદુક મારીને એક સોલજર ચાલનો હનો નરો જાણે કોઈ બદીવાનને બાસ્ટીલના કીલ્લામા લઇ જતા હોય એનો સઘળો દેખાવ જોઇ મને બહુજ રમુજ મળી. વીચાર કીધો કે સોનેરી

ગોઠ્યા આગળ જતાં ઝડતીબી લેશે ખરી કે ! ઝડતી તો નહીં લીધી પણ એક મોટી ચોપડીમાં મારી સહી અને ઓળખ લખાવી લીધી—પછી એક લોઢાની સીડી મારફતે નીચે ભોયરામાં ઉતર્યા. સોલન્જર કાકા જેઓ સુમારે ૭ ફીટ ઉંચા અને ખાસા બીરનાં પીપ જેવા જાડા અને એક મુકી મારે તો છ માણસને ગબડાવી પાડે એવા હથોડા જેવા કાદાવાળા હતા તેઓ પણ પાછળ પાછળ આવતા હતા. ખજાનચીએ પેલો મસ મોટો કુંચો સ્ટીલના દરવાજામા ઘાલ્યો, બારણું ઉઘડયું, અમે ત્રણ જણ દાખલ થયા કે ચડપ દેતું પાછું માહેથી બંધ કરી દીધામા આવ્યું. એટલે એક છટકામા ઉંદર પકડાયો હોય એવો સઘળો મામલો હતો. કોઇ મારી નાખે તો સો વરસે જણાય નહી. બારણું બંધ થવા પછી ખજાનચીએ પહેલી વાર પોતાનું મોહ ઉઘાડયું.

"હું બહુ અચરત છેઉં કે તમને અમારા સોનાનાં રીઝર્વ ભોયરામા દાખલ થવાની કેમ પરવાનગી મળી હશે! આજે બાર માસની મુદતમા તમે પહેલવેહેલાજ આવ્યા છો."

મેં હસીને જવાબ દીધો—"એવુ મારૂં નસીબ! હું હીંદુસ્તાનનો વતની છુ અને ત્યાના એક રોજીંદાં પત્રનો માલેક અને અધીપતી છું. ઇંગ્લંડના દ્રવ્યનો કંઇક ખ્યાલ મારા પુસ્તકમા આપનાર છું, માટે આ અસાધારણ જોગવાઇ મને કરી આપવામા આવી છે."

આટલા ખુલાસા પછી ઘરડા ખજાનચી ભાઇ ખુશ ખુશ થઇ ગયા, અને સોનાની લાદીઓ જે હારો-હાર પડી હતી તે તરફ આગળી બતાવી બોલ્યા

"લેઓ આય સોનુ સોનુ સોનુ ! કેટલુ જોઈયેછ ?"

સાચુ કહુ તો હુ હને ધાઉ છુ કે મે આ સોનાના ઢગ ન જોયા હોત તોજ ઠીક થાત, કારણ કે તે જોયા પછી સોના માટે મને એવો અભાવ થઇ ગયોછ કે જો કોઇ આજે આ પચાસ હજારની લાદીનાથી દશ વીસ ઉંચકી આપે તો જરૂર ના કહુ (નનાનુ ટમ બાદ !) મશ્કરી એક બાજુ મુકી હુ કહુ છુ કે જેમ રોજનો લીલો હલ્વો જોઇ એક હલ્વાઇનો જીવ ધરાઇ જાય છે અને મીઠાઇને જોતા જોતા તેને ગલ્યાની સુગ ભરાઇ જાય છે એનેજ મળતો કઇક હેવાલ અહી પણ છે પાચસો ફીટનો લાબો નક્કર લોઢાનો ઓરડો તેના લાબી ને લાબી અભરાઇ ઉપર ખાસ્સી એક ફુટ લાબી, છ ઇચ જાડી અને નવ ઇચ પોહોળી સોનાની લાદીઓ હજારોની હારના ઉગાડી પડેલી ખજાનચી કહે —

"લેઓ હુ તનુને છુટ આપુ છુ એનાથી એક લાદી ઉપાડી જાઓ"

શુ ઉપાડી જાય એના બાપનુ તોકુ ! બે હાથે અને એક લાતે ઘણીમી હલાન હો કરી પણ નાપાકની જાણી લાદી તો પા તસુમી પોતાની જગ્યાએથી ખસે નહી, તો પછી ઉપાડે કોણનો મકો ! ખજાનચી નને વીસમ્ય

થયલો જોઇને હસવા લાગ્યા. પુછપરછ કરતાં જણાયું કે આ દરેક લાદી ૫૦૦૦૦ રૂપીઆની હતી અને કુલ સઘળાં ગોડાઉનોમાં મળી અઢી અબજ રૂપીઆનું સોનું ભરેલું હતું. ખા મારા બાપ! કેટલું સોનું જોઇયે છે! પણ હજી સોનાને મુકવું નથી, નવાં પ્રકરણમાં આગળ ચાલશું.

---

## પ્રકરણ—૫ મું.

આપણે સોનું સોનું કર્યે છીયે પણ એ શું નાચીઝ છે તે આવા સોનાના ખંડીયરમાં દાખલ થઇયે ત્યારેજ બરાબર સમજાય. અબજો રૂપીઆના સોનાનો ઢગ જોતાં પહેલા તો આંખ ચળી આવે છે, પણ પછી જાણે ત્રાંબા કાંટા આગળ પીતળના વાસણોની દુકાનમાં પીતળ જોતા હોઈયે એવું લાગે છે. અરે કયાં છે સોનાનો પીળાસ અને કયા છે સોનાની ગરમી! કાંઈ મળે નહીં. હું ધારૂં છું કે આ સઘળી ભેજાંની વ્યાધી છે. થોડી વારે પીળુ પીળું સોનું જોઇ હુ હાફયો એટલે બહાર પડવાની તલબ કરી. ખજાનચી મને પડખે ચાંદીના ભંડારમાં લઈ ગયો તો ત્યા ગાડા ને ગાડા ભરીને ચાંદીના ઢગ લોય ઉપર પડેલા. જાણે નરા સીસાના લાડા. સોનું જોયા પછી ચાદી તો નરી ફીક આવે એવી ફીકી ફચ લાગે. ખજાનચી તેના તરફ તીરસકારથી લાત લગાડી કહે "આ

ચીનાઈ, આ અમેરીકન" ઇત્યાદી. ભલા માણસ તો સોનામય થઇ ગયલો એટલે ચાંદીની તો એવી સુગ કે તેને હાથ લગાડવાનુંબી પોતાના દરજ્જાથી હલકુ સમજે! સોના રૂપાથી ધરાઇ જ્યારે અમે બહાર પડયા ત્યારે ખજાનચી સાથ એવી તો દીલ લગી બની રહી હતી કે તેણે મને નોટ છાપવાના ખાતામાં ફેરવી લાવવાની ખુશી દેખાડી. અલબતે છાપવાનો પ્રયોગ તો અમારા બાપદાદાનો હુન્નર એટલે હું થાકેલો છતા બહુ ખુશી થયો. આ નોટના ખાતામા કોઇને જવાની સખત મનાઇ છે, પણ સાથે જ્યા ખજાનાના ખા પોતેજ એટલે સંત્રીએ બંદુક નીચી કરી સર નમાવ્યુ કે જાદુઇ "ઓપન સીસેમ" નો દરવાજો ખુલી ગયો. પાચ પાઉંડથી પચાશ પાઉંડ સુધીની નોટો અહી છપાતી, ગણાતી અને સહી થતી હતી ખજાનચીએ હસીને પુછ્યુ કે "એકીવારે તમોએ કેટલી દોલત તમારા હાથમા પકડી છે?"

મે ઉત્તર દીધો કે ઘણુ તો એકજ પંજામાં બે લાખ રૂપીઆ હશે.

લુખચીબારસ હીંદુસ્તાનની નાકને ખાતર આટલુંબી નાણીઉ ફેંક્યું તે માટે હું ખાસ ક્ષમા માગવાની જરૂર જોતો નથી. પણ ખજાનચીના મોંહે ઉપર રમુજની નીશાન જોઇ હું ચેતી ગયો કે મારૂં બોલવુ તેને ગળે ઉતર્યુ ન હતું. પાસેની ટેબલ ઉપર જઈ એક મોટો ૫૦ પાઉંડ-

વાળી નોટનો ચોડો—સુમારે બે ફીટ ઉંચો અને જોડાજોડ ચાર મુકેલી એવો પોહોળો—મારા હાથમાં મુકી બોલ્યો,

"લેઓ ત્યારે મી૦ મરઝબાન, તમારા દેશમાં જઈ તમારા મીત્રાને કહેજો કે એક દહાડે તમોએ આ લંડનનાં પણોતાં શેહેરમાં એક કરોડ રૂપીઆનો ખજાનો એકીવારે તમારી ગોદમાં ધર્યો હતો."

આહાહા! આ તે ખજાનો. શું તે કાગળની ગરમી—વાહ! શું તે કાગળનો પમરાટ! શાબાશ! શું શાહીનો રંગ! જાણે હાથમાંથી મુકવાજ નહીં ગમે. અસંતોષીનો ગુપ્ત નીસાસો નાખી આ પ્યારૂં બંડલ તો છોડવું પડયુ, પણ મનમાં દીલાસો લીધો કે આખર ફેરે ને દ્રવ્ય શું ચીજ છે—ફકત હાથનો મેલ. ઓ રફીકો, કમતરીનની આ શીખ ખુબ ધ્યાન દઈને વાચજો કે જો પાંચ લાખનો ધણી આજે પાચ કરોડનો ધણી થવા પામે, તો "ઓ બેંકમાં મારી આટલી બેલેંસ છે" એટલા શેકટના સધ્યારા સીવાય તે પાચ લાખની આવક કરતાં એક તલભારનીબી વધારે મોજ મેળવવા પામનાર નથી. પેટ પુરતું ખાવાનું, કુટુંબનું સુખ, મીત્ર મંડળમાં ઈજ્જત અને પોતાના અંતઃકરણનો સંતોષ, એ ખજાનાનો છેડો નથી. અને જેની પાસે એ હોય તેને પાંચ હજાર—પાંચ લાખ—કે પાચ કરોડ સઘળા સરખા છે. જેઓ પાસે લખખો કરોડો છે, તેઓનાં બદનમાં હૃદયની જગાએ કેવા કીડા કરડતા હશે, તે તમે શું જાણો છો?

આજના વીશયમાં આ થોડાક અસાધારણ ખ્યાલોની જગા કીધી છે તે માટે ફીદવીનો દોશ કહાડશો નહીં. સોનાની ધુંઇ અને કરોડોની નોટના ચોડાની સુગંધના આ સઘળા પ્રતાપ છે. હાથમા કરોડ રૂપીઆનો ખજાનો પકડીને જ્યારે ઉભા રહેશો ત્યારેજ તમને ખ્યાલ આવશે કે છટ, એ કચરો આઘેથી વહાલો લાગેછ, પણ જ્યારે ખરેખરો તે પકડાય ત્યારે તેની માથાકુટની જીકરી તમારા દીલમા એવા વીચારનો પ્રસાર કરાવે છે કે એવી બલાગત હોરી લેવા કરતા પેટ ભરાય એટલા પુરતા પૈસે મનનુ સુખ વધારે કીમતી છે.

પણ હવે બેંકમાથી બહાર પડવાનો વખત થયો એટલે ખજાનચીની મહેરબાનીથી મેળવેલી થોડીક અત્યંત નવીન વીગતો ટપકાવી એ વીશય બંધ કરીશ. બેંક ઓફ ઇંગ્લેંડનો સરેસ્તો છે કે એકવાર નોટ છપાઇને બહાર પડી કે તે પાછી ફરે એટલે બીજીવાર બેંકમાથી ઈશયુ કરવામા આવતી નથી પહેલીજવાર પાછી ફેરવા પછી તેને એક સ્રોગ રૂમમા પાચ વરસ સુધી રાખી મેલવામા આવે છે અને પછી એક મોટા અમલદારની દેખરેખ તળે તેનો નાશ કરવામા આવે છે. મેં પુછ્યું કે "દરરોજ કેટલી નોટો આ પ્રમાણે પાછી ફરતી હશે?"

જવાબ મલ્યો કે "૬૦ હજાર નોટ દરરોજ નવી છપાય છે અને જુની પાછી ફરે છે." આ પાછી ફરેલી નોટની કીમત શું ધારો છો? ૧।। કરોડ રૂપીયા! દોઢ

કરોડ રૂપીયાની નોટ રોજ બને અને રોજ નાશ પામે હવડા બેંક ઓફ ઇંગ્લંડમા ફાડી નાખ્યા વગરની નોટોના સંગ્રહનુ વજન ૮૦ ટન એટલે જે લગભગ ૭।। હજાર મણનુ નોંધેલુ છે અને એ નોટોના બંડલ ઉખેડીને જો અકેકની પાસેપાસે પાથરે, તો આપણી આખી વીકટોર્યા ગાર્ડન ઢંકાઇ જાય એવો હીસાબ મે કહાડયો છે સોનાની લગડીઓ ભંડારમાથી બાહાર વપરાસ માટે ૨ કરોડ રૂપીઆની પડેલી મે જોઇ હતી આ દરેક લગડી રૂ ૨૫ હજારની કીમતની કહેતા હતા પાસેનાજ ઓરડામા સોનાના સોવરેન ખોટા છે કે ખરા—વજનમા બરાબર છે કે હલકા—તે તપાસવાના ઇલેકટ્રીક મશીનો ચાલતા હતા શુ આ મશીનો જોવાની મજેહ! જાણે માત્ર જીવ મુકવાનુજ બાકી ઉપર એક ગટર વાટે ગીનીઓ એક પછી એક સીપાઇની પેઠે પોતાની મેળે ચાલી આવે અને મશીનમાથી પસાર થઇ રણકા સમેત નીચે પડે જે વજનમા હલકી અથવા ખોટી હોય તે ઠડાક દેતી પોતાની મેળે બાહાર ઉડી જાય આ પ્રમાણે દરરોજ બેથી ત્રણ લાખ ગીનીઓ એટલે લગભગ ૫૦ લાખ રૂપીઆના સોનાના સીક્કા આ મશીનોમા આકવામા આવે છે હુ આ ઠેકાણે નોંધ લઉં છુ કે નોટ છાપવા માટે ૨૦ મશીનો કામે લગાડેલા છે અને અજબ જેવુ છે કે આ મશીનો ઉપર નોટ છાપીને તૈયાર કરનાર ઘણા ખરા નાની વયના ચબરાક ૧૬ થી

૧૮ વરસના દુકતાઓ છે. આ મશીનો "ફ્લાક્ન" મશી-ન્સને નામે ઓળખાય છે અને તે કલાકની ૨૫૦૦ નોટ ક્હાડે છે અને નોટો છાપ્યા પછી પોતાની મેળે ઢગલી બનાવે છે—માણસના હાથની જરૂર પડતી નથી. આ બહુ નવાઇ જેવા મશીન માહેનો એક હું અત્રે લાવ્યો છું અને આ વીશય વાચનારમાંથી કોઇની પણ જોવાની ઇચ્છા હશે તો ખુશીથી દેખાડીશ. આ નોટના ખાતામાં કુલ ૧૨૦૦ ક્લાર્કો સારો દીવસ કામ કરે છે. તેઓના હાથમાથી અબજોની રકમ પસાર થઈ જાય છે, પણ આજ સુધી કોઇ દહાડેબી એક પાઇનો વર વાધો જણાયો નથી.

હવે નોટ—નોટ ને ગીની—ગીનીથી ઉબક આવી ગઇ છે માટે તેનો તોડ કાઇ ગઝ્યું ગઝ્યું આપીને ક્હાડવાનો વીચાર મેં પહેલાથીજ રાખ્યો હતો. મારા ઇંગ્રેજ મીત્રો મને પુછવા લાગ્યા કે "કેમ ભાઈ, સારૂં ઈગલંડનુ ખુણે ખુણુ ખુંદારી વાળ્યું, હવે કાઇ બાકી છે?" હા છે વણુ છે. હજી તો હુંટલી પામરનું બીસ્કીટનું કારખાનુ જોવુ છે—કેડબરી કોકોની મુલાકાત લેવી છે—અને સહવારના પોહોરમા હમાજોર કરનાર—પેટમા કરમને સજીવન રાખનાર—બદહજમી અને બાદીના નામને તેજી રાખનાર જામ અને જેલીના શાહ બનાવનાર ક્રોસ એડ બ્લેકવેલ અથવા જે. ટી. મોરટન કે એવાજ બીજાં કોઈ ખાતાની ખબર લેવી છે. ખબર મળી કે ક્રોસ

અને બ્લેકવેલ તમારા હીંદુસ્તાન તરફ બહુ મોટો વેપાર ચલાવે છે તે ખરી વાત, પણ અમારા ઈંગ્લંડ અને સ્કાટ-લંડના કાઉંટીઓમાં પીક કંપની તેટલીજ જાણીતી છે. વાસ્તે ત્યાં ચાલો. ચાલો, આપણે ક્યાં ના છે સહુવા-રના અગીયાર વાગે એક બુઝોર્ગ ઇંગ્રેજ મીત્રને લઇને સ્વારી પીક કંપનીના મુરબ્બાખાનામાં ચાલી. સાભળો છો! પુંજીઆજી ચટણીવાળા, માથેરાનવાળા ઈબરાહીમ-ખાન અને પચગનીવાળા શેખ જેલીવાળા, જરા નીચલી વીગતો સંભાળથી વાચજો, કારણ કે તેમાથી ઘણુંક જાણવાનુ મળશે હું તો જાણું કે પીક કું૦ જામ-જેલી સરકો રાઈ બનાવનારા ઘણું તો અગેના કોઇ પાણીના અચાર કે મસાલાવાળાની દુકાન કરતા ૨૫–૫૦ ગણા વધારે મોટા હશે પણ દાખલ થતા શું જોઉં છું! પહેલા તો એક મોટો કુશાદે બગીચો અને એક બાજુએ જુદા જુદા ફળ, જેવા કે ઓરેંજીસ, એપલ્સ, ગ્રીનગેજ, સ્ટ્રાબેરી, વગેરેના ડુંગર મારેલા. લખતા પણ મારા હાથ અચરતીને મારે ધ્રુજે છે. કાર-ખાનામાં બે હજાર—તેમા મુખ્ય કરી સીઓ—નો કામે લાગેલી દરરોજની ૮૦૦૦ મણ ખાંડનો ખપ, એટલે જે આપણા ભાગબરદારી ગાડા ૧૦૦ ભરીને રોજ ખાંડ આવે ને ખપે દરરોજ ૧૧૮ ટન એટલે ૯૦૦૦ મણ ફરૂટ તાજી રેલવે ટ્રેનોની મારફતે આવીને પડે, બફાય અને ખપે. જેવી મોસમ તેવી ફરૂટ. હું જ્યારે

ગયો ત્યારે ડેમસન નામની ફ્રુટની મોસમ હતી એટલે ટ્રેનની ટ્રેનો ભરીને સ્પેશીયલો આવે અને કંપનીનાં ૧૦૦ ગાડાં અને ૨૦૦ ઘોડા તે લાવીને કમ્પાઉન્ડમાં નાંખે તે ને તેજ દહાડે જેટલી સોઝી હોય તે બાકી-ને ચીનીની બરણીઓમાં ભરી કે બાકી વધેલી પોચી ને કામ ન લાગે એટલે તે નાખી આવવા સારૂ ૧૦૦–૨૦૦ ગાડા જુદાં. હવે આ ફ્રુટની વ્યવસ્થા કેવી કરવામાં આવે છે તે વર્ણવુ છું. મસ મોટાં લાક-ડાંના ટબોમાં પહેલા ફ્રુટ ધોઇ કહાડવામાં સુમારે ૧૦૦ સ્રીઓ લાગેલી. પાસેજ એક મોટા ચોકમાં ૨૦૦–૩૦૦ સ્રીઓ શાકરનો શીરો બનાવે. તેની પાસે ત્રીજા મોટા ચોકમાં ૨૦૦–૩૦૦ સ્રીઓ મોટા પક્કી બાંધણીના ચુલા ઉપર બગાણા ચહડાવેલા તેમાં આ ફ્રુટને બાફે. જેવી ફ્રુટ બફાઈ રહી કે ચીનીકામની ૨૫ રતલ સમાય એટલી બરણીઓમાં ભરી તે ઉપર ફ્રુટની જાત અને તારીખ લખીને એક અંદર આઉડ ભોયરામાં લઇ જાય. આ ભોયરાનું હકીકતે ખાન ડેન્ટીના પ્રખ્યાત ઈનફરનોને મળતું આવે છે. નીચે ઉતર્યા કે અકેકની ઉપર ચહડા-વેલી એક સરખી અઢી લાખ બરણીઓના મોહોલ્લા કીધેલા, ફક્ત ઇલેકટ્રીક લાઇટથીજ અજવાળું પડે. બર-ણીઓ દીવાલની પેઠે એવી એક સરખી રચેલી કે એક મોહોલ્લાથી બીજો મોહોલ્લો ઓળખાણમાંબી નહીં આવે અને સેહેજમાં બરણીરાકા મોહોલ્લાઓમાં ભુલા

૫ડી જઈયે. અકેકની ઉપર આઠ બરણીની ચોડ ચહડાવેલી અને દરેક મોહોલ્લો સુમારે ૬૦૦ ફીટ લાબો અને જ્યાં જુવો ત્યા સીપાઈઓની પેઠે બરણી—બરણી અને બરણીજ. જમાણા જવું કે ડાબા જવું તે પણ સમજ પડે નહીં. પીંક કું૦ ના એક ડીરેકટર જે અમારી સેવામા હાજર હતા, તેઓએ ખબર આપી કે અમુને દર સાલ ત્રણ લાખ આવી ૨૫ રતલી બરણીઓ સપલાઇ કરવાનું કંટ્રાક્ટ છે, પણ ઘણીવાર કંટ્રાકટરો વખતસર બરણીઓ મોકલી ન શકવાથી ફ્રૂટ એક બે દીવસ રાખીને કોહી જવાથી નાખી દેવી પડે છે અને તેવી વખતે તેઓને દરરોજ લગભગ ૧૫ થી ૨૦ હજાર રૂપીઆનું નુકસાન થાય છે. આ ખાલી બરણીઓની કીમત દર સાલ ફકત પાચ લાખ રૂપીઆ, અને શીરા વગરની ફકત બાફેલી ફ્રૂટની કીમત ૧૦ લાખ રૂપીઆ રોજ વેચાય તે જુદુ, આ તો હું સ્ટોકના માલની કીમત કહુ છું. બરણીઓ ખુટી જાય ત્યારે બાફેલા માલ કાઇ રોજ નાખી દેવો તો પરવડે નહીં, તેટલા માટે ૬૦ હજાર લાકડાના પીપો બાફેલા માલથી ભરી મુકેલા. ભાઈઓ, હસશો નહી. જામ અને જેલીના બ્લ્યુ રંગના જે રતલી ટીન તમે જુવો છો, તેવા વરસ દહાડે પીક કું૦ ૮૦ લાખ વેચે છે. આ ટીનના ડબ્બા બનાવવાને ખાતર જે કારખાનું છે તેમાં ૩૦૦ માણસ છે અને એક જબરદસ્ત ઇનજીન ચાલે

છે. શું એ કામના કરવૈયા હશે કે લક્ખો પત્રાં કાપીને તેના પાંચ પાઉંડના ટીનથી તે એક પાઉંડના ટીન બનાવે, અને તે કાપતાંથી નાના રેજા વધે, તે નાંખી ન દેવા સારૂ ઝીણી ગોળીની દાબડીઓ આવે છે, તેવી પણ ડબ્બી બનાવી તેમા જેલી અથવા છુંદેલો ખીમો મુકીને તે અડધી પેનીએ વેચવા મોકલે. કહે છે કે બાફેલો માલ એરટાઇટ બરણીઓમા ખરાબ થતો નથી એટલે ઉપર વર્ણવેલા બરણીના મોહોલ્લામાં તેઓને રચી રાખી, જેમ વરદી આવતી જાય તેમ કહાડીને શીશામાં મેળવીને બજારમા રવાના કરે. ટીનમા ભરાયા પછી તેની આસપાસ ટીકીટ મારીને કાગળમા લપેટનાર છોડીઓનું ખાતું જોવાજોગ હતું. રમકડા જેવી છોકરીઓ કોણી સુધી બાંહે ચઢાવીને એવી ઝડપથી ડબ્બા વીટાળે કે આપણા તરફ જોવાની પણ ફુરસુદ નહીં. કહે છે કે એકેક છોડી એક દીવસના સાડા ત્રણ હજાર ટીન વળગાવી નાખે છે. મુરબ્બો અથવા જામ જેલી ભરવા પછી ટીનને રેવણ દેનાર છોડીઓની પણ હારોહાર. અકેક છોકરી એક દીવસમા ૧૮૦૦ ટીનને રેવણ દઈ શકે છે. મુરબ્બો, જેલી, જામ ઉપરાત સેલેડ ઓઇલ, કાર્ન ફ્લાવર, પેપરમીંટ, લ્યુઝ્યુબસ, અચારની બાટલી, મીઠાઈ. ખીમા, યાને ખોરાકીની હમા ચીઝ અહીં બને છે. હજારો ટન મસાલો દુર દરાજનાં મુલકથી આવીને અહી સફાઇ થઈ તેની બાટલીઓ ભરાય છે. ફક્ત

બહારગામ મોકલવાના પેકીંગ ડીપાર્ટમેંટમાંજ સુમારે ૨૦૦ માણસ હશે. જાત જાતની દેવદારની પેટીઓ અને પેટારા સ્ટીમ કરવતથી કપાઇ તૈયાર થઇ, ચારી મારફતે આફીસ રૂમમાં જઇ પડે તે દેખાવ બે ઘડી જોવા જોગ છે. ઉપરની એક્ષપોર્ટ આફીસમાં ૫૦ લેડી કલાર્કો ઓરડરોને માટે પુરી પડતી નથી. હવે વીચાર કરો કે જે ખાતાંમાં બે હજાર માણસો કામ કરે, ૮૦ લાખ ટીન બને, ૧૮૦૦ મણ ખાંડ ખપે અને ૨૦૦૦ મણ દરરોજની ફ્રુટ ખપે, ત્યારે તેનું દરરોજનું વેચાણ શું હશે ! વળી મારી અજાયબી વચ્ચે જોયું કે ભાવ પણ ઘણા સસ્તા. અખતરા તરીકે મેં પાંચ પૌંડની નોટ કહાડી આપી અને અરજ કરી કે દરેક ચીજનો એકેકો નમુનો પેક કરી મારે સરનામે મુંબઇ મોકલી આપવો કે મારાં મીત્ર મંડળમાં દેખાડવા કામ લાગે. જ્યારે હું મુંબઈ પાછો ફર્યો ત્યારે ૧૧ મોટી પેટીઓ ઠસોઠસ ભરેલી આવીને પડેલી. આપણે સ્ટ્રાબેરી અને રાસ્પબેરીના ટીનના લગભગ ૯ આના આપ્યે છીયે. પણ આ જામ પીંક ફ્રાં૦ ને ત્યાંથી કાચનાં ટંબલર સુદ્ધા ફક્ત ૩ા આને પડવા ગઇ. જામ જેલી ખલાસ થવા પછી ટંબલર કામ લાગે તે જુદું. જાત જાતની લોઝેનજીસનાબી તેજ હાલ ! મોટી ડબલ બાટલીની કીમત ફક્ત આના પાચ. પોણોસો રૂપીઆમાં ૧૧ પેટી ભરીને આ ઘમસાણ આવી પડયું તે ખાતા પીતા અને મીત્ર મંડળમાં વહેંચનાં હું કંટાળી ગયો. વેપારીઓનું આ ઉપર હું ધ્યાન ખેંચું છું.

## પ્રકરણ—૬ ઠું.

વર્તમાનપત્રો પ્રગટ કરવાનું કામ અને છાપાકળા તો મારા બાપદાદાથી ઉતરતો આવેલો વારસો છે અને જ્યારે જર્મનીમાં એ હુન્નરની ચડતી અને વધતી જોવાના મેં પછાડા માર્યા ત્યારે લંડન જે પોતાના મહાન છાપા માટે જગ પ્રખ્યાત છે તેની ખબર લીધા વગર પાછો ફરૂં એમ અલબત બનવા જોગ નથી. બર્લીનમાં જ્યારે સરકારી પત્ર "ટાગે બ્લાટ" ની મુલાકાતે હું ગયો, ત્યારે ત્યાંની ધંધુખર જોઇ હું કેટલો અચરત થયો હતો તેનું મારૂં આપેલું વર્ણન વાંચનારા સાહેબોને યાદ હશે. જ્યારે "ટાગે બ્લાટ" ની બે લાખ રોજની નકલોની તારીફ મેં હરણફાર થઇને લંડનના વર્તમાનપત્રના બીરાદરો આગળ કરવા માડી ત્યારે તેઓ મશ્કરી કરી હસ્વા લાગ્યા. કેટલાક મીત્રોની ફરમાસથી લંડનમા પ્રગટ થતું "સ્ટાર" પત્ર મેં પહેલું જોયું. આ પત્ર દરરોજ સાંજના સવા બે લાખ નકલો વેચે છે અને અલબત તેની સંખ્યા પ્રમાણે ગડબડ પણ ઝાઝી છે. પણ ખરૂં કહું તો એકવાર બીજા દેશમાં બે લાખ નક્લવાળું પત્ર જોયા પછી આ ગોલાબી પત્ર મને ઝાઝો અચરત કર્યો નહીં. લંડનનાં ઘણાખરાં રોજીંદાં પત્રો એક પેનીની કીમતે વેચાય છે. પણ જ્યારે ખબર પડી કે મી૦ હાર્મસવર્થે જે ગયાં અડવા-

ડ્યામા ઉમરાવપદ પામ્યા છે તેવણ સહવારનું આઠ સફાનું મોટું પત્ર ફક્ત અડધી પેનીએ ક્હાડનાર છે, ત્યારે સમજદાગે ડોકુ ધુણાવવા લાગ્યા કે આ ધણી કરોડપતી થશે કે દીવાળું ક્હાડશે! સર્વેની ગણત્રી છેલ્લા બાર માસમા ઉંધી વળી છે. આ અડધી પેની-વાળું નવુ પત્ર દરરોજ દશ લાખ કોપી વેચી શકે છે. આ 'ડેલી મેલ' ની આફીસ હુ જોવા ગયો હતો. એ ન્યુસપેપર છાપવાનુ કારખાનુ નહીં પણ એક મોટું શેહેર જેવુ લાગ્યુ. પુછ્યુ કે કલાકની કેટલી નકલ છાપો છો, ત્યારે જવાબ મળ્યો કે ૨૪૦૦૦. જ્યારે આ વાત મારા મીત્રો મેસર્સ લોઇડની કંપનીવાળાઓને કહી ત્યારે તેઓએ મને બીજે સનીવારે રાતના પહેલી-જવાર ચાલુ થનાર પોતાના નવા મશીનની ક્રીયામા સામેલ થવાનુ ઈજન કર્યું આહ! લોઇડસ વીકલી ન્યુઝના વરાકોની સંખ્યા ૧૨॥ લાખ! સંખ્યા જોતા કેંનુ મોહ ભરાઇ જાય છે! રાતના ૧૦ વાગતાથી સહ-વારના ૫ વાગતા સુધીમા ૧૨॥ લાખ કોપી, ૨૮ પેજ પત્રની ક્હાડવી એ કાઇ કુલ્લીમાનો ગોળ નથી લોઈડ લીમીટેડ કંપની જેઓનું સહવારનુ પત્ર 'ધી ક્રોનીકલ' ને નામે ઓળખાય છે, તે રોજીંદા પત્રની ત્રણ લાખ નકલો ખપે છે, ને ઉપરાત દર અઠવાડયે લોઇડસ વીક-લીની ઉપલી રાક્ષસી સંખ્યા છાપવા માટે તેમના ચાલુ મશીનો ઓછા માલમ પડવાથી આ કંપનીએ અમેરીકાના

નામાકીત મશીન બનાવનાર હો મારફતે એક નવો મશીન મગાવ્યો છે જે ખરૂં જોતા સાત મશીનોનો ઝુમખડો છે. મુંબઈના ચાલતા વર્તમાનપત્રના ધોકારાનો ખ્યાલ કરતા મને લખતાંબી લાજ લાગે છે કે આ નવુ મશીન એક કલાકની ૯૬ હજાર કોપી છાપે છે. મશીનની કીમત નાની—ઘણીજ નાની—ફક્ત ૩૦ લાખ રૂપીઆ! કદબી હનુમાન ગલીના એકુ ઘરની નાની ઓરડીમા સમાઇ જાય એટલુ. ફક્ત ૧૦૦ ફીટ લાંબુ આ ગજબને ચલાવના માટે ભોંયરામા જે વીજળીક ડાઇનેમો ઉભો કર્યો છે તેબી નાનો જેવો ઈજીપ્તશીયન પીરેમીડ! બીચારા વીલાયતના વર્તમાનપત્રવાળાઓ કરોડપતી છતે બહુ ભોળા હશે! લાઇડવાળાઓએ આ કલાકના લાખ કોપી છાપનારા મશીનની પધરામણી કીધાથી તેઓના જુના મશીન, જે કલાકની ફક્ત ૨૦—૨૨ હજાર નકલો છાપે તે જેમ જાય તેમ ક્હાડી નાખવાની જરૂર વીચારી મને પુછયુ કે "મી૦ મજઝબાન, આ અમારા ૨૬ કીધેલા મશીનો ઘણા ગુડ ઓરડરમાં છે, તમારે જોઈતા હોય તો અમે જેમ માગશો તેમ આપી દઈશુ " ફક્ત નવાઈને ખાતર પુછયુ કે "કેટલામા અકેકની કીમત રાખી છે?" જવાબ મલ્યો કે "કાંઇ નહી, લ્યો અકેકો લાખ લાખ રૂપીઆમા આપી દઇશુ." હાનકુ મોહ રાખી અવમને મે કહયુ કે વીચાર કરીને હુ જવાબ દઇશ પણ મનસે બહુ રમુજ મળી કે કલાકની ૨૫ હજાર

હનુમાન ગલીનુ ઘર અને લાખ રૂપીઆ! જોઉ—શેઠને પુછી આઉ! લોઇડની આફીસની ધામધુમ અને દરેક જણે પોતાનુ કામ કરવાની સફાઇના શુ વખાણ કરૂં! હું ડરૂં છુ કે હું મારા કામને ઇનસાફ આપી શકીશ નહી. આ નામાકીત મશીન તેજ દહાડે પહેલીવાર શરૂ કરવામા આવનાર હતો અને તે જોવા માટે અમો ફ્કત દશ બાર જણજ હાજર હતા મશીનને ચાર ખુણેથી જેમ પાણીનો ધોધ પડે તેમ ૨૮ પેજી આખા ને આખા પત્રો ફુર ફુર ફુર ફુર ધોધની મીસાલે છપાઈને પડે વળી એવી ખુબી કરેલી કે દર ૨૮ નકલે ઢગલી પોતાની મેળે ખસી જાય, પણ તે એટલી ઝડપથી કે તે ઉપાડીને ચોડો કરવાને વઢીક માણસોને ટાઈમ ન મળે આ મોટા દીવાનખાનામા અવાજ અને ઘોઘાટ એટલો જબરો થાય કે એક બીજાના કાનમા પડયા વગર બોલેવુ સભળાય નહી. ૧૨ા લાખ કાપી છાપવાની એટલે એક મીનીટબી વ્યર્થ મુકાઇ શકાય નહી આ સખ્યા છાપવાને માટે કપનીના સીગ્રીગઝોર્ન ખાતેના કારખાનામાથી કાગળના રોલો આવે તેની સખ્યા દર અક માટે ૧૨૦ રોલની થવા જાય આ રોલ એકેકુ ખાસ્સુ ૧૨ ફીટ લાબુ અને એક મથુરાપુર એટલે જે સુમારે પાા ફીટ ઉંચુ અને નજનમા કોણ જાણે કેટલા ટન હશે, તેવા ૧૨૦ રોલને ભરી રાખવા માટે લડન જેવા મોઘા શેહેરમા ભાડું ભરવુ પરવડે નહી એટલે

એવી ગોઠવણ કરેલી કે સનીવારનાં પત્ર માટે જે કાગળ જોઇયે, તે તેની આગલે ભરેસપતવારે એટલે બે દીવસ અગાઉ તો કારખાનામાં 'પલ્પ' એટલે માવાના આકારમાં તૈયારબી ન હોય. ભરેસપતવારે માવો મીલાવ્યો, શુક્રવારે કડકડાત કાગજ બન્યું કે રાતો રાત બધાં રોલો ટ્રેન અથવા તરાપા મારફતે લંડન આવ્યાં કે તે ગાડાં એમનાં એમ કારખાના આગળ ઉભાં રહે અને એકેક રોલ મશીનપર ચહડતું જાય કે બીજું રોલ તેની જગા પુરતું જાય. સનીવારે છપાઇ રહયાં કે કારખાનામાંથી કહાડયાં બહાર. બચારાં કાગળનોબી શું વાંક કહાડયે. ભ્રેસપતવારે માવો—શુક્રવારે મશીનપર તાવ—સનીવારે છપાયલું ન્યુસપેપર—અને આતવારે પાછું કચરાની ટોપલીમાં! આ એકેક રોલ દશ હજાર નકલો છાપે એટનું મોટું હોવા છતાં તે છપાઇ છપાઇને જ્યારે લગભગ ખપી રહેવા આવે ત્યારે નવું જાડું. રોલ ચાલતાં મશીનમા કેમ લાગુ કરી દેતા હશે તે જોવાની મને બહુજ ચીંતા હતી. આપણા તરફ જો આવું એક ગંજાવર કાગળનું રોલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેડવું હોય તો હું ધારું છુ કે ચટણીખાઉ નવગાણીઓ કાંઇ નહીં તો ઓછામા ઓછો અરધો દીવસ લે. પણ આ ઠેકાણે તો જેવું એક રોલ ખપી ખપીને પતળું થવા આવ્યું કે એર પંપની મશીનરીથી બીજું રોલ હવામાં લટકેલું તૈયારજ ઉભું છે. પેલું ખપ્યું કે આનો છેડો લાગુ

કરતા દશ સેકંડનીબી વાર લાગતી નથી. હું દશ વાગતાથી ઘડીઆળ કહાડીને ઉભો હતો અને ૧૧ વાગતામા મારા જોવામા આવ્યું કે એક લાખ કોપી તો બંડલ બની નામ નીશાન સાથે રવાના પણ થઇ ગઇ હતી ન્યુસપેપરવાળાઓનાબી નસીબ કેવા મોટા હેાે! કારણ કે તેઓને તાર, ટપાલ, ટેલીફોન અને ટ્રેનના પાચે વાણા સુખના છે. રેલવે કપનીઓ ફક્ત વર્તમાનપત્રનાજ પારસલો લઇ જવા માટે સ્પેશીયલો દોડાવે છે, અને તે એટલી ઝડપથી કે રાતના ૧૧ વાગે લડનથી રવાના થયેલુ ન્યુસપેપર સવારના ૪ વાગામા તો લીવરપુલ કે મેન ચેસ્ટર કે ગલાસગો જેવી જગાઓમા ઘેરઘેર વચાય છે. આ દલીદ્દ દેશની પેઠે ત્યા કાગળ વહેંચનારા ધાટીઓની સરકસી અને ઉગરાણી કરનારા માણસોની જોડાકસીનો મામલો નથી ત્યા બાધ્યા ઘરાક જેવી ચીજજ નથી. લખ્ખોપતી બુકસેલરો લખ્ખોની સખ્યામા વર્તમાનપત્રો ઉપાડી લે છે અને પોતાના માણસો રાખી છુટક વેચે છે વહેચવાની ખટરાટ અથવા તેના હીસાબ અને બીલ કે ડુબટ ઉગરાણી જેવી ચીજની માથાકુટ લડનના મોટા વર્તમાનપત્રોને શીર ચોટી નથી. વળી વાચનારબી કેટલા? આખુ ઇંગ્લડ ઇગ્રેજી વાચી જાણે અને સાધારણ મજુર પણ દેશના ચાલતા મામલા જાણવાને ઈંતેજાર. એટલે ભાડેની કેબનો હાઇવર પણ પોતાના સ્ટાડપર જઇને ઉભો કે લાગલુ

પોતાના ખીસામાંથી વર્તમાનપત્ર કહાડીને કોચબાક્ષ ઉપર વાચતો બેઠેલોજ હોય! અહીં તો 'જામે જમશેદ' ની એક નકલ પહેલા 'શેઠ' વાચી કે પછી ત્રીજે માળનાં સુનાબાઇએ મંગાવી, ત્યાથી ચુંથી ચબડાઇ તે છુટી કે પાસેની અગીઆરીના પાલણદારૂએ મંગાવી, ને ત્યા તેનો આટો લસન થયો કે વળી ટપાલમા માસી સાસુના દીનશાહને સારૂં દેવલાલી ગયલીજ છે. એક નકલ અગીઆર જણ વાચે અને દર માસે એક રૂપીઆની ધાડ ધધરાવવાની અને તેમાં કાગળ તો પાતળા પડયા!! આ લોઇડસ વીકલીની ૧૨ાા લાખ કોપી માટે દર અંક સારૂ પાંચ હજાર રતલ તો છાપવાની સાહી ખપે છે. મેં ગણત્રી કહાડી છે કે આટલી સાહી મુંબઇના મગરૂર શેહેરના સઘળાં છાપખાનાઓ સાથે લેતા એક મહીનેબી ખપતી નથી. લોઇડસના કારખાનામા ૧૦ ઇલેકટ્રીક લીફ્ટ છે. એડીટરો કયા બેસે છે તે કોઇ જાણતુ નથી, બીબા કયા ગોઠવાય છે અને તેની સ્ટીર્યો પ્લેટ કયા થાય છે તે મશીન ખાતાવાળાઓને ખબર નથી. માળપરથી ટેલીફોન સીગનલ થઇ અને ધડધડ કરતો ફોર્મ લીફ્ટ મારફતે નીચે ઉતરી આવ્યો કે નીચેવાળાઓ તે છાપવાનું માત્ર જાણે છે. મશીનો ઉપર દર એક મીનીટે એક હજાર નકલો છપાઇ, વીટળાઇને પોતાની મેળે બાહેર પડે ને ઉપાડી લેવા અને નામે નામના બંડલ બાધવા

ઉપર ફક્ત ૫૦ માણસો લાગેલા હતા. બાહેર ગ્રાલીઃ
અને ઘોડાનાં ગાડાઓની હારોહાર ઉભેલી હતી ચ
ચટપટીયા ન્યુસ બોયઝ કલાબકોર કરી રહયા હ
આખા કારખાનામા એટલી તો ધામધુમ ચાલી ર
હતી કે મારા જેવા આ કામના સેહેન્જસાન્જ માહીતગ
માણસને પણ સમજ પડે નહી.

આ લોઇડસ ન્યુસપેપર આવુ કરોડપતી ખાતું
અને જો કે લીમીટેડ કંપનીનુ નામ ધરાવે છે, ૧
તેના માલેકો ફક્ત લોઇડ કુટુંબનાજ પાચ છ બીરા
છે. પોતાના પત્રને માટેજ તેઓનુ ખાસ કાગળ બ
વવાનુ કારખાનુ છે, જેનો હેવાલ ઘટતી જગાએ
આપીશ. અગાઉ ઇગ્લંડમા ન્યુસપેપરો ઉપર કર ।
તે જેવો સરકારે કહાડી નાખ્યો કે ત્રણ પેનીના પત્ર
ભાવ ઘટાડીને એક પેનીનુ કરી નાખનાર પહેલ વ
સાહાસીક માલેક આજ લોઇડ કાં૦ નો વડવો મી૦ ?
વર્ડ લોઇડ હતો. કહે છે કે લંડન શેહેરમા ૫૭૦ ન્યુસપે
છે, જેમા રોજીંદા પત્રોમા મુખ્ય "લંડન ટાઇમ
ગણાય છે. તેની કીમત ત્રણ પેન્સ હોવાથી તેની ગ
નકલો ખપતી નથી. તે છતા એ પત્રની પ્રતીષ્ઠા એ
મોટી છે કે તે લગભગ મોટા સત્તાવાળાઓના
દરજજો ધરાવે છે. આ પત્રો જે કીમતે પોતાની ન
વેચે છે તે કીમત એટલી થોડી છે કે તેમાથી
કાગળનોએ ખરચ નીકળતો નથી, પણ તેમની ન

ખબરોનો આકડો જોતા આપણી છાતી બેસાડી મુકે છે દાખલા તરીકે લોઇડસ વીકલીની દરેક આવૃતીના ૩૦ હજાર રૂપીઆની જાહેરખબરની ગણત્રી કરવાના આવી છે, એટલે જે વરસ દહાડે ૧૫ લાખ ૬૦ હજાર રૂપીઆની જાહેર ખબરની આવક થઇ એ લોક દર કાલનના આડીઆરસો રૂપીઆ લે છે આપણી તરફ જાહેર ખબર છપાવનારાઓ અડધો સહી એનનો એન લેવા માગી રૂ ૧૦ ના પતાવવા માગે છે, તેઓને આ સહો હુ અર્પણ કરૂ છુ કહે છે કે 'લંડન ટાઇમ્સ'ના એક આગળા માલીક મીસ વરસની નાત ઉપર પરણ્યા ત્યારે પોતાની મોહોરદારને બક્ષેસ તરીકે "ટાઇમ્સ" ની ટુકી જાહેરખબરોની આવક આપવા માગી તે વાર ટુકી જાહેરખબરોનો સરવાળો ઘણુ તો વરસ દહાડે પચાસ હજાર રૂપીઆનો થતો હશે ધણીઆણીને આ રૂચ્યુ નહી અને રોકડ અમુક રકમ લેવાનુ વધારે પસંદ કર્યું હનણા આ સરવાળો—ફક્ત ટુકી જાહેરખબરનો વરસ દહાડે છ લાખ રૂપીઆનો થવા જાય છે—બચારીને કેવો પસ્તાવો થતો હશે! આ હુ સાંભળેલી વાત કહુ છુ—ખરૂ ખોટુ તો ભગવાનજી જાણે!

---

## પ્રકરણ—૭ મુ.

"કેમ ભાઇ, જાન ખાધી, જેલી ખાધી, પેપરમીટ ચાખી, ને આગ વરાળ જોઇ આવ્યા ને સોનાના

લાથાના ઢગપર લાત મારી આવ્યા પણ હજી લડ-
નના નાટક ફાટકોની કાઇ ખબર લેતા નથી ?” આ
સવાલ ગયા અઠવાડયામાજ એક મીત્ર મડળમા પુછાયો
ધીર ધરો, જ્યારે આટલી બધી જેવડી તાણી છે ત્યારે
નાટકોનેજ મુકી દઈશ ! હુ લડનમા હતો ત્યારે ખબર
મળી કે ત્યાની નામીચી કપનીના માલેકો છે તેઓને
મળવા જશો તો ઘણુ નવુ શીખી આવશો હવે
મળવા જવુ તો બને એમ ન હતુ એટલે મારા નામના
કાર્ડ મારી સલામ સાથે ચાર પાચ આગેવાન કપનીના
માલેકો ઉપર મોકલી આપ્યા બીજેજ દીને તેઓના
જવાબ ફરી વળ્યા કે અમારા ખેલમા પધારશો તો
મહેરબાની થશે મે જાણ્યુ કે બચારાઓના હાઉસમા
મુબઈની પેઠે ખોદાબખશ ભરત્યા કરવાની આ રૂઢી હશે
પણ જઈને જોઉ છુ તો તમાન ઓરકેસ્ટ્રા સ્ટાલ્સ
ચીકાર ! ફકત મારી ટીકીટવાળીજ એક જગા ખાલી
લડનમા બધી મળી સુમારે સાઠ નાટકશાળાઓ છે અને
તેમા દરરોજ ખેલો થતા છતા સાત સાત દહાડા સુધી
જગા મળતી નથી ફર્સટ કલાસ ટીકીટના ભાવભી દશ
રૂપીઆ! મારી ઘણી ખુશી હતી કે મારી મુલાકાતને
દરમ્યાન પેલા જગ પ્રસીદ્ધ નાટકકાર સર હેનરી અર-
વીંગને જોઉ પણ તે વાર એ ચોગ્ગો યુરોપના પ્રવાસે
ગયચો હતો એટલે એ આશા સ્વપ્ન થઇ નીવડી પણ
કહ્યા વીના ચાલતુ નથી કે આ મરહુમ પ્રવીણ નાટ-

કીને હયેલીના પાણી પાય એવા નાટકીઓનો શેહેરે લંડનના તોટો નથી જે પહેલો ખેલ હું ખાસ આમં-ત્રણથી જોવા ગયો તે શેક્સપીઅરનો "ટેમપેસ્ટ" હતો. નાટક કંપનીનો માલેક મી૦ બીરબોમ ટ્રી આ ખેલના 'કેલીબન' ખવીસનો ભાગ બજાવતો હતો. હમણા મુંબઇના નવો ખેલ જુદદીન ઝાડો જગ બત્રીસીએ ચહડી રહયો છે તેના કોલા ચીનપાનનું પાત્ર બજાવનાર ખેલાડી મી૦ જહાંગીર ખબાતા જે ઢપથી 'ગેટ અપ' કરે છે, હાફે છે, કાપે છે યાને ચાળા કરે છે તે જોઈ મને આ મી૦ ટ્રી યાદ આવ્યો અને જો મી૦ ખબાતા ઇંગલંડ જઇ આવેલા હતે તો હું એમજ ધારતે કે એઓએ મી૦ બીરબોમ ટ્રીનો લેહેકો ઓગરીબાજ કીધો હશે. નાટકશાળા સીલીંગથી તે તળેટ્રી સુધી તમામ ભરાઇ ગએલી હતી કાંઇ નહીં તો ખાસ્સું પ૯૨ હજાર રૂપી-આનું હાઉસ હશે. શું નાટકશાળાની રચના, શું એન્ટ્રીંગ, શું સીનરી અને શું ડ્રેસ! વાહ વાહ! આપણી તરફના ખોટા કસબના ચળચળતા દેખાવ અને તેવા નાજાતી પરીઓને જ્યારે હું યાદ કરૂં છું ત્યારે જરૂ નોઢે ઠીક આવી જાય છે. કેલીબન જ્યારે ખોટા દાંત પહેરીને ખવીસનો પાર્ટ બજાવે છે ત્યારે તે ખરેખરો માણસ છે એમ ભુલી જવાય છે. એકવાર સ્ટેજ ઉપર વહાણ આવે છે અને તે તોફાની દરીઆના ઝોકા ખાય છે તે વહાણ દેનદારના પાટીઆનું નહી,

તેની આસપાસના મોજા રગત કપડાના નહી, તેના ઉછાળા નીચે ભરાયલા છોકગઓના આચકા ઉચકી નહીં પણ ખાસ્સુ મસ મોટું વહાણ તે ઉપર સ્ટીમ, ડોળ, સેલરો, દોરડા, થામલા સાથે સાચાથી હાલતુ, પાણીના ખરા મોજા ચક્રકળાથી છેક સીલીગ સુધી ઉડતા અને કોઇ વાર છેક આપણા આગ ઉપર છાટા ઉડતા નજરે જોઈયે છીએ આ પાણીનો ખરો દરીઓ ફ્રેર્સ પપોથી એવી રીતે હલાવ્યામા આવે છે કે સ્ટેજ ઉપર આબાદ નાનકડો દરીઓજ જાણે લાવી મુકયો હોય! રાજા પ્રોસપેરોની દાસી 'એરીઅલ' નો ભાગ મી૦ ટીની રૂપસુદર બેટી બજાવે છે આ વેળા એવી કળા કીધી છે કે પાદશાહ જ્યારે તેણીને હાક મારે છે ત્યારે તે હવામા ઉડતી ઉડતી સ્ટેજની ચોમેર દેખાય છે અને પછી ફુલની પેઠે સ્ટેજ ઉપર ઉતરી આવી પાદશાહનો હુકમ સાબળી હવામા ઉડી જાય છે. તારથી જકડાઈને હેલકરીઓ સપ દેતી તાણી લે તેવો આ દેખાવ નથી, પણ હળવે હળવે હવામા આમ તેમ ફરતી ને જાણે પોતાની પાખ ઉપરજ ઉડતી હોય તેમ ગેલ કરતી જાય છે આ વાર તેણીએ સજેલો એકદમ ઝીણો લેબાસ, ખુબસુરત ઉઘાડા પગ, ખભા આગળથી ઉઘાડા હાથીદાત જેવા હાથ અને રૂપાળો હસ્તો ચહેરો જોઈ આફ્રીનનો નીસાસો નાખવા વગર રહેવાતુ નથી. ખબર મળવા મુજબ 'ટેમપેસ્ટ' જેટલી મુદત ચાલ્યો

તેટલી મુદતમાં તેના માલેકને દર માસે ટીકીટોના વેચાણથી બે લાખ રૂપીઆ ઉપરની પેદાયશ થતી હતી દર માસે બે લાખ રૂપીઆ! પણ આ આંકડો જોઈ ગભરાશો ના. જેમ બે લાખની માસીક ઉપજ હોય છે તેમ આવા ખેલ રજુ કરવા ઉપર લાખો રૂપીઆનો ખરચ કરવો પડે છે. લંડનના આ તો જાણીતી વાત છે કે એક નવો ખેલ મુકતા તેનો માલેક યા તો નેહાલ થાય છે કે નહી તો પાયમાલ થાય છે. દાખલા તરીકે આ ટેમપેસ્ટના બતાવવામાં આવતા જુદા જુદા 'સીનીક' દેખાવોની મેનીજ કરવાને ફક્ત ૧૫૦ તો ઇજનેરી કામદારો રોજ રાતના ખપે છે. અને અકેક ડ્રેસ! પ્યારમાં પડેલી પરીઓ જ્યારે દરીઆના કીનારા ઉપર ગોઠવમા આવી નાચે છે ત્યારે તેઓના અંગ માહેનો ડ્રેસ દરેક પરી માટે ઓછામાં ઓછો એકસો ગીની—૧૫૦૦ રૂપીઆથી કમતી ન હશે. આ નાટકકારોને જે પગાર મળતા મારા સાંભળવામાં આવ્યા છે તે જો ખરા હોય તો આપણી ફીકડી ફાટી જાય છે એ, આપણી તરફના આખી રાત વહીનરૂં કરીને દર માસે રૂપીઆ ૨૦ કમાનારા ભવૈયાના પોરયાઓ, હું તમારી કેવી દયા ખાવુ છુ

બીજો એક પ્લે જે તે વાર લંડનને ગાજાવી રહયો હતો તેનુ નામ "ધી સીગાલીઝ". ઓ દાદગર દાદાર, શું નાટકશાળા ઉપર રોજ રાતના ધમાલ!

અમોએ ત્રણ ત્રણ રાત સુધી સ્ટોલ્સમા જવાનો યત્ન કીધો પણ જ્યારે જઇયે ત્યારે દરવાજા બંધ! ટીકીટો ખલાસ! આખરે સાત દહાડા અગાઉથી રીઝર્વ કરાવી ત્યારે પંદર પંદર રૂપીઆ આપતા બે સીટો મહા મુશકેલીએ મળી. પણ નાટકબી તેવાજ. ત્યાનો મુખ્ય એક્ટર મી૦ હુંટલી રાઇટ જે હમણા લંડનમા બહુ માનીતો થઇ પડયો છે તેને દર માસે રૂ ૩૦૦૦૦) નો પગાર. દર રાતના એક્ટ કરે તેની ફી રૂ ૧૦૦૦!! પણ ઍક્ટીંગ! હું કહું છું કે તેને મળતો દરેક રૂપીઓ હલાલ છે. પહેલાથી છેલ્લા સુધી તે એવા આવભાવથી વર્તે છે કે આસપાસ બીજું કાઇ જોવાની તકજ આપતો નથી. આ ખેલમા દરેક સ્ત્રી પુરૂષો સીઝનના દેશીઓના વીચીત્ર ડ્રેસ પહેરી આવે છે. અને તે દરેક બાબદમા એટલા સપુર્ણ છે કે તેમાથી અભ્યાસનો મોટો ખોરાક મળે છે. આ મહાભારત નાટકોમા બેંડ વગર તો ચાલે નહી પણ તે બે ટ પાચ ફ્રંગીઓના રાગડા નથી સો સો અયંગ માણસોના મહા શીક્ષાગુરૂના હાથ તળેના કેળવાયલા ખાસ બેંડો છે જે ઉપર દર માસે હજારો રૂપીઆના ખરચ છે અને જે ખેલની સાથે સાથ અમુક રાગો વગાડીને આપણા જીવને બાગબાગ કરી નાખે છે.

ઇંગ્લંડનું લોક નાટક ફાટક અને રંગરાગનું એટલું શોકીન છે કે ખુદ લંડન શેહેરમા સુમારે ૬૦

થીયેટરો અને ૫૦૦ મ્યુઝીક હોલો દરરોજ રાતના ચાલે છે અને તેમા દરરોજ ત્રણ લાખ પચીસ હજાર આદમી એટલે વરસ દહાડે દશ કરોડ માણસ જોવા જાય છે કદાચ મારૂ આ લખવુ કોઇને અતીશયોકતીભર્યુ લાગશે, પણ મારા કહેવાના ટેકામા હુ આ નીચલો ફકરો એક જાણીતી કેતાબમાથી એનનો એમ ઉતારી લઉ છુ :–

"London possesses about 60 theatres and 500 music halls, which are visited by 325000 people nightly or nearly 100000000 yearly'

પણ આમા હુ નવાઇ જોતો નથી, કારણ કે આપણા દેશ તરફ દશ કે ઘણુ તો સાડા દશ વાગ્યા કે સઘળા ખાઇ પીને ઘોટાઇ જવાની તવમ કરે છે પણ લડનમા ખરી જીંદગી રાતના આઠ વાગ્યાથી તે પાછલી રાતના બે વાગ્યા સુધી જાગે છે કોઈજ કમ બખ્ત એવો હશે કે જે દશ વાગતે બીછાનાપર જાય જે કોઈ હમેશ આ પ્રમાણે કરે તે બીમાર કે કદાચ કાતર્યાનો ઘસેલો છે, એમ સાધારણ રીતે ગણવામા આવે એ સઘળા હવાના પ્રતાપ છે વણુ કરીને છ સાડા છ વાગતામા ડીનર ખવાઇ થયુ કે પછી કામ ધંધો અભરાઈએ ચહડાવી રખડપતી શરૂ થાય છે અને જ્યા વીજળીક બતીના ઢંગના રાતના બાર બાર વાગે મોટી મોટી કરોડપતી દુકાનો ખુલ્લી રહીને રોજગાર ચલાવે અને ૬૦ લાખ માણસની વસ્તી ઘર છોડીને

બહાર નીસરી પડે ત્યારે પછી ૬૦ નાટકશાળા તેમની રમુજ માટે હું કાંઇ અતીશય મોટી સંખ્યા સમજતો નથી. પણ ભાઈઓ, ત્યાંના શોખીન તમાશગીરોની ઉલટભી જબરી. દરેક નાટકશાળા આગળ સાંજના ૬ વાગતાથી લોકોની ભીડ થવા માંડે તે એટલા સુધી કે આખો મોહોલ્લો ભરાઈ જાય. આ પ્રમાણે કરવાનો હેતુ એવો કે પહેલા જાય તો પહેલી સારી જગા મળે. પણ તેમા જરાબી કચડા કચડી કે ધકા ધકીની વાતજ નહીં, કારણ કે જે બે પહેલા આવે તે અકેકની જોડાજોડ પહેલા ઉભા રહે, ત્યાર પછી આવનાર બે, ત્યાર પછી આવનાર બે, એ પ્રમાણે રીજ્મીટની પેઠે લાઈનની લાઇનો ગોઠવાઇને ઉભી રહે. કોઈ સરકસી કરીને વચ્ચે ઘુસી જવા માગે એમ તો બનેજ નહીં. કારણ, એક તો પોલીસનો જાપનો ભારી અને બીજુ તો ભેગા થયલા તમાશગીરો દરેક એવા હાડાશીક કે એવી સરકશી કરનારને આખો ને આખો ઉપાડીને ફેંકી દે રખે પોતાની જગા જતી રહે તે માટે કોઈ ગોઠવાયલી રેકમાંથી ખસે નહીં, અને સ્ત્રી તેમજ પુરૂષો ખીસામા ચવેનું મારી લાવેલા તેમાથી કહાડી કહાડીને પોતાનું ઉભા ઉભાજ ડીનર કરે ચાર પાચ નાટકશાળાઓ આગળ મારા જોવામા આ પ્રમાણે આવ્યું કે બચારા પીટ અને ગેલેરીવાળાઓ ૬ વાગતાથી ડાહપા ડોહરા થઇને ગોઠવાઇને રસ્તામા ઉભા રહે અને બમે કલાક

સુધી ઓછી થાય. ઘણોખરે લંડનમાં નાટક ૮ વા
શરૂ થાય છે અને ૧૧ વાગતામાં પુરો થાય છે.
આગળ જણાવી ગયો છું કે સાથે ઓપેરા ગલ
લઇ જવાની જરૂર છે. ૬ પેન્સ આપી અથવા સામે
ગોઠવેલા બાક્સમા નાખી કે તુરત બાક્સ પોતાની
ઉઘડી ઓપેરા ગલાસ તેમાંથી નીકળે છે. કેટલીક નાટ
કંપનીઓ એટલી માલેતાજાર છે અને તેઓ ઉપર એ
ધમાલ છે કે તેઓ દરવાજા ઉપર ટીકીટ પણ વેચ
નથી. કોઇબી પબલીક એજંટ આફીસની માર
મેળવો ત્યારેજ તમારૂં કામ થાય અને તેઓ ટેલીફોન
માથી પહેલા પુછીને તમને જવાબ દે. લંડનનાં જાણીત
થીએટરોમા મી૦ બીરબુમ ટ્રીનું "હીઝ મેજેસ્ટીસ થીએ
ટર," મી૦ જયોરજ એલેક્ઝાંડરનું "સેંટ જેમસીસ
થીએટર," "લીસીયમ," "ડરૂરીલેન," "વીંડહેમ," વગેરે છે
આ માંહેના કોઇમાબી સ્ટોલ્સની ટીકીટ ૭॥ રૂપીઆન
અંદર નથી. આ નાટકશાળાઓ અકેકી એવી ગંજાવ
છે કે જેમા ત્રણથી ચાર હજાર આદમીઓ આસાનીથ
બેસી શકે છે. મી૦ બીરબુમ ટ્રીનું નવું થીયેટર હાઉસ
જે ઉપર લગભગ નવ લાખ રૂપીઆ થયા છે, તેનુ
ચીત્ર હું અહીં રજુ કરૂં છું, જે ઉપરથી જોવામ
આવશે કે આ નાટકશાળા નહીં પણ એક પાદશાહી મહેલ છે

ત્યાનો સરકારી સખત કાયદો છે કે આગ વરા-
ળની વખતે લોકોમાં ગભરાટ થઈને કચડા કચડીથી કાંઇ

સુધી ખાત્રી થાય. ઘણોખરો લંડનના નાટક ૮ વાગતે શરૂ થાય છે અને ૧૧ વાગતામાં પુરો થાય છે હું આગળ જણાવી ગયો છુ કે સાથે ઓપેરા ગલાસ લઇ જવાની જરૂર છે. ૬ પેન્સ આપી અથવા સામેજ ગોઠવેલા બાક્સમાં નાખી કે તુરત બાક્સ પોતાની મેજે ઉંવડી ઓપેરા ગલાસ તેમાથી નીકળે છે કેટલીક નાટક કંપનીઓ એટલી માલેતાજાર છે અને તેઓ ઉપર એવી ધમાલ છે કે તેઓ દરવાજા ઉપર ટીકીટ પણ વેચતા નથી. કોઇબી પબલીક એજન્ટ આફીસની મારફતે મેળવો ત્યારેજ તમારૂં કામ થાય અને તેબી ટેલીફોન-માથી પહેલા પુછીને તમને જવાબ દે. લંડનના જાણીતા થીએટરોમા મી૦ બીરબુમ ટ્રીનુ "હીઝ મેજેસ્ટીસ થીએટર," મી૦ જ્યોરજ એલેક્ઝાંડરનુ "સેંટ જેમસીમ થીએટર," "લીસીયમ," "ડરૂરીલેન," "વી ડ્રેહ્મ," વગેરે છે. આ સાહેના ડોઇનાબી સ્ટોલ્સની ટીકીટ ૫ા રૂપીઆની અંદર નથી આ નાટકશાળાઓ અકેકી એવી ગંજાવર છે કે જેના ત્રણથી ચાર હજાર આદમીઓ આસાનીથી બેસી શકે છે મી૦ બીરબુમ ટ્રીનુ નવુ થીયેટર હાઉસ જે ઉપર લગભગ નવ લાખ રૂપીઆ થયા છે, તેનું ચીત્ર હું અહી રજુ કરૂ છુ, જે ઉપરથી જોવામા આવશે કે આ નાટકશાળા નહી પણ એક પાદશાહી મહેલ છે,

ત્યાંનો સરકારી સખત કાયદો છે કે આગ વગ-ળની વખતે લોકોના ગભરાટ થઈને કચડા કચડીથી કાઇ

મોટી હોનારત ન બને તે માટે ચોક્કસ સાધને વગર કોઇબી નાટકશાળાને વાપરવા દેવામા આવતી નથી. અલબતે ત્યાની રાતના સમયે સખત ઠંડીને લીધે સઘળાં બારી બારણા બધ હોવા જોઇએ. તેવામા જો કાંઇ આગ વરાળની બુમ પડી તો આખા ને આપણા કવાબની પેઠે ભુજાઇ મરવાનો સોદો છે. એ સારૂ સત્તાવાળાઓએ એવો સખત જાપતો રાખ્યો છે કે દરેક એકટ ખલાસ થયો કે સ્ટેજ અને તમાશગીરોની વચ્ચે એક નક્કર સ્ટીલનો પડદો સાચાકામથી ઉતારી પ્રજાને દેખાડયો કે જુઓ આ પડદો બરાબર વર્કીંગ આરડરમા છે અને તમને બીહવાનું કાંઈ કારણ નથી. બીજુ જેટલા તમાશગીરોને બેસવાના ઠેકાણા છે, ત્યાના બારણા જો કે બધ રહે છે તોબી તેને આકળ દેવાનો હુકમ નથી, અને આપણી નાટકશાળામા એકબી બારી નહીં પણ સઘળાજ કમાનથી ઉઘડતા બારણા છે કે જેથી અકસ્માત વેળા લોકનો ધસારો થાય તો ઓછામા ઓછા ૧૦૦ બારણામાથી હજારો લોકો થોડી મીનીટમા બાહેર નીકળી શકે એક થીયેટર જે વીક્ટોરીઅ થીયેટરને નામે ઓળખાય છે તેમા વળી શોખીન જીવડાઓએ એવી ગોઠવણ કરેલી છે કે આખા થીયેટરના મથાળા ઉપર બહુ ખુબસુરત વાડી બનાવી છે કે નાટકના વીસામા દરમ્યાન ઉપર જઇ ખુશ લહેરમા મધુર વાતોથી પોતાના જીવને બેહલાવે

મોટી હોનારત ન બને તે માટે ચોક્કસ સાધનો વગર કોઇબી નાટકશાળાને વાપરવા દેવામાં આવતી નથી. અલબત્તે ત્યાંની રાતના સમયે સખત ઠંડીને લીધે સઘળાં બારી બારણા બંધ હોવા જોઇએ. તેવામાં જો કાઇ આગ વરાળની બુમ પડી તો આખા ને આખા કુંવા-બની પેઠે ભુંજાઇ મરવાનો સોદો છે. એ સારૂ સત્તાવાળાઓએ એવો સખત જાપતો રાખ્યો છે કે દરેક એકટ ખલાસ થયો કે સ્ટેજ અને તમાશગી-રોની વચ્ચે એક નક્કર સ્ટીલનો પડદો સાચાકામથી ઉતારી પ્રજાને દેખાડવો કે જુઓ આ પડદો બરાબર વર્કીંગ આરડરમાં છે અને તમને બીહવાનું કાંઈ કારણ નથી. બીજું જેટલા તમાશગીરોને બેસવાનાં ઠેકાણા છે, ત્યાના બારણા જો કે બંધ રહે છે તોબી તેને સાંકળ દેવાનો હુકમ નથી, અને આખી નાટકશા-ળામાં એકબી બારી નહીં પણ સગળાજ કમાનથી ઉઘડતા બારણા છે કે જેથી અકસમાત વેળા લોકનો ધસારો થાય તો ઓછામાં ઓછા ૧૦૦ બારણામાથી હજારો લોકો થોડી મીનીટમાં બાહેર નીકળી શકે. એક થીયેટર જે વીડહેમ થીયેટરને નામે ઓળખાય છે તેમાં વળી શોખીન જીવડાઓએ એવી ગોઠવણ કરેલી છે કે આખા થીયેટરનાં મથાળા ઉપર બહુ ખુબસુરત વાડી બનાવી છે કે નાટકના વીસામા દરમ્યાન ઉપર જઇ ખુશ લહેરમા મધુર વાતોથી પોતાના જીવને બેહલાવે

એક વાર હુ ઓક્ષફર્ડ સ્ટ્રીટમાં ફરતો હતો, ત્યારે મારા જોવામા આવ્યુ કે એક પુરૂષ જે સુમારે ઓછામા ઓછો ૮ ફીટ ઉંચો હશે—મોટો જાણે ગોસ્તનો ડુંગર—જાડોબી તેવોજ—પગમા બુટ નગ જાણે નાનકડા બદર બોટ—તેને કસ્બી કપડા પહેરાવીને તેની સાથે પાખડી વળગીને એક બીજી વહેત્યું ચાલે, જે સુમારે જમીનથી રા ફીટ ઉંચુ હશે. તેને પણ ઉપલા શક્ષસના જેવાજ કપડા પહેરાવેલા અને બેઉના માથા ઉપર કાર્ડ મારેલા કે 'લડન હીપોડરોમ' આ ચાલતો ગોસ્તનો ડુંગર અને તેની સાથે તણાતુ નાનુ માણસાઈ મગતરૂ મને એવુ તો નવાઇ જેવુ લાગ્યુ કે જાહેરખબર આપવાની આ વીચીત્ર અને તદનજ નવાઇ જેવી રીત કોઈ દહાડે પણ આપણા જેવાના ખ્યાલમા આવે નહી. આ હીપોડરોમ શુ છે તે જોવા માટે હુ ગયો અને ખાત્રીથી કહુ છુ કે જે દેખાવ મે જોયો છે, તે જીદગીના છેડા સુધી ભુલીશ નહી આપણી તરફ હીપોડરોમ કેનવાસના તબુઓમા થાય છે પણ આ ગુલજાર લડન ગેહેરનુ હીપોડરોમ વરસના ૩૬૫ દહાડા થનાર હોવાથી તે માટે બાર લાખ રૂપીઆની મકમ સફેદ પથ્થરની ઇમારત બાધી છે. આ હીપોડરોમવાળી ઇમારત કેટલાક હજાર વારની જગા રોકે છે અને બારી બારણા વગેરે મેહોગનીનુ ગીલ્ટ કરેલુ અને ગજનશી મહેલને છાજતું છે ઉપર જવાની

સીડીઓ અને ગેલેરીઓ તમામ મારબલની છે. બહાર ફરવા માટે પ્રોમનાડ છે તેને મખમલની ઝાલરો અને કસ્બી પડદાઓથી તથા સુગંધી ઓકના પાનલોથી એવી રીતે મઢી લીધું છે કે તેમા ફરતા હોઈયે ત્યારે જાણે વારસેલ્સના નેપોલીયનના નામાંકીત મેહેલમા ફરતા હોઇયે તેવું લાગે છે પહેલા સાધારણ સરકસની પેઠે ઘોડાઓનો તમાશો થવા પછી તેજ એરીનામા ઉપરથી એક સ્ટીલના સળીયાનુ આખુ ને આખું પીન્જર ઉતરે છે. આ પીન્જરૂં ઓછામા ઓછું ૬૦ ફીટ સમ ચોરસ હશે વાચનારને ખ્યાલ આપવા માટે કદાચ આ પીનજર ટાઉન હોલના અંદરના રૂમ જેટલુ મોટું હશે એમ કહુ તો ચાલે. જેવું પીન્જર ઉતર્યું કે તેમા શુ તરેહ તરેહના દેખાવ! ૮–૧૦ વાઘ, ૨–૪ સીંહ, તેમનો શીક્ષાગુરૂ કેળવનાર, વાંદરા–કુતરા વગેરેનુ સંગ્રહસ્થાન ત્યા થોડીક મીનીટમા ભેગુ મળી જાય છે. કુતરાઓ નેકટાઇ કોલર પહેરી તેમજ પાટલુન સજીને કેવાએક મમજીના પુછડા હોય તેમ ખુરસી ઉપર આવીને લપકામા ઝીન્જલસમા બેસે છે. વાંદરાઓ ઘણાંજ દરજ્જાથી દાખલ થઈ ઘાઘરાવાળી વાંદરીઓ સાથે ખરેખર મ્યુઝીકની ગત ઉપર વાલ્ઝ ડાન્સ પ્લે કરે છે કુતરાઓની જોડીઓ ફુટબોલ રમે છે અને ડાન્સ ખલાસ થવા પછી વાંદરાજી પોતાની ઘાઘરાવાળી માશુકને બગલમા હાથ લઇ નરા બરાબર આદમી-

નીજ પેઠે ખુરસી ઉપર લઇ જઇને બેસાડે છે. આ સઘળુ એટલુ તો ગ્મુજી છે કે આપણાથી હસવુ બોલાતુ નથી અને વીચાર આવે છે કે માણસના અને આ જાનવરના કેટલો બારીક અતર બાકી રહેલો છે! પણ એટલાથીજ થયુ નહી ખેલની છેડે સઘળી બતી અનોપ થઇ જઇ એક મીનીટના પાછી ઉઘડી જાય છે અને શુ કહુ છુ તે માલજો અને અચરત થાઓ જે વચલા ચકરડા ઉપર ગોળ ઘોડા દોડતા હતા, જે નક્કર જગા ઉપર પેલુ પીનરૂ હતુ અને જેમા વાત-વરૂ રમતા હતા તે એક મીનીટમા ગોમ થઇ જઈને તેની જગાએ ખાસ્સુ દશ ફીટ ઉંડુ પાણીથી તર ભરેલુ તળાવ ! સ્ટેજપરથી બે પેડાની ચેરીએટો અને સવાર સુદ્ધાના ઘોડાઓ ચાર પગે આવી આ તળાવમા ઝીપ-લાવી, તરીને બીજીપાર નીકળી આવે અને એવી ચેરીએટ એક નહી પણ પાચ પાચ છ છ એકીનારે અદર તરતી જણાય હજી તો આપણી અચરતી દર પડતી નથી એનાના પાછી બતી બધ—એક મીનીટનુ અધારૂ—અને પાછુ અજવાળુ થતાજ તળાવ ગોમ ! આ સઘળુ એટલુ તો ઝડપથી અને એવી સફાઇથી થાય છે કે નજરે જોયા વગર તે ખરૂ નાનનાને પણ આચકી લાગે એ બનના જોગ છે એની કળા હીપોડ્રોમના માલેકો અવલમતા બતાવતા નથી, પણ મે કેટલીક વીગતો આડકત્રી રીતે મેળવી છે, તે ઉપરથી એ કેમ ફરવાના

આવે છે તે સમજાશે. જે વચમાનું ચક્કરડું ઘોડદોડનું છે તે દુરબીનની પેઠે નીચે ઉતરે ઉચે ચહડે એવી ગોઠવણ રાખેલી છે. આ ચક્કરડાનો ઘેરાવો ૨૩૦ ફીટ છે અને તે ૮ ફીટ નીચે ઉતરી શકે એવી હાઇડરોલીક ગોઠવણ કીધેલી છે. તે સ્ટીલનુ બનાવેલુ છે અને તમામ પાણીથી ભરેલુ છે. તેમા એક લાખ ગોલન પાણી માઇ શકે છે, અને જ્યારે ભરેલુ હોય ત્યારે ૪૦૦ ટન વજન ધરાવે છે. હવે જ્યારે ઘોડદોડને માટે નક્કર જમીન જોઈયે ત્યારે આ ડ્રમ ઉપર ગાલીચા પાથરી ખુશાલ દોડા દોડી થઇ શકે છે, પણ જ્યારે તળાવ જોઇયે ત્યારે હાઈડરોલીક પ્રેશરથી આ ડ્રમને ૮ ફીટ નીચુ ઉતારી દઇ, ૨૫–૩૦ ગામથી નળ ખોલી નાખવામા આવે છે કે થોડી વારમા પાણીથી ભરેલો તળાવ જોઈ લ્યો! તળાવનું કામ ખલાસ થયુ—ડ્રમ ઉપર આવ્યુ કે પાણી પસાર! આ હીપોડરોમના સબધમા મારે કહેવુ જોઇયે કે ત્યા ઉમદામા ઉમદા કારીગરો અને દુન્યાવર્ણ ખેલાડીઓને શોધી શોધીને મોટા દામથી રાખવામા આવે છે. હુ જ્યારે ગયો ત્યારે ત્યા એક નામીચો જાપાનીસ ખેલાડી લડનવાસીઓનુ ધ્યાન ખેચી રહયો હતો તે શુ કરતો કે પોતાના બે હાથ સાથે જોડી બેઉ અગોઠાની આસપાસ સુતલી વીટલાવી તે ઉપર સીલ કરાવતો, પછી કાડી આગળથીબી તેના બે હાથ બાધી લેવામા આવતા અને તે ઉપર પણ

સીલ કરવામા આવતુ. આ પછી મીન્જલસ માહેના ચાર જણને બોલાવી તેઓ પોતાના બેઉ હાથના આગળા અકેકમા ભેરવી મજબુત ઉભા રહે તે છતા પેલો જાપાનીસ એક સેકડની અદર પોતાના સીલ કીધેલા હાથ પેલા આગળા જકડીને ઉભેલા માણસની અદર પોરવી દે. આ એટલું તો ઓચબાલર્યું હતું કે એ બનેજ કેમ તે ખ્યાલમા ઉતરે નહીં. કદાચ એમ તો ન હોય કે જે ચાર તમાશગીરોને બોલાવ્યા, તે માહેનાજ હોય અને આખ ચોગવીને પોતાના આગળા છુટા કરી પેલાને હાથ પોવા દેતા હોય! આ વાર મારી સાથે નામાકીત જોન ડીકીનસનની કપનીનો એક ગ્રહ-સ્થ અમલદાર હતો. ખાત્રી કરવા સારૂ મે તેને અરજ કરી કે તેણે જઇને પોતાના આગળા ખુબ મજબુત પકડી રાખવા લગાર આનાકાનીથી તે ગયો, પણ પેલા ચતુર જાપાનીસના સીલ કીધેલા હાથ એક પળમા તેના હાથમા પોરવાઈ ગયા 'અજબ જેવું છે—અજબ જેવુ છે', એમ આખા હાઉસે પોકાર ઉઠાવ્યા અને ઓરકેસ્ત્રા સ્ટાલ-સમા બેઠેલા એક માતબર અગ્રેજે આ કેમ થાય છે તે દેખાડે તો ૧૦૦૦ પૌંડ યાને ૧૫ હજાર રૂપીઆ આપવાની ત્યા ને ત્યાજ માગણી કીધી, જે સ્વીકારવામા ન આવી.

## પ્રકરણ—૮ મું.

સમાલો, ક્રીસ્ટમસની ખુમારી છે, તાડીની બલીહારી છે. સુરતની પડખે એક નાના ગામમા, વગર યાદીએ વગર ચોપડીએ આજની નોધ લખુ છુ એટલે જરા કસર જણાય તો આખ વીચામણા કરશોજી. છેલ્લા અંકમા હુ નાટકશાળાઓ અને હીપોડરોમના હેવાલ આપી ગયો પણ એ સઘળા મોહ સવાદીઆ માતબર લોકોને માટે છે. પુછશો કે ત્યારે ગરીબો કયા જાય? ઉત્તર આપુ છુ ઇંગ્લંડનુ લોક એટલુ ચટપટયુ છે કે તેઓને જો રોકેલા ન રાખે તો કાંઈ ને કાંઈ લાકડુ ખોસવામા પાછુ પાણી ન કરે તેઓ બહુ દારૂ પીએ અને તોફાન મચાવે ત્યારે પાદરીઓ અને ડાહેલાઓ શીખામણ દેવા નીકળે એ વખતે આ ગરીબો જવાબ આપે કે "બાપુઓ, એ બધું બોલવુ સેહેલ છે તમારે સારૂ મોટા મોટા હોટેલો છે, મોટા મોટા ઓપેરા હાઉસ છે ત્યા તમે તો જઇને એશ કરો—પણ અમે ગરીબ માણસ કયા જઇયે? આઠ દહાડે જરા છાટો પાણી લઇને અમારો જીવ બેહેલાવ્યે એટલે અમારે મનથી એજ ગમ્મત" આ વાજબી તકરાર મરહુમ મહારાણી વીકટોરીઆની જાણમા આવી અને તેઓએ આ ગરીબ લોકપર દયા લાવીને જગેજગ ગરીબોની નાટકશાળા સ્થાપી આવી

એક નાટકશાળામાં હું એમ સનીવારે સાંજના ગયો દાખલ થવાની ફી ફક્ત છ પેન્સ; આશરે ચારેક હજાર માણસ સ્ત્રી પુરૂષ મળીને ભેગુ થયુ હતુ પડદા સીનરીની જાત ન હતી પણ વહાલા જુઆ તો શેક્સપીઅરનો એક ખેલ કરતા હતા અને તમામ લોક તે ધ્યાનથી સાભળતુ સનીવારે નાક ભીનાવવાની ટેવ પડેલી એટલે તદ્દન્ન સુક્કા રાખે તો વખતે ગયવી બીમારી પાછો ગલગલે કરે એવી બીકથી એક જાતનો ઘણોજ 'લાઇટ-બીઅર' બેસ બેસજ વેચવાનો હુકમ, એટલે તે પીને પેટ ડચકાવે તો નાપાક વીહીસ્કી અથવા નાપેકાર જીન ઉપર મન થાયજ નહી પોતાના ગરીબોના ભલા માટે ઈંગ્લન્ડના લોકની આટલી બધી કાળજી છે, પણ અફ્સોસ કરૂ છુ કે આપણા તરફના માતબર વર્ગની પોતાના ગરીબો તરફની બેદરકારી શરમ ભરેલી છે

નાટકો ઉપરાત રમત ગમતના સાધનોના એક મુખ્ય ત્યાના નામાકીત મ્યુઝીક હૉલો છે હુ એક વાર ત્યા જવાની તમને ભલામણ કરૂ છુ પણ-પણ—એમજ વાર-વધારે વાર નહી તમારી સાથે તમારા કુટુબની બાનુઓ હોય તો મીઠો ગાળોજ મુકજો, કેમજે ત્યા તેઓનુ કામ નથી આ મ્યુઝીક હૉલની બીલડીંગો સીલ્પ શાસ્ત્રીઓના હુન્નરના ઉત્તમ નમુના છે ઝાકઝમાલ અને રાશનીમા મના નથી સોનેરી પીવર્ગ અને મખમલી પડદાઓનો પાર નથી—પણ નીતીની બાબ

દમા મારી સર્ટીફીકેટની જરૂર નથી. સ્ટેજ ઉપર 'બાલે' ડાન્સ થાય છે તેના જેટલા વખાણ કરૂં તેટલા થોડા છે. શેહેરમા અને શહેરની બહાર જે રૂપાળીમા રૂપાળી છોડીઓ મળતી હશે તેઓને આ "બાલે" ડાન્સ માટે રોકવામા આવે છે એકીવારે બસેથી અઢીસે પોરીઓ નાચતી હશે. પણ નાચબી કેવો ! રંગબેરંગી પોશાકોના એવો સમાવેશ કીધેલા કે જ્યારે મ્યુઝીકના ઠોકા ઉપર આ પુટડીઓ એક સરખી નાચે ત્યારે જાણે નજરે ચીતરી આવે એ લોકને હુન્નરમદી નાચ શીખવવા માટે મોટા મોટા પગારે ફ્રેંચ ઉસ્તાદો રાખેલા અને સાથે સેંકડો માણસોનુ બેંડ ચાલે એટલે થોડી વાર પછી તો એવું લાગે કે જાણે કાઇ સાચાકામથી પુતળાઓ હાલતા હોય આ વાર મ્યુઝીક ન સંભળાય તેમ કાન બંધ કરીને સ્ટેજ ઉપર નજર રાખવાથી કાઈ ઓરજ જાતનો ખ્યાલ મનમા આવે છે ડ્રેસમા લીલા ને પીળા ને આતશીઆ ને જાબુલા રંગો, તે સાથે હાથમા ઝીણી ઝીણી રંગબેરંગી છત્રીઓ અથવા વાવટીઓની ભેળમભેળા અને સાથે નાચનારીઓનુ અડધુ ઉઘાડુ અંગ અને હસતા ચેહેરા સાથે છુટા બાલથી જે રંગ જમી રહે છે તે જોવા જોગ છે.

પણ હવે હુ આ મ્યુઝીક હૅાલોના બીજા હાલ હેવાલ ઉપર આવુ છુ બેંકો સઘળી નાટકશાળાનીજ પેઠે ગોઠવેલી છે અને ત્યા સાગ સારા લોક પોતાના કુટુંબ

ફ્રમીઆ સંગીત આવે છે. પણ જેમ આગળ સ્ટેજપર નાટક ચાલે છે તેમ પાછળ પ્રોમાનાડપર વળી જુદોજ નાટક બને છે. પછવાડે એક મોટી ફ્રગગાત પડશાળ છે, જ્યાથી ચાલતા ચાલતાબી તને 'બાલે' જોઈ શકો. તેની પડખે દારૂના મોટા 'બાર' છે, જ્યા સેંકડો ઈસ્કી મગનગઓ ફરતા ફરે છે આ નાઝનીનોને મ્યુઝીક હૉલના માલેકો મઝેહુથી આવના દીએ છે અને પોલીસ આખમીચામણા કરે છે. કોઇ ભુલો ભુલો જોય તો તેઓનો ઠસ્સો જોઇને ગભગાઈજ જાય કારણ કે કોઈ કોઇના માથા ઉપર કાઇ નહી તો પાચ ગીનીની તો ટોપી હશે' અવમને સઘળો મામલો બહારથી તો આબરૂ ઈજતનો જણાય છે, પણ માહેથી પોકળ છે. અજબ છે કે લંડનના બહુ બોલા ધર્મચ્યકો આટલી બધી ગડબડ કરવા છતા—તથા સઘળો મામલો જાણ્યા છતા—આ દેમઇતી નફ્રટાઈને માટે કશું કરતા નથી!

પણ તનારે નાટકમા જવુ પરવડતુ ન હોય અને મ્યુઝીક હૉલના જતા છેવ કમકમનો હોય તો લડન શહેરમા ટાઈમ પસાર કરવાના સાધનોનો ટોટો નથી. 'ટ પેની ટયુબ' રેલવેમા કે બસના ટાપ ઉપર પાચ નેવ ગયા કે અર્વચ કોર્ટે' તુબાઈમા છેલ્લુ મેદાનના પ્રજાની ગમતનુ પ્રદરશન થયુ હતું ને કરતા પચાસ-ગણુ મોટુ આ જાદુમનુ જુમન બાગે માસ ચાલે છે આપણી તરફ નો શૈનન ચીનગ કે આવપાઈન રેવરે



પૃથ્વીમા સૌથી ઉંચા
ચકરડી

કદી દશ વર્ષે એક વાર બતાવી તો વાહ વાહ થાય છે પણ અહી તો વાટર શુટ દરરોજ રાતના જોવાની મળે છે આ બોટો જો કે ઘણી ઉંચાઇથી ઉતરે છે તોએ એવી સફાઈથી ઉતરે છે કે બેસનારને એક છાંટો પાણીનો લાગતો નથી આ કોર્ટમા એક ચકરડી ઉભી કીધી છે તે દુનીયામા સર્વેથી ઉચી કહેવાય છે.

આ ચકરડી ૩૯૦ ફીટ ઉચી છે, એટલે લગભગ રાજાબાઇ ટાવર કરતા બેવડી ઉંચી! તેના પાલણા ખુલ્લા નહી પણ સીઆમ'સેફા બધ છે અને તેમા બેસા પછી ઇનજીનથી સ્ટાર્ટ થાય છે અને ફુલ સ્વીગમા આવે છે ત્યારે એટલી ઝડપમા ફરે છે કે પાલણા કે માણસ કાઇ દેખાતુ નથી, માત્ર બધી લટકતી સીઆમોમા સળગાવેલી બતીઓને લીધે ફક્ત એક આતશી ચકરડુ નજરે પડે છે એક ઠેકાણે એક તારનુ' પીજર કીધુ છે તેમા એક સાઈકલીસ્ટ પોતાના મશીન ઉપર એટલા તો જોરથી ફરે છે કે એકવાર તે લગભગ માથુ નીચે અને પગ ઉપર જેવી હાલ્તમા આવી જાય છે પણ "રીવાલવીગ"ના જોર સમેત તે પડતો નથી આ વાર આપણા આગમા તેની સલામતી માટે ધુજરા છુટે છે આ અર્લ્સ કોર્ટમા વરસમા ચાર પાચ જાતના પ્રદરશન ભરાય છે દાખલા તરીકે હુ ગયો ત્યારે ત્યા ઈટાલીયન એક્ઝીબીશન ભરાયુ હતુ અને તેની અગાઉ ફીશરીસ મેળાવડો થયો હતો કાઈ નાની ફી આપીને

દાખલ થયા કે સારી રાત તેમા ફર્યા કરો તો કોઈ પુછતુ નથી વણા જણ તો રોખને માટે આવીને ત્યા બગીચામા બેસ બેસ તમાશો જોયા કરે છે જગે જગ સળી પાડનારી સ્ત્રીઓ તમને રોકે છે કે "ચોર ફોટો ફોર આ પેની સર" એટલે એક પેની માટે તમારી સળી સાહેબ એક મીનીટ બેસ કે વીજળીક બળથી એક રૂપીઆ જેટલા કદની તમારી તસવીર એક આનામા પાડીને બે ત્રણ મીનીટમા તમારા હાથના મુકે છે અર્લ્સ કોર્ટથી હાકી ગયા તો ક્રીસ્ટલ પેલેસમા જાઓ ત્યા પણ સઘળો એજ અવતાર ફરક એટલો કે નામીચી–ઘણીજ ઉમદા આતશબાજી, જેવી કોઈ વાર તમે આ તરફ જોઈ ન હગે તેવીજ ત્યા એક શીલી ગના જોવાની અને તેબી વળી જમતા જમતા! તેટલાથીંસી પણ ન ધરાતા હો તો પાચસો માણસોનુ 'માસ્ડ' બેડ તો અનારનવાર છેજ બેહેસ્તીઓ મરે દુખે દહાડા કહાડે છે!

પણ આગુ તો ચનો! હજી કયા વાત ને ક્યા લડન? જાણે સમજો કે નારે તો એક પૈસો ખરચવો નથી ને તોબી મોજ મફતની મેળવવી છે તો જાઓ હાઇડ પાર્કમા અબાગીઆઓએ તો જાણે અર્ધી દુન્યા લપેટી લીધી છે મુખ્ય પ્રાઇન લગભગ ચાર મૈલ લાબી છે અને ઝાડપાનોની ઘટા તથા ત્યા આવતા લોકની છટા બે ઘડી જોના જોગ છે હાઈડ પાર્ક સર્વેને માટે ખુલ્લા છે ચોક્કસ દીનસોએ માગ મોટા ડયુક

અને કાઉન્ટેસો પોતાની હજારો ગીનીની ઇસ્કી ગાડીએ ઠાઠમાઠથી સજાવી કહાડે છે તેમજ રાતના માડવાએ અને ખુણાખ દોળામા ગરીબ કલાર્કો અને મુફલેસ કારીગરો પોતાની પ્રીયા સાથ ગોફતેગુમા મશગુલ રહે છે. સર્વેથી સરસ મજાહ સુગા સુગા સીધી નજર રાખીને ચાલ્યા કીધામા છે. વળી લડનમા એક બીજુ નવાઇ જેવુ ખાતુ છે, જેની જોડી ખરેખર હીદુસ્તાનમા તો છેજ નહી. ચોક્કસ મોટા દીવાનખાનાઓ છે જ્યા ચોક્કસ દીવસે ફી આપવાથી ગમે તે જઈને ગમે તેની સાથ નાચી શકે છે. અમે ગયા ત્યારે ત્યા સુમારે પચાસેક જોડા એક ઉસ્તાદની તકેદારી તળે નાચતા હતા. તમને નાચવા ગમતુ હોય અગર નાચવાની ખુશી ન હોય તો ખાલી બેસીને તમાશો જોયા કરવાની કશી હરકત નથી પણ માસ્તર ઓફ સેરીમની તમને આવીને પુછશે ખરો કે "સાહેબ, નાચવા સારૂ ભાગીયણ જોઇયે છે?" જો આ બધા દુઃખના નમુનાથી ઠાકી ગયા તો હુ સુચના કરીશ કે સનીવારે રાતના પેટીકોટ લેનમા ભરાતા બજારમા જવુ અરેરે, બાપરે! શું ત્યાનો અનુભવ કહુ ગરીબ ગુરબુ તમામ લોક સનીવારે પોતાના છાકટુસ પતીને લઇને આ બજારમા ઉતરી પડે છે કારણ કે તે દહાડે અઠવાડીઆની કમાણી મળે અને જો તેજ દહાડે તેમાંનો ઘણોખરો ભાગ બીજા અઠવાડીઆં સારૂ ખોરાકી ભરી રાખવામા

ન રોકે તો વાંધો પડે—સબળ બચાવ કામદારના ખીસાને કાણું છે અને જરા જરા પીળું જોઈને પૈસો ખખડે તો ગળું સુકાઇ જાય છે. લેનબેથ આગળ એક થર્ડ કલાસ લોકાલીટીમા આ બજાર રાતના ભરાય છે અને હજારો સ્ત્રી પુરૂષોની ફેરેકાર બેહદ્દતી એટલી તો ગીરદી થાય છે કે પોલીસ તે રાતના ગાડીની આવજા બીલકુલ બંધ કરે છે, તે છતા કચડાકચડીનો પાર નથી આપણા જેવા ધરખમ માણસને પણ સાર્ડીનની પેઠે સીકડાઇને ઈંચ ઇંચ પગલુ ભરવુ પડે છે વળી આવનારાઓમા કેટલોક ભાગ હાઉસ ઓફ લાર્ડસના ચમટી-માસ્ટરો એટલે ખીસામા એક પઈ રાખવી નહી—સાધારણ રૂમાલબી રાખ્યો તો જોબ થઇ જશે! હું પણ જુની ટોપી અને સાધારણ રંગત ગળે બંધ બાંધીને કોમન માણસની માફક ગયો હતો, તોબી ઓછામા ઓછુ પચીસેક વખત મારૂ ખીસુ ખેચાયુ અને ચંપાઈ જોવાયુ હતુ. આ ઠેકાણે જવુ તો ખુબી એ કે જે કાંઈ થાય તે ખુશ મીજાજમા લઇ લેવુ જરાબી સાહેબ થવા ગીયા તો આખમા ધબ દેતી મુકી પડવાનો સોદો છે સામાન વેચનારાઓની કીલીઆનનુ વર્ણન હુ આપી શકતો નથી આઠ આઠ દહાડાનુ વાસી કાપેલુ ગોસ્ત અને હજારો 'રેબીટ' સસલાના ઢગ તથા અડધી કોહેલી તરકારીનો અહી ઉપાવ થઇ જાય છે અને આ નાનચીન ગોસ્ત વળી બીજા આઠ દહાડા ચાલે છે પણ

બચારાં આમ કરે નહીં તો જાયબી કયાં? આપણા તરફની સોવ્રવારીવાળાને ત્યાંની મોવ્રવારીનો તો ખ્યાલ ન આવે. ત્યાં બાર આને રતલ તો ગોસ્ત અને પોણા-ચાર રૂપીએ મરઘી! ત્યારે પછી ત્યાંનો સુથાર ક્લાકની મજુરીની ત્રણ શીલીંગ માગે તેમા કાંઇ નવાઇ છે? આ પેટીકોટ લેન મારકેટમા એક વાર પેઠા કે જ્યારે ગમે ત્યારે બહાર નીકળાઇને ઘર જવાશે એમ ધારશો ના, કારણ કે ભીડ એવી છે કે ઘણીવ ર મોહોલ્લાને એક નાકેથી બીજે નાકે નીકળતા ત્રણ ત્રણ ક્લાક થાય છે.

પણ સનીવારનું આ ભીખારી બજાર વર્ણવતા મને લંડનનો હલકો વર્ગ યાદ આવે છે. બચારો હાડામાસ્તર આખું અઠવાડીઉં મહેનત કરીને સનીવારે પગાર મળતા વીચાર કરે છે કે જરા છાટો પાણી લઇને તૈયાર થવાનો તેને હક છે. પણ ઘર જતા ને વાર ડોશી જીવ પછા-ડશે અને પૈસા કહાડી લઇને બે ચાર ગલાસ જીન પીવાના રાખશે નહી એવી તેની પહેલાથીજ ગણત્રી હોવાને લીધે તે જેવો કારખાનામાથી બહાર પડયો કે પહેલુંજ 'પબ' એટલે પબલીક હાઉસ મળે ત્યા જઈ સટકણ પાડીને પછી ઘર જાય છે. અલબતે છીટા કહા-ડીને ઘરમાથી પાછો ખલ્લી જવાનો તો તેનો ઠરાવ છે એટલે દાખલ થતા ને વાર ફુ ફું ફુ ફારા મારતો ને ખરવાયા તોડવા માંડશે. "આજે તો ચાહે બગબર નથી, કાફી કાચી છે, બઇરી બગબર આવકાર

હતી નથી, મને તો જોઇને તુને હમેશનું દુઃખછ—" એના એના ઓરગા મારી તેનણુ બોલશે કે "જ્યારે મને મારા ઘેરમા સુખજ નથી ત્યારે જ્યા મને મારા દોસ્તોની હસી ખુશીની કંપની મળે ત્યા હું જઈશ"—કરીને ચાલ્યા સાસુર્યે! સ્ત્રી જો ડાહી હશે તો એકાદ બે ગલાસ મળે એટલા પૈસા રાખી બાકીના કહાડી લેશે અને ધણીજીને પટાવીને જવા દેશે કારણ કે ગને તેમ કરતાથી તે જવાનો તો ખરો રાતના બારેક વાગાના પાછો ન ફર્યો તો ધણીઆણી શોધના નીકળશે ખરી વાત એ છે કે વાટ જોતા ધણીઆણીનુ બી જરા નાક સુકાય ખરૂ ધણી ઘણાખરા કયા પીશને પેત્રોનાઈઝ કરે છે ને 'મીસીસ' ને ખબર એટલે ત્યા જઈને દોસ્તોના દેખતા ગોધીઆરૂ ઘાલે કે પછી જોઇ લ્યો બીજાનું! રસ્તે પડયા કે પછી બદ્તાદમ બાજી થઇ થાય સ્ત્રીના પેટમાથી જરા પડેલો એટલે તેથી કાંઈ ખાડી ન જાય ધબાધબ અડેકી મુક્કી સાના સામી પડે તો મારા બાપ! જાણે તોપના ગોળા! આ વાર આપણે તે મોહોટવાનાથી જતા હોઇએ તો સીધી નજર રાખીને ચાલ્યા જવાના ફાયદો છે નહી તો આઇનો ખાર બાઇપર પડશે બઈરીને નારનો તે તનારી સાથ છીટા સોનરો કે "વોટ ધી હેલ, યુ આર લુકીંગ એટ!" વખતે જરા પોપગી વધારે પડી હોય તો વાત વધેરી ખરી, તેથી ખુબીવતી વાત એ કે મુગા મુગા ચાલ્યા

કરવુ, અને ડાબી જમણી ગમ જોવું નહીં. જરા વારમા જોશો કે ધણી ધણીઆણી અકેકને વળગીને પ્યારથી 'કીસ' કરતા હશે અને આ સુલેહ પાછી થઈ તેની ખુશાલીમા આ જોડુ એકાદ "પબ" મા જઈને સાથે સટકણ નવેસરથી પાડી આવશે. ઈંગ્લંડના ગરીબ લોકને માટે મારો વીચાર ઘણો હલકો હતો કારણ કે બચગીમા પેલા રેનલડ નામના લખનારના એકાદ બે વાલમ મે વાચ્યા હતા અને તેના વર્ણન પ્રમાણે ઇગ્લંડના ઈસ્ટ એડનુ લોક બધું ખુની, ફાસીગર અને ચોરાટીઉ હશે એમ હું ધારતો હતો. તેના લખવા પ્રમાણે 'સ્લમ્સ' એટલે ગલી ગુચીમા એટલી તો ગરીબી અને કગાળ્યત છે કે મોટી ઉમરની છોકરીઓ લગભગ નગ્ન હાલતમા ચીકડેહાલ ફરે છે અને રસ્તાનુ અજીઠુ પડેલુ ખડેલુ ઉપાડીને ખાય છે. આ જોવાની મારી ઘણી ખુશી હતી પણ હીમત ચાલી નહી આખરે એક મીત્ર બહાર પડ્યો, તેણે કહયુ કે એ ભાગોમા હું રહેલો છુ અને સઘળુ જાણુ છુ પણ રાત્રીએ ઘણા મોડા જવુ નહી સાજના છએક વાગે ઠીક પડશે અમોએ હગવ પ્રમાણે જુના કપડા સજ્યા. કાલર કહાડી નાખી ગળે રગત ગળેબધ વીટાળ્યો, જુનો ડગલો, જુની ટોપી પહેરીને નીકળ્યા ઘણા ઠેકાણાઓમા ફર્યા, ઘણી ગલીઓ જોઈ, પણ રેનલડસના વર્ણનને કશુ મળતુ જોવામા આવ્યુ નહી. ગરીબી તો

ખરી—હા ભયકર ગરીબી—પણ બધાન્જ ખુની હોય એવી કશી નીશાન ન હતી હાકસ્ એટલે ઇસ્ટની ગાદીઓ આગળ કેટલાક ખવીસ જેવા દેખાવના પુરૂષો પીઠ પાછળ હાથ રાખીને લાલ કાટે ડોળે ફેરા કરતા હતા પણ તેઓ અમારા જેવાને છેડે એવા ન હતા તેથી ઉલટુ ત્યા થોડાક દેશી ખવાસીઓ અકેકમા 'ઇકલીઝીઆસ્ટીક' ભાષામા એટલે જે ભાડ ભાશામા ગુજરાતીમા વાત કરતા હતા થોડીક વાર જુગા જુગા સાભળીને હુ આગળ ગયો અને એકના ખભા ઉપર હાથ મુકીને પુછ્યુ "એ્ કાકા, તુ કીએ ગામનો, ને આ ગાળ કોણને દેછ?" પોતાની દેશી ભાષામા 'અસ્તમ' ભણતા પકડાઈ ગયલો આ દેશી ખવાસી આમ્સો એક ફુટ કુદયો:—

"ઓઇરે—ભાય—આનોરે—આ તો મારો નાહાલો—આપરી બોલી જાણે!"

આ વાર તે ખવાસીઓની ખુશાલ ચોકડીનો ચહેરો ચીતારવાને હુ અશક્ત છુ

---

## પ્રકરણ—૯ મુ.

ગવા પ્રકરણમા નાટક, હીપોડ્રોમ, ક્રીસ્ટલ પેલેસ, વગેરેનુ દાસ્તાન હુ આપી ગયો છુ પણ એ રમુજના સાધનોને છેલ્લી સલામ કરવાની હજીબ મારી હીમત ચાલતી નથી, કારણ કે જ્યારેથી તેની યાદ હું કરૂ

છું ત્યારે એક જાતનો અગમ્ય નાસીપાસીનો નીસાસો નખાઇ જાય છે. છેલ્લા એકાદ બે મેલની વાત ઉપર હકીરને ઈંગ્લંડથી આ દુન્યા વર્ણનના હીપોડરોમના સંબંધમા કેટલીક વધુ હકીકતો મળી છે જે એટલી જાણવાજોગ છે કે તેની અત્રે જગા કરવા માટે હું કાઇ પણ ક્ષમા માગવાની જરૂર જોતો નથી. આ હીપોડરમના માલેક મી૦ મોસે હવડા "ધી બેનડીટસ" નામનો એક બહુ દીલકસ દેખાવ રજુ કરવાની તૈયારી કરી છે. તેણે સ્ટેજ ઉપર એક મોટો પહાડ ઉભો કર્યો છે અને એવી યુકતી કરી છે કે યંત્રકળાથી આ પહાડ ફાટે અને તેમાથી લખ્ખો ગ્યાલન પાણી એકદમ ધોધના આકારમા છુટીને એક મોટો પુલ જાણે ભાગીને ધોવાઇ જતો નજરે પડે. આ પુલ જ્યારે તણાઇ જાય છે ત્યારે તે ઉપર માણસો અને ઘોડા પણ જીવતા દેખાડવામા આવે છે પાણીના ધોધ સમેત આ ઘોડા તથા માણસો ઘસડાઈ જાય છે અને એક ભયંકર મોટા અકસ્માતનું આબેહુબ સ્વરૂપ તમાશગીરોને દેખાડે છે. આ કારણ માટે હીપોડ્રોમની બાદશાહી ઇમારતના મથાળા ઉપર એક જંગી પાણીની ટાકી ગોઠવવામા આવી છે આ પાણી ૧૩૦ ફીટની ઉચાઇએથી સ્ટેજ ઉપર ધોધના આકારમા પડે છે

પણ હવે નાટક ફાટકનો ખ્યાલ છોડો જર્મનીમા વેટર વગરના હોટેલોનુ હુ સવીસ્તર બ્યાન આપી

ગયો છું' ચીગણમા એક કલાઇનો સીક્કો નાખતા બીર કે આઇસક્રીન—ગરમ દૂધ કે ઇડાનો પોળો કેમ મળી શકે છે તે ને વર્ણવ્યુ છે તેજ વાર મે મત આપ્યુ હતુ કે આના આના ખેણુ કૌતકોના ઇજાદ કરતા જર્મનો બહુ ચઢીઆતા છે ખોદા માલમ કે આ મારી ફરીઆદ ઇગ્રેજોને કાને પડી હશે કે શુ ? કેમકે હમણા લડનથી ખબર મળ્યા પ્રમાણે ત્યા એક સેટ્રલ કીચન સોસાયટી ઉભી કરવાની વાત ચાલે છે આપણી તરફના ભોળા, ઘસીને ન ચાલનારા દેશી વાચકો માટે એ કીચન સીસ્ટમનો કાઇક ખ્યાલ આપવાની હુ તજવીજ કરૂ છુ જેમ અત્રે કોલાસે દૂધના તબેલા છે—જેમ આગ હોલવવાના સ્ટેશનો છે કે જ્યા ટેલીફોન મારફતે બાતમી આપવાથી આગના બુબા આવી પહોચે છે, તેમ આ પાદશાહી બાવરચીખાનાનુ કારખાનુ એક મસ મોટી જગ્યા ઉપર ઉઘાડવા ધાર્યુ છે તમારા ઘરમા બટન દાબી આ બાવરચી ખાનાના મેનેજરને વરદી આપો કે દશ વાગતે ફલાણુ ફલાણુ જોઈએ કે પચ મીનીટમા મોટારકાર ધન ધન કરતી ગરમા ગરમ નાસ્તો અથવા એકથી એક હજાર નાણાનુ ડીનર લઈ તમારા દરવાજા આગળ આવી ઉભી રહેશે બધી ચીજના ભાવ અગાઉથી નક્કી કીધેલા છે એટલે બરાબર શુ ખર્ચ થશે તે પણ વરનો ધણી જાણી શકશે ખાણુ પહોચાડશે એટલુજ નહી પણ ટેબલ ક્લાથ, છરી, કાટા, ફુલના વાઝીઝ સુદ્ધા

બધુ કમપ્લીટ હાજર થશે કહે છે કે આના ભાવ એટલા તો કીફાયત રાખવામા આવનાર છે કે હવે ઘરમા રાંધવાની અથવા મેહેસ્તાને બજારની વરદી આપવાની કે તેણે માછલીમા શુ ચાસ મારી છે તે તપાસવાની કશી જરૂર રહેશે નહી આહા! આ સ્કીમ જો અમલમા આવશે, તો જીદગીના હાયસોસારામા કેટલો મોટો ફેરક પડી જશે! સમજો કે આવો એક સ્કીમ મુબઈ શહેરમા પારસી કોમમા દાખલ કરવામા આવે, તો ઘરની છોકરીઓને પછી કામજ શુ બાકી રહેશે? હુ ધારૂ છુ કે પોતાનો માથે પડેલો વખત કામે લગાડવા માટે મોહોલ્લે મોહોલ્લે ભેસાનીઆઓની દુકાનો ખોલવી પડશે અને હનડા જ્યા પારસી બાનુઓ એક ઠેકાણે જાય છે ત્યા ચાર ઠેકાણે જવાનો અવકાશ મળશે આ તો કાચ્ચુ છે અને આ તો લુગડો થઇ ગયલો છે—આ તો લોદો છે અને આ તો છુદો છે—એ તકરારનો હવે અત આવશે બચારા કેટલાક ભ્રથારો જેઓ દરેક ચીજમા છીટા શોધવામા એક જાતની મોજ મેળવે છે તેઓ બાપડા હવે શુ કરશે? કોણુની સાથે ચીડડા ફાડશે? પણ સબર કરો, આ કીચન સ્કીમ ઉપરથી મારા અલ્પ ભેજામા અનેક વીચારો ઉત્નન થાય છે ઘરમા બાવરચીખાનાની જરૂરજ નહી રહેશે—લાકડા ભરવાના કોઠારનુ કામ ન પડશે કમભાગ્યના કલાઇગરનો ધધો જનો રહેશે અને ઈનશાલ્લાહ! બદહજમીને માટે ડાકટરોનો

ગયો છું. ચીરણમાં એક કલાઇનો સીક્કો નાંખતાં બીર કે આઇસક્રીમ—ગરમ દુધ કે ઇંડાનો પોળો કેમ મળી શકે છે તે મેં વર્ણવ્યું છે. તેજ વાર મેં મત આપ્યું હતું કે આવાં આવાં ઘણા કૌતકોમાં ઇગ્લંડ કરતાં જર્મનો બહુ ચઢીઆતા છે. ખોદા માલમ કે આ મારી ફરીઆદ ઇંગ્રેજોને કાને પડી હશે કે શું! કેમકે હમણાં લંડનથી ખબર મળ્યા પ્રમાણે ત્યાં એક સેંટ્રલ કીચન સોસાયટી ઉભી કરવાની વાત ચાલે છે. આપણી તરફના ભોળા, ધસીને ન ચાલનારા દેશી વાંચકો માટે એ કીચન સીસ્ટમનો કાંઇક ખ્યાલ આપવાની હું તજવીજ કરૂં છું. જેમ અત્રે કોલાબે ટ્રામના તબેલા છે—જેમ આગ હોલવવાનાં સ્ટેશનો છે કે જ્યાં ટેલીફોન મારફતે બાતમી આપવાથી આગના બુંબા આવી પહોંચે છે, તેમ આ પાદશાહી બાવરચીખાનાનું કારખાનું એક મસ મોટી જગ્યા ઉપર ઉઘાડવા ધાર્યું છે. તમારા ઘરમાં બટન દાબી આ બાવરચીખાનાના મેનેજરને વરદી આપો કે દશ વાગતે ફલાણું ફલાણું જોઈશે કે પાંચ મીનીટમાં મોટોરકાર ધમ ધમ કરતી ગરમા ગરમ નાસ્તો અથવા એકથી એક હજાર માણસનું ડીનર લઈ તમારા દરવાજા આગળ આવી ઉભી રહેશે. બધી ચીજના ભાવ અગાઉથી નક્કી કીધેલા છે એટલે બરાબર શું ખર્ચ થશે તે પણ ઘરનો ધણી જાણી શકશે. ખાણું પહોંચાડશે એટલુંજ નહીં પણ ટેબલ ક્લાથ, છરી, કાંટા, ફુલનાં વાઝીઝ સુધ્ધાં

બધું કમપ્લીટ હાજર થશે કહે છે કે આના ભાવ એટલા તો કીફાયત રાખવામા આવનાર છે કે હવે ઘરમાં રાધવાની અથવા મેહેસ્તાને બજારની વરદી આપવાની કે તેણે માછલીમા શુ ચાસ મારી છે તે તપાસવાની કશી જરૂર રહેશે નહી આહા! આ સ્કીમ જો અમલમા આવશે, તો જીદગીના હાયસોસારામા કેટલો મોટો ફરક પડી જશે! સમજો કે આવો એક સ્કીમ મુબઈ શહેરમા પારસી કોમમા દાખલ કરવામા આવે, તો ઘરની છોક-રીઓને પછી કામજ શુ બાકી રહેશે? હુ ધારૂં છુ કે પોતાનો માથે પડેલો વખત કામે લગાડવા માટે મોહોલ્લે મોહોલ્લે લેસાનીઆઓની દુકાનો ખોલવી પડશે અને હવડા જયા પારસી બાનુઓ એક ઠેકાણે જાય છે ત્યા ચાર ઠેકાણે જવાનો અવકાશ મળશે આ તો કાચ્ચુ છે અને આ તો લુગડો થઇ ગયલો છે—આ તો લાદ્દો છે અને આ તો છુદો છે—એ તકરારનો હવે અત આવશે બચારા કેટલાક ભથારો જેઓ દરેક ચીજમા છીટા શોધવામા એક જાતની મોજ મેળવે છે તેઓ બાપડા હવે શુ કરશે? કોણની સાથે ચીકડા ફાડશે? પણ સબર કરો, આ કીચન સ્કીમ ઉપરથી મારા અલ્પ ભેજામા અનેક વીચારો ઉત્પન થાયે છે ઘરમા બાવર-ચીખાનાની જરૂરજ નહી રહેશે—લાકડા ભરવાના કોપરનુ કામ ન પડશે કમભાગ્યના કલાઇગરનો ધધો જતો રહેશે અને ઈનશાલ્લાહ! બદહજમીને માટે ડાકટરોનો

ખપ કમતી થવાથી તેઓ માથે હાથ દઇને રડશે. કાંઈ નહીં, પારસી બબરચીઓ અને તરકડા ફરંગાઓ હવડાં બહુ નાચી નડરી રહેલા છે તેઓનો મોસ તુટશે, તો મારા લેગા મારા વાચનારાઓ પણ ખુશી થશે એમ હું માનું છું.

પણ ધીર ધરો. આ કીચન સ્કીમ જેમ ઇગ્લંડમાં કરવા ધાર્યો છે તેમ જો મુંબઇ શેહેરમા થયો તો પછી શેહાદીના ગાડનું કેમ? હું ધારૂં છું કે આ નવું ખાતું તુટેલા બટન ટાકવાનું અને કાણા પડેલાં ઇસ્ટાકીન રફુ કરવાનુ પણ માથે લીએ, તો પછી શેહાદીની ઝુસરી ઉપાડવાને કોઈબી જવાનીઓ તૈયાર થાય એ બનવાજોગ નથી. અલબતે આ કીચન સીસ્ટમ થવાથી બાયડાઓ પણ પોતાની ક્લબો ઉઘાડશે અને તેમ જો થાય તો શું તેઓની ક્લબની ફી ભરવા માટે છોકરાઓ તેમને પરણી લાવશે? જોઇએ, આગળ જતા ઉંટડો કઇ તર બેશે છે!

બાયડાઓની ક્લબ માટે ઉપલી સતરો લખતા મને લંડનની નામાકીત ક્લબોની કાંઈક યાદ આવી ગઇ છે, એટલે તેની અત્રે નોંધ કરી લેવાની તક લઉં તો વાજબી ગણાશે. લંડનની ક્લબની જીંદગી આપણી તરફની ક્લબો કરતા કાંઇ કેવળ જુદીજ તરાહની છે. અહીં સાંજના પાચ ક્લાકે પાચ દશ દોસ્તો મલ્યા, એકાદ બે ચોપટના દાવ કે બીલીયર્ડના ગેમ અથવા નેપનો પાસો

મજમાવ્યો કે આઠ વાગતામા ઘર ગયા એટલે કલબની જીદગી ખતમ થઇ ગયલી સમજવામા આવે છે. પણ લંડનમા તો કલબ લાઈફ પુરૂષની જીદગીનો લગભગ અડધો ભાગ છે. ફક્ત મજુર વર્ગ સીવાય સઘળા વર્ગના લગભગ સઘળા પુરૂષો એક યા બીજી કલબના મેમબરો હોવા જોઇએ આ કલબો કાંઈ ફક્ત ખાધા પીધાની કલબો નથી, પણ મોટો રાજદવારી વગવસીલો ધરાવનારા ખાતા છે. નેશનલ લીબરલ કલબ અને કનઝરવેટીવ કલબ એ બે હરીફ કલબો લડનના નોરઘેમબરલેડ એવેન્યુના બહુ ખર્ચાળુ ભાગમા પોતાની ખાસ ઈમારતોમા પોતાનુ કામ ચલાવે છે. કુદરતી રીતે મારી લાગણી લગાર લીબરલ પક્ષ તરફની હોવાથી હું નેશનલ લીબરલ કલબમા રોજ પરોણા દાખલ જતો હતો, એટલે ત્યાના વહીવટનો થોડોક અભ્યાસ કરવાની મને તક મળી હતી ખાસુ ૫૦ થી ૬૦ મોટા દીવાનખાનાઓનુ આ કુશાદે રાજવશી મકાન આ કલબની મોટાઇનો આપણને પહેલો ખ્યાલ આપે છે આ દલીદ્ર દેશની પેઠે ૫૧-૬૦ મેમ્બરો નહી પણ પાચથી છ હજાર મેમ્બરો આ લીબરલ કલબ ધરાવે છે અને દરેક મેમ્બર વરસ દહાડે ૬ ગીની એટલે ૯૦ રૂપીઆ ફી ભરે છે એટલે કલબની વરસ દહાડે ફીના આકારમા લગભગ પાચ લાખ રૂપીઆની આવક છે. કોઇબી ગ્રહસ્થ "લીબરલ" મત ધરાવતો હોય, તેને બે મેમ્બરોની

સમતીથી ચુંટી કહાડવામા આવે છે. જમવાનું દીવાનખાનું જબરદસ્ત મોટું છે અને ગમે તે વખતે જાઓ ત્યારે ત્યાની સંખ્યાબધ મેજો જમનારાઓથી ચીકાર ભરેલી જણાય છે. ત્યા મેમ્બરોને ઉત્તેજન આપવા માટે ખાધાપીધાનુ એટલું ઉમદા અને એટલું સસ્તું રાખ્યુ છે કે હું ધારૂ છું કે ઘણાક મેમ્બરો કવચીતજ પોતાને ઘરે જમતા હશે નીચે એક સાચો ગોઠવેલો છે, જ્યા ઉભા રહી જોતા બહુજ અજાયબી સાથે રમુજ પેદા થાય છે. આ સાચો એક જાતનો જીવતો રીપોર્ટર છે હું જ્યારે આગળ ઉભો રહયો હતો, ત્યારે તે ઉપર પોતાની મેળે એક ટેલીગ્રામ છપાતો હતો કહે છે કે આવા સાચા દરેક મોટી ક્લબમા ઉભા કરેલા છે અને તે એક સેટ્રલ આફીસમાથી ચલાવવામા આવે છે જેથી સાચા આગળ ઉભા રહી વાચો તો દર મીનીટે કાઇ ને કાઇ નવી ખબર પોતાની મેળે છપાતી કોઇબી રીપોર્ટર અથવા તાર વગર વાંચી શકો. નીચેજ એંટ્રી રૂમમાં સ્થળ ઉભો કરેલો છે, જેમા પેની નાખવાથી પોસ્ટેજ સ્ટેપ પોતાની મેળે મળી શકે છે. દાખલ થતાજ એક નાની રીસીવીગ અને ડીસ્પેચીગ આફીસ ઉભી કરેલી છે, જ્યાથી તમારે સરનામે આવેલા કાગળો તમને પહોંચાડવામા આવે છે અને તમારા લખેલા કાગળો બરાબર ટાઈમે ટાઇમ રવાના કરવામા આવે છે. બીજે માળે રેસીડંટ મેમ્બરો માટે જાથુક રહેવાના

સંખ્યાબંધ ઓરડાઓ છે રાઈટીંગ રૂમ, વીઝીટર્સ રૂમ, સ્મોકીંગ રૂમ, રીડીંગ રૂમ, કાર્ડ રૂમ, બીલીયર્ડ રૂમ, ડાઇનીંગ વગેરેની ધમાધમી ભારી છે. કલબ લાઈફનો ખરો ચીતાર જોવો હોય તો આ નેશનલ લીબરલ કલબમા જઇ આવવાની હું ભવીશના મુસાફરને ભલામણ કરૂં છું. આ કલબોના કુશાદે દીવાનખાનાઓમા એટલી તો સગવડ છે કે કેટલાક સાહેબો આખો દીવસ ત્યા પોતાની આફીસ જેવી રાખીને પડયા ને પાથર્યા રહી રહે છે.

પણ વધારે નવાઇ જેવુ મારા જોવામા એ આવ્યું કે લંડનમા એક ખાસ મોટી લેડીઝ કલબ છે. આ કલબનુ મકાન પણ બહુ ગંજાવર અને ધપધપ્યું છે. વેટરો અને સર્વંટ ગર્લેનો ત્યા ઠઠેરો ઓર તરાહનો છે લેડીઝ કમીટીની રજા વગર ત્યા મરદોને દાખલ કરવામા આવતા નથી પણ અત્રેના પંકાયલા મીસીસ એડમસ વાયલીના બહેનની મહેરબાનીથી એક દીનસે આ રૂપસુંદરીઓના જનાનાના દાખલ થવાની સેવકને તક મળી હતી સેંટ્રલ દીવાનખાનામા કાંઈ નહીં તો ત્રણસેથી ચારસે બાનુઓ નાની નાની મેજો ઉપર ચા, કાફી વગેરે મીશટાનોનુ નખ્ખોદ વાળતા હતા પુરૂષમા તો હું એકલોજ અને વળી દેખઇતો બીજા ખંડનો વતની એટલે ૬૦૦ ચમકતી આખની જોડીઓ મારા તરફ ટીકી ટીકીને જોય એટલે મારી તે વાર શી અવસ્થા હશે તે સમજવુ સહેલ છે એક તો હું જાતે

શરમાળ, તેમાં વળી ઇંગ્રેજ બાનુઓની વચ્ચે વચ્ચમાં એકજ મગરદાઢીનો અવતાર કોઇબી રીતે જીવને ધીરજ આપનારો તે ક્યાંથી કહેવાય? પણ એટલું તો ખરૂં કે આ બાનુઓની કલમની કારકીર્દી એક કલાકના અરસામાં હું પામી ગયો અને કબુલ કરવું પડે છે કે ત્યાં ચોટલા પીખામણ કે નીંદા અદેખાઇ જેવું કશું નજરે આવતું ન હતું. સારાંશ કે સેકડો બાનુઓ પોત પોતાની ચોક્કસ ટોળીના સગી હળવે હળવે વાતચીતમાં વેળા ગાળતી, અને આસપાસનાઓ તરફ ઝાંખીને જોવાની પણ દરકાર કરતી નહીં અને એ મોટી કલબમાં એમ કરવાની કશી જરૂરબી નથી.

## પ્રકરણ—૧૦ મું.

ઈંગ્લંડ દેશ મહાભારત છે એમાં શી નવાઇ? ત્યાંના લોકનું હાતમદીલ જોઈને આપણો દમ બંધાઇને બરફ થઈ જાય છે. આ કંગાળ દેશમાં કોઇએ એકાદ અગ્યારીનો ઓટલો બંધાવ્યો કે ૫૦૦૦ રૂપીઆ કોઇ ઝુરતા ઝાકતા ખાતાના આપ્યા તો તેની વાહવાહ થઈ જાય છે. તેમાં અગત્ય કરી લાખની ઉપર આંકડો ગયો કે આપનાર ધણી સાતમે આસમાને ચડી જાય છે. પણ બહાદુર ઈંગ્લંડમાં પચીસ ત્રીસ લાખ રૂપીઆ કે કરોડ રૂપીઆની સખાવત તો કુચ ગણત્રીમાં નથી. એ

લોકનું દીલ મોટું તો ખરૂં. હું કબુલ કરૂં છું કે ઈંગ્રેજની જાતમાંજ લગાર નાકે ગંધ સમાયલી છે અને તેઓ યુરોપના બીજા વતનીઓની પેઠે એકદમ ભેળાતા નથી. તેઓ મીજાજી છે, લગાર છાટાપાણી માસ્તર પણ ખરા, બાહાદુર પણ ખરા, જરા આગળ વધીને કહું તો લગાર મતલબ્યા પણ ખરા, પણ હુ એકવાર ફરી ભાર મુકી મુકીને કહુ છુ કે આપણા દેશમા જે ઈંગ્રેજો આવે છે તેમના અનુભવ ઉપરથી ખુદ ઈંગ્લંડના ઈંગ્રેજોનું તોલ કરશો ના. એ બે જાતજ જુદી છે. હીંદુસ્તાન આવતા ઇંગ્રેજોને કોણ જાણે શુ વરદાન છે કે આ દેશમા છ માસ પગ મુકયા પછી તેમના નેણજ ફરી જાય છે, અને એજ અંગ્રેજ પાછો પોતાને વતન જતા જુદીજ કીસમનો પુરૂષ જોવામા આવે છે. હશે–કદાચ આપણી ધર્તીનો કસુર હશે!

પણ હુ શુ લખતા કયા ચાલી ગયો બાપા! અવલોકનની ખુમારીનો ગલઓ કોઇ વાર અકસમાત ઉભરી આવે છે, માટે ક્ષમા માગુ છુ, પણ ભજીઆ સાથે ચટણી જોઈએ તેમ વર્ણન સાથે વ્યાખ્યા ન હોય તો લખાણ લુખુ લાગે મને ખબર મળી કે લડનમા એક મરનાર ગ્રહસ્થની વીધવાએ પોતાનો સર્વસ્વ ખજાનો જેની કીમત એક કરોડથી ઉપરની ગણાતી હતી તે એમનો એમ ખજાને ભેટ આપી દીધો એટલે આ વીચીત્ર સખાવત કેવી છે તે જોવાને મારૂ મન ઉચટ પડયું.

એક મીત્રની જોડે આ "વોનેસ કલેક્શન" જોવા હુ ગયો અને સત્ય માનજો કે આપનાર અને લેનાર બન્નેને મારા મનમા હજારો હજાર આશીશ દીધા આફરીન છે હજારો હજાર આફરીન છે આ બક્ષેસ કરનારની પહેલવાની છાતીને હુ એની થોડીક વીગતો નીચે આપુ છુ તે મહેરબાની કરી વાચજો

સર રીચર્ડ વોલેસ અને તેની બાનુ લેડી વોલેસ પોતાના "હર્ટફર્ડ હાઉસ" નામના રાજાવર મહેલમા સુખરૂપ રહેતા હતા તેમને ત્યા સનતાનની બક્ષેસ નહી એટલે કરોડો રૂપીઆની દોલત તેઓએ અતુલ્ય પીકચરો, હીરાજડીત આરસીઓ, લખોની કીમતના કીમતી વાઝો, ઘડીઆળો, વીટીઓ વગેરેના સોકી પોતાના મહેલને સણગારીને તેમાજ પોતાનુ સુખ સમજતા હતા સનબાદવે સર રીચર્ડ વોલેસ મરણ પામ્યો અને પોતાનુ સર્વસ્વ પોતાની બાનુને જેમ ગમે તેમ કરવા માટે મુકી ગયો લેડી વોલેસના લેજમા આવ્યુ કે પોતાને ત્યા ફરજદ નહી, અથાગ દોલતનુ કોઇ ખાનાર નહી એટલે ઇગ્લડની પ્રજા એજ તેના બચ્ચા પોતાના પતીનુ નામ કાયમ રહે એજ પોતાનુ વસીયતનામુ એમ ગણી પાર્લામેન્ટને અરજ કરી ૧૮૮૪ ના સાલમા પોતાનુ જે કઇ હતુ તે સઘળુ પ્રજાને આપી દેવાની માગણી કરી માત્ર સનત એટલીજ કરી કે આ ક્રોડો રૂપીઆનુ સગ્રહસ્થાન તેણીનાજ મહે-

લમાં એમનું એમ રાખવું, તેમાંથી કંઇ વેચવું નહીં, તેમાં બહારનો કોઇનો સામાન મુકવો નહીં, પાર્લામેંટે તેની દેખરેખ રાખવી, અને તેનું નામ સદાનું "વોલેસ કલેકશન" એમ રાખવું.

પાર્લામેંટે આ ઉદાર માગણી સ્વીકારીને આ કીમતી ખજાનો પોતાના સ્વાધીનમાં લઇને પ્રજાને માટે સદાનો ખુલ્લો મુકયો છે. "હર્ટફર્ડ હાઉસ" નો મહેલ લંડનના એવા ભાગમાં આવ્યો છે કે તેની ખાલી જગાજ અમથી વેચવા કહાડે તો દર ચોરસવારે એક હજારથી પંદરસો રૂપીઆનો ભાવ આવે. યાદ રાખવું કે ખંડાળા, તીથલ, દેવલાલી વગેરે મથકોએ એકરને ભાવે જમીન ગણાય છે. મુંબઇમાં ચોરસવારે બસો રૂપીઆનો આંકડો સાંભળતા ડોળા આસમાને ચહડી જાય છે, પણ લંડનમાં જમીનનો ભાવ ઇંચના હીસાબથી છે. આ રીતે જોતાં "હર્ટફર્ડ હાઉસ" ની જમીન અને મહેલ આજની કીમતે ગણતાં ઓછામા ઓછો દશ લાખ રૂપીઆનો હશે, પણ તે માહેલા ખજાનાની કીમત આંકનાર હજીુર સુધી જનમયો નથી. પાર્લામેંટે આ મોટા વારસાની કારસાજી કરવા માટે લોર્ડ લેન્સડાઉન અને અબજપતી રોથશચાઇલ્ડ જેવાઓની એક કમીટી નેમી અને તેઓની સલાહ પ્રમાણે "હર્ટફર્ડ હાઉસ" મા લખોના ખરચે મોટા ફેરફાર કરીને મરહુમ સર રીચર્ડ વોલેસનો આ ખજાનો પ્રજાને માટે ખુલ્લો મુકયો છે. આ માહેલો

સામાન જમાના થયા સર રીચર્ડના બાપદાદાઓએ ભેગો કરવા માડયો હતો. તેઓ પાસે અખુટ દોલત હોવાથી ફ્રેંચ અને રોમન ચીતારાઓના લાખ લાખ રૂપીઆની કીમતના એકેક પીકચર ખરીદ કરી આ સંગ્રહ વધાર્યાજ ગયા હતા તે એટલા સુધી કે આ મહેલમા ટીસ્યા, બરનાર્ડો, વેનડાઇક, રૂબન્સ જેવા નામાકીત ચીતારાઓના જેટલા પીકચરો અહી જમાવ કરેલા છે તેટલા આખા યુરોપના કોઇ પણ સંગ્રહસ્થાનમા નથી હાથીદાત ઉપરના કોતરકામ, અને 'સેવેરીઝ' કોરીકામના અકેકા પાદશાહી વાઝો આખને છક કરી નાખે છે. એક ઓરડામા ખરા હીરા અને મોતીજડીત તપકીરની દાબડીઓ સુમારે ત્રણસેથી ચારસે જોવા મુકી છે, જેમાની કોઇ એકની કીમત લાખથી દોઢ લાખ સુધીની ગણાય છે એક બીજાં મોટા દીવાનખાનામા ફ્રેંચ તેરમી સદીના ઇનલેડ ફરની-ચરોનો સગ્રહ મુકયો છે તેમા એક સીપની 'ઇનલેડ' કીધેલી ટેબલ ફકત એકલી બે લાખ રૂપીઆની છે. પેરીસના ૧૮૭૦ ના ઘેરા પછી ફ્રાસ વેચાઇ સતાઇ ગયુ અને પાયમાલ થયુ તે વારે શોખીન સર રીચર્ડ વોલેસ પોતે જાતે પારીસમા જઇને ત્યાનો કીમતી ખજાનો લક્ષોને ખરચે ખરીદીને ઉપાડી લાવ્યો, તે સઘળો અહી જમાવ કરેલો છે. આ ખજાનો કેટલો મોટો હશે તેનો એટલાથીજ ખ્યાલ આવશે કે 'હર્ટફર્ડ હાઉસ' ના મહેલમા ટાઉન હૉલના મોટા દીવાનખાના જેના બાવીસ

મોટા હૉલો ખીચોખીચ ભર્યા છે. કેટલીએક ચીજો એવી છે કે જેની કીમત પણ અંકાતી નથી, પણ હું બીહતાં બીહતાં કહું છું કે આ સંગ્રહસ્થાનમા મુકેલી હજારો ચીજોની કીમત એક કરોડ રૂપીઆ ઉપરની તો સેહેજ હશે! આ ચીજોનો 'કેટલોગ' જે પાર્લામેંટે છપાવ્યો છે તેણે ૪૦૦ સફા રોકયા છે અને તે ઉપર લગભગ પચાસ હથ્યારબંધ સોલજરો રાત દીવસ ચોકી રાખે છે. એક ઘડીઆળ મારા જોવામા આવ્યુ જે કાળા અગનુસનાં લાકડાનું બનાવેલું હતું અને તે ઉપર ખરા સોનાની કારીગીરી કરેલી હતી. તેના સર રીચર્ડ વોલેસે એક લાખ ફ્રાંક આપ્યા હતા ટુંકમા અહી બધો લાખનોજ હીસાબ છે અને આ સઘળુ એક કલમના ઝટકાથી લેડી વોલેસે દેશને બક્ષીશ આપી દીધુ, તેની કીંમત વીષે વીચાર કરતાં એક રીતે જીવ ફરી આવે છે. બોલો હવે ઈંગ્લંડ મહાભારત છે, ઈંગ્લંડનું લોક આપણા કરતા જુદીજ તરેહનો છાતો ધરાવે છે એમ જે હું ઉપર કહી ગયો તેમા કઇબી વાધા વીસ્તી જેવુ છે? એક લાલ રંગનુ મીના કીધેલુ નાનુ અફ્ગાનીઉ બત્રીસ હજાર ફ્રાંક, એક ફુટ ઉચુ સોના કામથી મઢી લીધેલુ ઈટાલીયન બનાવટનુ ઘડીઆળ તેના ફક્ત લાખ રૂપીઆ, એક બે તસુ લાંબી એમપ્રેસ યુજીનીની તપકીરની દાબડી હીરાજડીત છે જેની કીમતજ કોઇ આકી શકતુ નથી. આ જોયા પછી મારો જીવ એટલો ધરાઇ ગયો છે કે

તેનુ વર્ણન આપવુ એ ગોયા 'બ્રીલીયંટ' હીરા ઉપર કલાઈનો ઢોલ ચહડાવ્યા બરાબર છે આખા સંગ્રહસ્થાનમા જેટલા બીલીયાનના હીરા છે તે એટલા બધા છે કે આખા મુબઇના સોરાબજી ખાનો અને બીજા હીરાના વેપારીઓના હીરા જમા કર્યે તોબી એ હીરાના જથ્થાની જોતીને પણ ન પુગે

પણ હવે જવા દો. હીરા, પાણાથી અને મોતી માણેકથી માથુ ફરી જશે કંઇ બીજી બાબદ ઉપર આવ્યે કહેવામા આવ્યુ જે લડનના બીજુ જોવા લાયક સંગ્રહસ્થાન મેડમ ટુસોનુ મીણના બનાવેલા પુતળાનુ છે આ સંગ્રહસ્થાન વીષે હુ બચગીથી સાભળતો આવ્યો હતો, એટલે તે જોયા વગર કંઇ ચાલે નહી એક શીલીંગ આપી દાખલ થતા દરવાજાનાજ ખુરસી ઉપર એક બુઢો માણસ માથે હાથ ટેકવીને ઉંઘતો હતો તેનો શ્વાસોશ્વાસ નીયમીત ચાલતો હતો અને છાતી ખુબ ઉંચના ઉચકાતી હતી ને મારા મીત્રને હળવેથી આગળી ફરી અજાયબી બતાવી કે આટલા બધા તમાશાગીરોની ગીરદીના આ બચારો ખુબ નીદ્રાના ગીરફતાર થયલો કોણ જાણે કયો વખતનો મુસ્બારો હશે પણ તેના માથા ઉપર ગીરીટ મારેલી જોઈ વહેમ પડયો અને વધારે બારીકીથી તપાસતા જણાયુ જે એ જીવતો નહી પણ મીણનો બનાવેલો હતો અને તેની છાતીના આચાકાન મુકી એવી કળા કરેલી હતી કે જાણે તે દમ

ખરેખર લેતો હોય. પહેલી નજરે આ દેખાવથી અમે બહુ હેરત રહયા પણ પછી તો આપણા રાજા એડવર્ડ, તેની બાનુ, રાજવંશીઓ, સીપાઇ બચ્ચાઓ, હજારોની સંખ્યામાં ફુલ ડ્રેસમા ઉભેલા એટલા બધા જોયા કે નવાઇ થોડા વારમાં જતી રહી. પછી એકવાર એવોઆળી વખત આવ્યો કે સામે ઉભેલો ખરેખરો માણસ હોય તો વહેમમાં પડી જઇએ કે આબી ખરો છે કે ઢોંગ!

સવાસો વરસની વાત ઉપર ફ્રાન્સમા જ્યારે પાદશાહી દોર દમામ પુર બાહરમા હતો ત્યારે ત્યાં જોન ક્રીસ્ટોફર કરશીયસ નામે એક ફીસ્વી પેરીસમા વસવા આવ્યો. તે અસલ ડાકટર હતો અને શરીરના કોઈબી બાગો મીણમાં એવા આબેહુબ બનાવવાની કળા ધરાવતો હતો કે મેડીકલ સ્ટુડંટોને કેળવણી આપવા ખાતર તેના હાથના બનાવેલા હાથ પગના, વસુરી અને ગુમડાંના 'મોડલો' પેરીસમાં વાહવાહ બોલાવી રહયા હતા. આ ધણીના બનાવેલા મીણના નમુનાઓ ઉપર પેરીસ્યનો કુરબાન થઇ ગયા, અને તે ઉપરથી તેની પાસે મીણના પુતળાઓ બનાવવાનું ફ્રેંચમેનોને ઘેનું લાગ્યું. આ વાર આ કારીગર કરશીયશનુ કળાકામ જોવાને એક ફ્રેંચ છોકરી હમેશ આવતી હતી. આ છોકરી તે હાલના સંગ્રહસ્થાનનો પાયો નાખનાર મેડમ ટુસો.

આ છોકરીએ પહેલા મીણના ફુલો બનાવવાનું શરૂ કર્યું અને આસ્તે આસ્તે તે પોતાના હુન્નરમા

૭

તેણે આ નજીસ બીડું ઝડક્યું. પોતાની સાથે ટ્રાઈટ
અને ફોરેસ્ટ નામના બે ખુનીઓને લઈને તે મધરાત
ટાવરના ઉપલા ઓરડામા જ્યા આ બુચાઓ સુતે
હતા ત્યા ગયો. તે લોકના મોહડા ઉપર તકયા દાબી
તેઓને આ ત્રણ કરપીણોએ ગુગળાવી મારી નાખ
અને તેમની લાસ 'ટાવર ઓફ લંડન' મા એક દાદર
તળે ઝડપમા રાતોરાત ડાટી નાખીને તે ઉપર નો
પથરા મેલ્યા સહવારના તેઓએ બુમ ઉરાડી કે છોક
રાઓ તો રાતોરાત કૈયે નાહસી ગયા હતા નાપા
કાકો ગ્લોસ્ટર રીચર્ડ ત્રીજાનુ નામ ધારણ કરીને ઈંગ્
ડની ગાદી ઉપર ચહડી બેઠો ૧૬૭૪ મા જ્યા
ટાવરમા કાઈ મરામત કરવા સારૂ આ દાદર ઉખેડવાને
આવ્યો ત્યારે તેમાથી આ કમનસીબ બુચાઓના હાડક
જડયા. પાછળથી ચાર્લ્સ બીજાએ તે હાડકા મોટી ક્રી
સાથે વેસ્ટમીનીસટર એબીમા ભુમીદા કરાવ્યા રાત
બાર વાગે જ્યારે સર જેમ્સ ટીરલ પોતાના બે ખુનીએ
સાથે પ્રીન્સને મારી નાખવા જાય છે તે વખતનો દેખા
મેડમ ટુસોના સગ્રહસ્થાનમા આબેહુબ જાણે જીવત
બનતો હોય તેમ નજરે પડે છે

ઇંગલડના નજીસ ખુનીઓ, ખોટા ચેકો બના
નારાઓ, અથગ જુગારીઓ, બેક ફોડનારાઓ વગે
જાણે જીવના જોનારની સામે હારોહાર ઉભા રાખ્યા
છેલ્લા ફ્રેંચ 'રેવોલ્યુસન' વેળાએ જે નાપાક છરીથી વી

હજાર જણના ડોકાં તેમનાં ધડથી છુટાં પડયાં. હનાં તે છરી પણ ખુદ અસલ અહીં જોવા મુકી છે. આ અહેરેમનની છરીએ ફ્રાંસના રાજા લુઇ સોળમાને, રાણી મેરી એનટોન્યટ, ડયુક ઓફ ઓરલ્યાં અને ફ્રાન્સમાં ધુમ મચાવનાર રોબ્સપીયરને જબેહ કીધા હતા. જબેહ કરનાર જલ્લાદ સેનસનના વારસો પાસેથી આ છરી મેડમ ટુસો અને તેણીના બેટાઓએ મોટી કીમત આપીને ખરીદ કીધી હતી.

નામદાર રાણી વીકટોરીયાના કાકા જ્યારે મરણ પામ્યા ત્યારે સોહવારના પાંચ વાગે અઢાર વરસની વીકટોરીયાને 'તું ઈંગલંડની રાણી થઈ છે' એવી ખબર આપવા આર્ચબીશપ ઓફ કેનટરબરી મેહેલમાં ગયો અને ગુટણ ઉપર પડીને અચરતીમાં ગરકાવ થયલી આ છોકરીને જ્યારે ઉપલી ખબર આપી તેનો દેખાવ પણ ત્યાં જોવાજોગ છે. નેપોલ્યન બોનાપાર્ટ જયારે ઈંગ્રેજોને હાથ પકડાયો ત્યારે સેંટ હેલીનાના ટાપુમાં તેને કેદ કરવામાં આવ્યો હનો તે વાર જે સાદરી ઉપર તે સુતો તે તથા તેની સાથનો તકીયો જે ઊપરજ તે મરણ પામયો હતો તે ખરી ચીજો અહીં દેખાડવામાં આવે છે. સારાશ કે મેડમ ટુસોંનું એક્ઝીબીશન જીંદગીમાં એક વાર જોવાજોગ છે.

---

## પ્રકરણ ૧૧ મું.

લંડન સુધી જવું અને જરથોસ્તીઓની આરામગાહની જગા જોવા વગર પાછું ફરવું એ હજમારમાં જઈને ધીચ્યા વગર પાછું આવવા બરાબર છે. લંડનના 'નીક્રોપોલીસ' એટલે મૃત્યુસ્થાનમાં મારા એટલા અંગત અને ઈસ્ટ મીત્રો પડેલા છે કે તેઓની સેવટની આરામગાહની જગાએ જઈને સેઝદો કરવાને મારૂં દીલ તલપી રહ્યું હતું. ખબર મલ્યા પ્રમાણે રવાનોને લઈ જતી ટ્રેન અઠવાડયાના ચોક્ક્સ દીવસોએજ વોકીંગ સ્ટેશન માટે ઉપડી જાય છે. એટલે એક દીવસે આ ગમ્બીર ટ્રેનનો ટાઈમ પકડીને અમો સ્ટેશન ઉપર ગયા. ત્યાંની રીતભાત આપણી તરફ કરતાં એટલી જુદી છે, કેટલીક રીતે સારી ને કેટલીક રીતે ઉનરતી છે કે તેનું થોડુંક બ્યાન આપવાનું હું દુરસ્ત ધારૂં છું. જે મુંબઈગરા જરથોસ્તીઓના લાગતાવળગતાઓ અને અઝીઝ સગા સંબંધીઓ આ દેસરે લુમીદા થયા છે તેઓને આ મારૂં વર્ણન કદાચ કાંઈક ઉપયોગી થઈ પડશે. રવાનોને લઈ જવા માટેના ખાસ સ્ટેશન ઉપર એક ઓરડો અલાહેદો કાઢેલો છે ત્યાં 'કોફીન' ને લાવીને થોડો વખત સુધી ખુલ્લું રાખવામાં આવે છે કે જેથી ગુજરનારના મીત્રો તેના ચહેરાનો છેલ્લીવાર સંસ્કાર કરી શકે. અહીં સુધી તો સઘળું

ઠીક છે, પણ ત્યાર પછીની સઘળી સામગ્રી મારા અસલી વીચારને રૂચતી નથી. હું બીજી વાતે ગમે એવા ખામીઓથી ભરપુર હોઈશ પણ ગુજરેલાંઓ તરફની મારી લાગણી અતીશય તીક્ષણ છે. 'આપ મુવે પીછે ડુબ ગઇ દુનીયાં' અથવા ઇંગ્રેજીમાં કહેવત છે તેમ 'After me the deluge' નો નીયમ સ્વીકારવાને મારૂં અંતઃકરણ સાફ ના પાડે છે. રવાનોને લઈ જનારી 'ટ્રક' માં એવી ગોઠવણ કરી છે કે જેમ માલ ભરવાનાં ગાડાંમાં એકેકની ઉપર ટ્રંકો અથવા તરકારીની ઝાબો સીંચવામાં આવે છે તેમ કોફીનોને એકેક ઉપર અભરાઇઓ ઉપર રચવામાં આવે છે જે દેખાવ આપણા સરેસ્તાનાં પારસી રવાન તરફનાં માનની નજરથી જોતાં ઘણો કઢંગો, ક્રુર અને અપમાનભર્યો જણાય છે. સાર્ડીનની પેઠે રવાનોના એકેકની ઉપર ઢગ ચઢાવી, બીજી ગાડીઓમાં સાથે જનારાઓને બેસાડીને ટ્રેન વોકીંગનાં સ્ટેશન ઉપર આવી પુગી કે જરથોસ્તી રવાન માટે જે ગોઠવણ મારા જોવામાં આવી તે પણ દીલ દુઃખવનારી હું લેખું છું. મરનાર ગમે એવો આપણો અતલગનો ખેશી હોય, ગમે એવો જાનફેશાની કરનાર મીત્ર હોય પણ તેનાં રવાનને સેવટની જગ્યાએ લઇ જવા માટે આપણું કશું ચાલતું નથી.

ટ્રેન ગાડીમાંથી ઉતારીને પારસીઓ માટે ભુમીદા કરવાની જે જગા અલાહેદી રાખી છે ત્યાં લઈ જવા

માટે ભાડુતી ઇ ગ્રેજ ખભા-ખરદારો રાખ્યા છે. રેલવે કંપની આ ભાડુતી કીશચીયનો પાસેજ સગળા રવાનો ઉંચકાવવાની રૂઢી અખત્યાર કરી બેઠી છે અને તેના કારણમા એવું જણાવવામા આવે છે જે એકાદ બે વાર અગાઉ જરથોસ્તીઓ પોતેજ પોતાના જાત ભાઈઓનુ રવાન ખભે ઉપાડીને લઇ જતા સ્ટેશન ઉપર કાઇક નાના અકસમાત બન્યા હતા. પણ આ નજીવી દલીલ મારા મગજમા ઉતરતી નથી ખેર, ભુમીદાની જગ્યાએ ગયા પછી મેં આશા રાખી હતી કે લડનના પારસીઓ તો સુધારાના અને સફાઈના ખા છે, પૈસે ટકે આસ્ત-વાર છે, પારસી નાજુક લાગણીને સદા પીછાનવા બીદાર છે, પણ ત્યાનો દેખાવ જોઇ હું તદન નાસીપાસ થયો એમ કહેવાની મને ફરજ પડે છે એક ખાલી મેદાનના કટકા ઉપર અુમારે ત્રીસ કબરો કંઇ પણ ઢગ ઘડા વગર આમ તેમ પડેલી હતી ના તેની આસપાસ કોઈ જાતની રેલીગ કે ના રખેવાળ, ના પાણી કે ના પંખેરુ. બચારા આપણા પુરાણા મીત્રો એક વહેતની જગ્યામા એકલા વાએજાન હંમેશગીમા પોઢેલા હતા. મારા દોસ્તો અને ખેરખાહો, જેઓ સાથે વરસો સુધી ખાણીપીણી અને દોસ્તીનો નીકંટ સંબંધ હતો તેઓને આ વેરાણ જગ્યામા આવી રીતે પડેલા જોઇ મારો જીવ બહુજ રંજીદા થયો. આ સઘળા ગમગીન મામલા વચ્ચે એકજ ચીજ સંધ્યારો આપનારી હતી અને તે નરહુમ

ઓનરેબલ નવરોજી વહાડયાના પુત્ર માટે બંધાવેલી સગડી હતી આ ઇમારત નાની છે, સ્વચ્છ છે, પણ તે ઉપર જે ખર્ચ થયલો કહેવામા આવે છે તેટલું બધુ મારી બીનઅનુભવી નજરને લાગ્યું નહી. મસ મોટા વીસ્તારની જગો ખાલી નાખવાને બદલે એક નાનો બગીચો ઘેરી લઈ ત્યા સુંદર કયારાઓ કરી ફુલપાનથી આરાસ્તા કરીને ગુજરેલા જરથોસ્તીઓના યાદગીરીના કાયદાસર સ્થળ ઉભા કરવામા આવે અને તેમની યાદદાસ્ત તાજી રહે એવી રીતે તેમની બરદાસત કરવામા આવે તો તે બની શકે એવુ છે ઘણીએક જરથોસ્તી કબરો ઉપર 'સ્લેબ' કદરબીહામણા છે અને ઘણાકોની ઉપરના તો નામ વટીક વચાતા નથી ઘણીક આનાકાની સાથે અને કેટલીક અચરતી સાથે હું આ ગમગીન સફે અત્રે બધ કરૂ છુ

વીલાયતમા ફરો તો બદન ઉપરનુ ચામડુ જાડુ અને હોન્નર ટટણખાર રાખવાની ઘણી જરૂર છે. જો ગુપચુપ ખીસામા હાથ રાખી ફર્યા તો કાંઈ નથી પણ અત્રેથી ઓળખાણ પાળખાણના કાગળો લઈને ધપધપ કપનીમા ઘુસ્યા તો "સ્ટમક" નુ નખોદ અને ખીસા ઉપર ગજબનો હીસાબ પહેલાથી રાખજો "ઈનટ્રોડકશન લેટર" જતાજ તમારા ઉતારાની જગાએ 'ટીટને વીઝીટો' ની ધમાલ ચાલુ થશે અને નાસ્તા અને લચ, ડીનર અને 'સપર' ના ઈજનોના ધસારા

એના થશે કે તમે ખાતા અને ખવાડતા કટાળી જશો કોઈ વાર તો એવી ધનાવ પડે છે કે સ્નારના આઠ વાગતાથી પાછલી રાતના એક વાગતા સુધીના પાચ પાચ છ છ 'એનગેન્જમેન્ટો' ને આધીન થવુ પડે છે રાતના સાત વાગતે ડીનર ઉપર ગયા કે ખનાડનાર ધણી તમને પુછયા પરછયા નગર નાટક કે 'ઓપેરા'મા ઘસડી જાય છે ત્યાથી સાડા અગીયાર વાગતે છુટયા કે ચાલો તેની ફવખના ત્યા વળી અધુરામા પુરૂ સપર દાબ્યુ કે તમારે ઉતારે પહોચાડતા વચ્ચે એમદ 'પબ્લીક હાઉસ' આવતાન્જ બાકી રહેલો વીહસ્કી સોડાનો સહરેટો પડેલોન્જ છે આપણી તરફ અહી અગ્રજો સારો દીનસ સીગારના સહરૂકા ફુકે છે પણ એટલુ ગનીનત છે કે લડનમા એટલી હદ સુધી આ દખાવ જોવામા આવતો નથી આપણી તરફ એક સાધારણ ચીરૂટ ચાર પૈસા કે વણ તો બે આનામા મળી શકે છે પણ ત્યા એક સારી સીગાર બેથી ત્રણ રૂપીઆની કીમતની એટલે અહીના ચલે જાન સાહેબ જેઓ આખા દીનસમા વીસથી ત્રીસ ચીનનીઓ ફુકે છે તેઓને ત્યા એક કે બે પણ મોઘી પડી જાય છે તેનુ કારણ એન્જ કે ત્યા ચીરૂટ ઉપર સ્નતી મોટો કર છે ત્યા કોઈ ટોપીવાળો 'બસ' ના ટાપ ઉપર અગીઆર વાગતે ચીરૂટ ફુકતો બેસે તો તે તો મોગા માતબરમા ખપે છે જે દહાડે તમારા સારા ભાગ્યે રાતના જમવાનુ ઇજન ન હોય ત્યારે ત્યાના

પાદશાહી રેસ્ટોરામા જઈ ખાણાની લેહેજત ચાખવાની ઓર મજાહ છે. એકેક રેસ્ટોરામા પાચસેથી છસે સ્ત્રી પુરૂષો નાની મોટી ટેબલો ઉપર જમતા એકીવારે તમારી નજરે પડશે. વળી સઘળા જાણીતા રેસ્ટોરાંની દરેકની જુદી જુદી વલણ છે. કોઈ મછીની સરસ વાણીઓ માટે પંકાયલુ છે તો કોઇમા ફ્રૂટનો ઝઝખરો ભારી છે. અલબતે હોજરૂં ભરવા માટે નહીં પણ અનુભવ મેળવવા માટે મેં આ માહેના ઘણાખરાની મુલાકાત એકેક વાર લીધી હતી અને ત્યાંનો મારો અંગત અનુભવ બહુ રમુજી છે. એક ઠેકાણે ગયા તો ઝીણી સફેદ ભુજેલી લેવટીની ડીશ એક શીલીગમાં એટલી બધી આણી મુકી કે આપણા તરફ તેમાથી ચાર જણા જમીને આઠ ડાકટરોના બીલ પગાર કરે. બીજે ઠેકાણે પદર વીસ જાતની ફ્રૂટોના ઝીણા ઝીણા ટુકડા કરી તે ઉપર બરફથી ઠંડા કીધેલા કસ્તરની મલાહી નામીને એક ડીશ આણી મુકી તે જોતાજ બપાવાના બાપની ચાસની યાદ આવે. એક શીલીગમા એટલો બધો જથ્થો આપે કે તમારેથી ખવાય નહીં. એક દીવસે વાચ્યુ કે “મોનેકો” નામના પ્રખ્યાત રેસ્ટોરામા સ્વીસ બાબરચીઓને હાથનો બનાવેલો “સરપ્રાઇઝ ઓમલેટ” આપનાર છે. આ તે વળી શું હશે? રખે કઇ દેડકાની વાણી અથવા વાદરાનાં ગોસના ચાપ હોય! જોઇએ તો ખરા. મેજ ઉપર બેઠા પછી હસીને

હાથ રસ્તા વેટરને હોકન ફરમાવ્યો કે "સરપ્રાઈઝ ઓમલટ" લાન ડીશ આવી તો તે બહારના દેખાવે એક સાધારણ પુડીગની ડીશ જેવી હતી ઝટ ચમચો મારી મોહોડામા નનાલો લીધો તો ઘણુ મરમ આઈસ-ક્રીન ગટ દઇને ગળી જનાયુ આમા તે શુ મોગી નાત! મારા વહાલાએ તો સજ્જડ બનાવ્યા એન મનથી વમાસણ કરી બીજો ચનચો મારી મોહોડુ ભર્યુ કે—ઓ તુ ખનાડતો નહે—એવુ તો ગરમ આતશ જેવુ પુડીગ કે જીભ દાઝી ને હી હી કરવુ પડયુ સારાશ કે આ એકજ ડીશમા સીફતથી એક બાજુએ આઇસક્રીન અને બીજી બાજુએ ખખડતુ પુડીગ છુપાવીને બન્ને સાથે એવી રીતે રચી મુકયા હતાં કે અજાણ્યો ખાનાર છેત ગયા વગર રહે નહી આનુ નાન તે 'સરપ્રાઈઝ ઓનલેટ' વળી એક બીજે ઠેકાણે એક મુસલનાન ક્રીસ્બીએ 'કરી અને રાઇસ' પાપડ અને ભુનવાનુ રેસ્ટોરા કાઢયુ છે જે લોન્જન અહી બેહેરામ ઇરાનીની દુકાન ઉપર બે આનામા પેટ ભરીને જોબર્યે તેની ત્યા ફક્ત પચ શીલીગ એટલ જે પોણાચાર રૂપીઆ!

સીટીના સહનારના દશ વાગતાથી સાજના પાચ વાગતા સુધી કેવી ધધુખર છે તે હુ આગળ વર્ણવી ગયો છુ દીસાદીસ ત્યા રસ્તામા ચાલનાની જગ્યા નળતી નથી હજારો ગાડીઓની સાનસામીથી આનજાન એવી ભારી છે કે આ બાજુના ફુટપાથથી સાભી બાજુના ફુટપાથ ઉપર

દોડી જવા માટે કોઇ વાર પાથી અરધો કલાક ખોટી થવુ પડે છે અને તોપણ ઘણી વાર પોલીસમેનની મદદ વગર આ બાજુથી પેલી બાજુ જવાની હીમત ચાલતી નથી. એવી વખતે ખાધા પીધાની ગોઠવણ વળી જુદીજ જાતની છે સીટીમા કામ કરતા લખ્ખોપતીઓને મનથી વખત એ પૈસા છે એટલે ત્યા તે તરફના રેસ્ટોરાઓમા બપોરના ટીફીનને વખતે દેખાવ વળી કાઇ તદન ઓરજ છે લાબી ને લાબી માણસ ટાપની ઉંચી લાઇન ઉભી કરેલી જ્યા સીટીમા કરોડોની ઉથલપાથલ કરનારા સાહેબો સીલ્કની ચીમની હેટ સુદ્ધા દાખલ થઇ ઉભાને ઉભાજ હારોહાર બે ચાર આડાઅનળા કોળ્યા ઉડાવી ટપ દેતી શીલીંગ ટપકાવીને ચાલ્યા જાય છે ખુરસી માડીને બેસવાનીબી તેઓને ફુરસદ નથી મે ઘણી રમુજ સાથે જોયુ કે મુબઇ મધે વસી ગયેલા કેટલાક મહાન બે ફરો, એકાદ બે અરેના હાઇ કોર્ટના જડજો અને તેવાજ બીજા ધરખમ પુરૂષો જેઓને અહી કલાકમા ટીફીન લેતા બે ત્રણ કલાક વગર ચાલે નહી, પંખા વગર જેના દુશમનનો જીવ ફરી આવે, કમરબધવાળા ખાનસમાનો ઉપર હુકમ ચલાવે તેઓ બીચારા ત્યા ગરીબ બકરાની પેઠે આવા રેસ્ટોરામા જઈ ઉભેલા ને ઉભેલાજ બે બુક આમ તેમ ચપાટીને પાછા કુતરાની પેઠે દોડે તેમ વળી ત્યા સુખનાસીઓના જમનાના સાધનો પણ કમતી નથી એક ઠેકાણે ગયા તો બધો પાદશાહી કારભાર હતો એક

'ચાપ ઓર્ડર' કરતા એક ચાદીની ગાડી કરકર કરતી તમારી ટેબલ આગળ દોડી આવી, તેની નીચે સ્પીરીટનુ બળતું સળગી રહયું હતુ ચાદીનુ 'રીવોલવીંગ' ટોપ ઉઘાડી તમારી હજુરમાંજ તરતર કરતો તળાતો ચાપ કાપીને તમારી પ્લેટ ઉપર પીરસીને પાછી ગાડી ધરધર કરતી બીજી ટેબલ આગળ પહોચી ગઇ. જીવના એવા નુવાઓ સુખવાસી કે બબરચીખાનામાથી તૈયાર થઇને આવે તેટલો વારબી ચાપ કડો પડવો નહી જોઇએ આ ચાદીનો ટ્રાનલીંગ ચુલો કાઈ નહી તો રૂપીઆ બે હજારનો હશે. ઇંગ્રેજોના એવા એવા ઢણકછે અને તેનું વર્ણન કરવાનો મારો અબખરો હજી પુરો પડયો નથી

જાહેરખબરોની બાબદમા પણ ઇગ્રેજો હદ કરી રહયા છે. આપણા ગરીબડા દેશમા જાહેરખબર છપાવનારાઓ દર માસે વીસથી ત્રીસ રૂપીઆ આપતા ડોળા ચહડાવી દે છે, પણ ત્યા તો લાખોના લેખા છે તમોએ પીયર્સનો સાબુ તો વાપર્યો હશે નામ ત્યારે સાબુ પણ એ કપની જાહેરખબરો ઉપર વરસ દહાડે બે લાખ રૂપીઆ ખરચે છે પોતાની બનાવટ ગને એમ કરીને વાપરનારના ધ્યાનપર ઠસાવવા માટે એઓની યુક્તીઓ તરેહવાર છે દાખલા તરીકે પીયર્સ સાબુનાળાએ સર. ઈ મેલે નામના નામીચા ચીતારા પાસે એક ચીત્ર રગાવ્યુ, જેમા એક છોકરો સાબુના પરપોટા ઉડાવતો દેખાડયો છે આ ચીત્ર રગનાર આર્ટીસ્ટને

રૂપીઆ ૩૩૦૦૦ આપ્યા. ત્યારબાદ તે ચીત્રની હજારો રંગત નકલો ત્રણ લાખ રૂપીઆ ખર્ચીને છપાવી ને દરેક મોટા હોટેલોના જાજરૂમા બરાબર તમારી આખ આગળ ટાંગી દીધી છે જ્યાથી જાઓ ત્યા બીજુ કશું કામ નહીં એટલે આ ચીત્ર જોવા વગર છુટકો નહી. ચીત્ર જોયુ અને પીયર્સના સાબુનો છાપ ભેજાં ઉપર ઠસ્યો કે સાબુ લીધા વગર છુટકો નહી વળી મોટા હોટેલોમા તમારા નવા ઓરડામા જેવા દાખલ થયા કે પીયર્સના સાબુનો નવો ગોળો તમારી નજરે પડે કહે છે કે ઘણાક હોટેલોમા આ પ્રમાણે મુકવા માટે એ કંપનીવાળાઓ હજારો રૂપીઆની કીમતના ગોળા મુફ્ત મોકલે છે. જ્યારે તમે જુઓ કે નામાંકીત હોટેલોમાથી આ સાબુ વપરાય છે ત્યારે કુદરતીજ તમે પછવાડેથી તેની ખરીદી કરો 'ગ્રાફીક' અને 'ઇલસટ્રેટેડ લંડન ન્યુસ' જેવા પત્રોના ક્રીસ્ટમસ અંકના પુઠા ઉપર પોતાની રંગત જાહેરખબર **ફક્ત એકજ અંકમાં** આપવા માટે આ કંપની ૭થી ૮ હજાર રૂપીઆ આપે છે! જ્યારે એક વરસમા બે લાખ રૂપીઆની જાહેરખબર ત્યારે કંપનીનો વાર્ષીક નફો શું હશે!—નફો તો એક બાજુએ રહયો પણ વાર્ષીક ખપ શુ હશે, તે વીચારવુ સહેલ છે બીચમ 'પીલ્સ' નામની જોલાબની ગોળીવાળાઓ પણ વરસ દહાડે જાહેરખબર ઉપર બે લાખ રૂપીઆનો ખરચ રાખે છે વીનાલીઆ શોપ કંપની

થોડા વખતમા એટલી ખીલી ગઇ કે તે કપનીનુ ગુડવ
એક બીજી કપનીએ પચાસ લાખ રૂપીએ વેચાતુ લી
હટલી પામર બીસકોટવાળા, કેડબરી કોકોવાળા
ક્રાસ અને બ્લૅકવેલ જામ જેલીવાળાઓ, આ
પાચ કંપનીવાળાઓજ વરસ દહાડે જીમલે દશ લ
રૂપીઆની જાહેરખબરો છપાવે છે એટલે આખી લ
જાહેરખબરોનો જુમલો કરોડોનો થવા જાય છે અ
એ ખ્યાલજ અમેના વર્તમાનપત્રોના માલેકોના મો
પાણી છોડાવવાને બસ છે એટલાથીજ એ લોક ધ
નથી. નાટકમા ગયા તો દશ મીનીટના વીસામા
પડદો પડે ત્યારે પણ વીજળીની મદદથી તરેહ
જાહેરખબરો પડદા ઉપર દેખાડવામા આવે એક જ
ખબર એક મીનીટ વાચી કે અધારૂ થઇને બીજીજ જા
ખબર દેખાય જેઓ બહાર છાટાપાણી માટે નહી
તેઓને તે વાચ્યા વગર છુટકોજ નહી બોલો
ઇંગ્રેજો શુ ધુળ મુકવા આપણા કગાળ દેશમા
રહે! જરા ચીચોડા થયા કે લાગ્યા પોતાને વતન
જાય છે તેમા આપણે તેઓને શુ કમુર કહાડીશુ!



બ્રાઈટનના એક જાહેર રેસટોરાંની ધમાલ.

## પ્રકરણ—૧૨ મું.

ગયા પ્રકરણમા મેં ઇસારો કર્યો છે કે વેલાતમા મોટે ખાચરે માથા મારવાની ઉમેદમાં જાઓ તો ખીસું લાંબું અને હોનરૂં સ્ટીલનું રાખવાની જરૂર પડશે. વીસ દીવસ તો જેમ તેમ ક્હાડયા, પછી તો ખાતા ને ખવાડતા એવો તો કંટાળી ગયો કે સહવારના ઉઠતા ફાળ પડવા માડી કે વળી આજનો દીવસ કોણ જાણે કેવી ગુરાની કઢી થશે. આખરે નહીંજ ટકાયું એટલે વીચાર કીધો કે કોઇ નજદીકની જગ્યાએ નાસી જઇ ચાર પાચ દીવસ ભરાઈ બેશું. મને અગાઉથીજ ખબર હતી કે લંડનથી બે ત્રણ કલાકને છેટે બ્રાઇટન બહુ શાત અને જોવાજોગ છે. હું છ દીવસ ત્યા રહયો એટલામા ત્યાનો મેળવેલો થોડો ઘણો અનુભવ અત્રે વીસ્તારૂં છું. ખરેખર લડનથી આજેજ થયલો મુસાફર જ્યારે બ્રાઇટનના કીનારા ઉપર જઈને પડે છે ત્યારે તે જાણે દોજખમાથી નીકળીને બેહેસ્તમા આવ્યો હોય એવો સંતોષનો નીસાસો નાખે છે. દેખાવે બ્રાઈટનનો કીનારો મુંબઈના કેનેડી સી ફ્રેસ કરતા કોઇબી રીતે ચઢીયાતો નથી, પણ ત્યાના શોખીન લોકોએ આ રેતીના કીનારાનો લાભ લઇ આ જગ્યાને બેહેસ્તનો બાગ બનાવી દીધો છે. કીનારા ઉપર મસ મોટા પાદશાહી હોટેલો હારોહાર ઉભાઇ

જાય છે અને મોસમમા તેઓ એટલા ચીકાર રહે
કોઇવાર જગા મેળવવાની પણ મુશ્કેલી પડે છે હ
ઉપરાંત ફુશાદે મકાનોમા સુવાના રૂમ્સ, નાસ્તા
દરરોજના ૬ શીલીંગના એટલે સાડાચાર રૂપી
નાહાના ખર્ચમા મળી શકશે સ્ટેશન ઉપરથી આ
માર્ગોના મોટા મોટા ઘરો આગળ ઉભેલા ઘરવાળ
લાબા લાબા હાથ કરી મુસાફરને બોલાવે છે કે "
સાહેબ, મારા ઓરડાઓ જુવો, ઘણા સફાઇદાર
બધી રીતનુ સુખ છે" ઇત્યાદી સહવારના ચા ના
અને ધોટોવાનુ મઝુ કે પછી બપોર અને રા
ખાવાની ફીકર કરવાની જરૂર નથી બ્રાઈટન જેવા
મથકમા પણ ખાધા પીધાનો શુ મહેમાર છે
દાખલો બતાવવા માટે ત્યાના રેસ્ટોરામા મળતી ગ
વર માણાની ટેબલોનો એક ચીતાર હુ ખાસ
વતનના વાચનારાઓ માટે ઉતરાવી લાવ્યો હતો, તે
પાસે આપુ છુ

વાદ રાખવુ કે મુબઇ આગળ જેમ મે
છે તેમ લંડન આગળ બ્રાઇટન એક નાનુ મુ
છે તે છતા શોખીન ઇંગ્રેજ બચ્ચાની બોલબાલ
તેનો મહીના આપણા મુબઇ કરતા પણ મોટો
દરીયા કીનારા આગળ જતા છેક ઉંડા પાણી સુ
મોટા "પીયર" બાંધી લીધા છે, જેના ફક્ત
પેન્સ આપી દાખલ થતા સહવારથી રાતના બ

વાગા સુધી ખુટે નહી એટલો ગમતનો ખજાનો ભરેલો છે. સુરજ અસ્ત પામ્યા પછીથી આ "પીયરો" ઉપર ભભુકદાર વીજળીક રોશની દરરોજ રાતના કરવામા આવે છે બે ત્રણ ગમ બેન્ડ વાગે છે, એક ખુણામા નાટક, તો બીજા ખુણામા સાઇકલની સરત, ને ત્રીજા ખુણામા "કાફે શાંટા" એ પ્રમાણે હમા ચીજ રોજની ચાલુ છે, પણ સર્વેથી સરસ મોજ તો સહનારના સાત વાગતામા ત્યા કીનારા ઉપર જઈ બાજઠ ઉપર બેઠા બેઠા દરીયામા નાહવા આવનાર સ્ત્રી, પુરૂષોની ગમત જોવાના છે લેડીઝોના, પછી શુ ઇંગ્રેજ કે શુ પારસી——પોતાના પગ ખુલ્લા દેખાડવાનો રવૈયો નથી પણ બ્રાઇટનમા આ રવૈયો અભડાઇએ ઉંચો મેલવામા આવે છે સાત આઠ વરસની દુકતીઓથી અઢાર ને વીસ વરસની ગોધીઓ અને પચાસથી સાઠક વરસની ડોસી ડગરીઓ બુટ, મોજા કહાડી નાખી ટુકા જ ગ્યા પેહરી બેધીંગ મશીનનાથી ભસોભસ દરીયામા કુદાવી પડે છે અને ત્યા ભચકોરા મારે છે તે ગુપચુપ બેસીને ખચીત જોવાજોગ છે નાની નાની પોદીઓ છુટા બાલ અને ઉઘાડા ટેટા અને ખુલ્લી બાજુ સાથે કમરપુર પાણીમા એક બીજા સાથે ખેચાખેચ કરી મસ્તી તોફાન કરે છે તે દેખાવ કોઇ દહાડેબી આપણી તરફ તમે જોશો નહી મારી મોટામા મોટી ગનત તો એ હતી કે કીનારા ઉપર સોજા ગોળ કાકરાઓની જમીન શોધી કહાડી તે ઉપર

અરડાઇને પડવું ને ઝીણી ઝીણી આંખ્યો કરી આ સઘળા તમાશો જોયા કરવો. હું એકવાર આ પ્રમાણે અરધો જાગતો, અરધી ઉંઘમાં કીનારે પડેલો હતો એવામાં એક જણે આવી નમ્રતાઈથી પુછ્યું "સાહેબ કાંઇ ફોટોગ્રાફ ખરીદશો?" મેં ના પાડી, પણ પેલો બજીદ થવા લાગ્યો કે "તમારે ન ગમે તો ખરીદશો ના, પણ જરા જુવો તો ખરા, તમને બહુ રમુજ લાગશે." સભ્યતાને ખાતર હાથમાં લઇ જોવું છ તો મારો પોતાનોજ ફોટોગ્રાફ! માથાં તળે હાથ મુકીને કરારને જીવે અરડાયલો તેજ હાલતમાં પાડી લીધેલો. કીમત ફક્ત છ પેન્સ. આ જોઈ મને બહુ હસવું આવ્યું. પછી પુછપુરછ કરતાં જણાયું કે કીનારા આગળ ન જણાય તેમ પાંચ સાત કેમેરા ઉભેલા ને ઉભેલા રાખે છે અને જેની લાગ ફાવે તેની તસ્વીર ઉતારી લઇ પા કલાકમાં તો તમને કેબીનેટ સાઇઝની નકલ પાવલા છ આનામાં પહોંચાડી દીયે.

બ્રાઇટનમાં જ્યારે જાઓ ત્યારે એક યા બીજું બેંડ વાગતું ને વાગતું જોવામા આવશે. હવે મને બેંડની નવાઈ નથી, પણ એક રાત્રે હું ગયો ત્યાં પચીસ ઘરડા પ્રવીણ વગાડનારાઓનું બેંડ વાગતું હતું. તેનો બેંડ માસ્તર કોણ હતો? પાસે જુઓ.

આ ઠીંગુજી બેંડ માસ્તર નામે રુડેનેલી આટલી ઉમરે મ્યુઝીકનો એવો ઉસ્તાદ છે કે તે વાયોલીન ઘણીજ નાદર વગાડી જાણે છે એટલુંજ નહીં પણ મુશ્કેલ મ્યુઝીકના "પીસીઝ" બનાવી જાણે છે. એને



[બ્રાઈટનના નામાંકીત બેડનો બ્યુગ્લોગ બેડ માસ્તર—
ઉમ્મર વરસ નવ।

હાથનો જોડેલો "મા મેરી" નામનો એક 'વોલઝ' જે રાતે બ્રાઈટનના પીયર ઉપર વગાડવામાં આવ્યો ત્યારે તમામ ત્યાંની ખલક તે સાંભળવાને ઉભાઈ ગઇ હતી. નાનો બુચો એક ઈસ્તાન ઉપર ઉભો રહી સાહકથી સીતેરની વયના ઘરડા 'બેંડસ મેન' ને હાથના ચાળા કરી વજડાવે એ દેખાવ મારી નજરમાં લગાર અકુદરતી જેવો પહેલાં લાગ્યો. મારાં પ્રીય વાંચકોને હું ઓજર-ખવાહીથી અરજ કરૂં છું કે તેઓ જો ઈંગલંડ તરફ તશરીફ લઇ જાય તો જરૂરબા જરૂર એક આંટો બ્રાઈટન ગમ મારવાને ચુકવું નહીં.

લંડનમાં રવીવારે સવારના "પેટીકોટ લેન બઝાર" જોવાની એક ઓર મજાહ છે. તે વેળા વળી પાછું સોગ્ન કાળા ડગલા અને નેકટાઇ કોલરને ખીસામાં મારવાની જરૂર છે. એક આખો મહોલ્લો જરીપુરાણાવાળાઓને માટે તે દીવસે ખુલ્લો મુકવામાં આવે છે. નવાં કપડાંના સુટ, ભાંગેલી હથોડીઓ, ચીનીકામની પેટીઓ, નવાં અને 'સેકંડહેંડ' બુટ, બટન, મોજાંનાં પાકીટો, લેસની ગાંસડીની ગાંસડીઓ વગેરે જેમ જાય તેમ કહાડી નાખવાને ત્યાં દુકાનદારો ઉભરી નીકળે છે. આ મધે મુખ્ય વેચનારાઓ ઇંગ્રેજી જ્યુ મારા જોવામાં આવ્યા હતા. જેમ હરરાજી કરનાર વધારે બોલકનો ને રમુજી તેમ તેના 'સ્ટોલ' ઉપર ભીડ ભારી. વગર ડગલે એક ટેબલ ઉપર ઉભો રહે અને શર્ટની બાંહે ચહાવી લાંબા

લાબા હાથ કરી, ગીત ગાતો હોય તેવા રાગડા તાણી બોલે કે "મારો બાપ કોણ હતો તે જો કોઇ પારખે તેને આ પ્રીન્સ ઓફ વેલ્સનો ઉતરેલો સુટ આપી દેવા તૈયાર છુ" ઇત્યાદી બચારા આસેપાસેના કનટ્રીમાથી ગામડયા બોચ ખરીદ કરવા અથના તમાશો જોના આવે તેઓને આ બોલીદરાઝ હરગાજીવાળો એક ત્પાટામા શીશાના ઉતારી દીયે "અરે સાહેબ, આ ટગનો પહેરો તો તમે કીગ એડવર્ડમા ભેળાઇ જશો, મારા બાપના સમ, નરા જાણે આર્ચબીશપ ઓફ હનેશગ્યાન" પેલો બચારો એનો ગભગઇ અકળાઇ જાય કે લીલાઉવાળો કપડા હોકીહાકી વડી વાળી તેની બગલની અદર ગાસડી પકડાવી દઈને સપાટાના પાચ શીલીગ ઓકાવી દીયે તેનુ પેલા ખરીદનારને વ્યાનબી નહી રેહે પહેલા ભાન હાકે ત્યારે પાચ પૌડ અને સેવટે ઉતરીને પાચ શીલીગ પર આવી જાય પણ ત્યા બધુ સસ્તુ તો ખરૂ લેડીઓ અને મારી પારસી બેનપણીઓ લેસ ઉપર નરી ફીટે છે તેવી જરા વપરાયવી અથના લગભગ નવી લેસની ગાસડી એકાદ બે શીલીગના નળે ઉવન મોજાના નના ને નના બદલ શીલીગના હાથના આવી જાય પીક ક્રેપ એક શીલીગના ચાર પાચ સેકંડ હેડ ખાસ્સા મજાના બુટ ૨ શીલીગ—ફાઈજી આફર કરો, તો ના નહી જે માલ વેતરાયો તે ખરો આ ચોરાગીઆ હરગાજીઓ નુદદાનો માલ શોધનાજ ફરે અને

પછી રવીવારે વેચી સાટીને પરવારી જાય બધા પાર્લામેંટના મેમ્બરોજ ત્યા આવે એટલે ખીસાપર હમેશ હાથ રાખેલો સારો આ બજારમા મેં જોયુ કે કાચી 'ઇલ' માછલી ગરીબ લોકને ખાવાનો ઘણો શોખ છે. અરે બાપરે, એ લોકના હોજરા કે બલા! એક પ્યાલીમા લેવટા જેવી 'ઇલ' માછલીઓ નાખેલી અને તે સવર સવર હીલે અને ખાટી બટ જેવી વાસ મારે તે છતા તે જીવતી ને જીવતી કચર કચર ચાવીને ખાઇ જાય! ગંધાય તો એવી કે જેની સરખામણીનો શબ્દ અહી આપવાને મને લાજ લાગે છે. હુ ખરૂ કહુ છું કે તેની એકવાર આઘેથી મને એવી ઉબક આવી કે મેં બે ચાર વાર ગળા તાણ્યા પછી જ્યારે કોઈને તે ખાતા જોઉ ત્યારે મોહ ફેરવી નાખ્યા વગર ચાલે નહીં એ તો કોટે કોટેની બુધ્ધી આપણને સુકા બુમલા ખાવાની ટેવ પડી ગઇ છે, તેથી લાગતુ નથી પણ મે કાઇક વાણીક વર્ગના ગ્રહસ્થોને કહેતા સાભળ્યા છે કે આ બુમલાના વાસથી તેઓને મુએલા બલાડાની યાદ આવે છે અને તેમનો જીવ બગડી આવે છે' તેમ આ પણ ખરૂ. પણ મને કોઈ જો હજાર રૂપીઆની ઢગલી મુકીને કહે કે આ કાળી સવરતી જળો માહેથી એક ખા તો હુ કસમ ખાઇને કહુ છુ કે હુ ના કહુ

---

## પ્રકરણ—૧૩ મુ.

શુ લખુ' ને શું રાખુ'! એક ખાતુ પકડવા જાઉ છુ તો લબાણ થઇ જાય છે માટે હુયા લગાર લડનનુ પરચુટણ ચવચવ આપી સતોષ પકડીશ લડનના લોક સુખવાસી છે—તેઓની સખ્યા મોટી છે, પણ તે સાથે તેઓની જઠરાગ્નીની એટલે જે હોજરી અજબ મેળવણીની બનેલી હોવી જોઇયે, કારણ કે આ હોજરૂ ખાધા પીધા માટે નવાઈ જેવી રીતે હમેશ તલપતુ રહે છે. ખુદ લડન શેહેરમા ૪૧૪ રીફ્રેશમેટ રૂમ્સ, ૭૯૨ ડાઈનીંગ રૂમ્સ, ૧૭૧૨ કાફી હાઉસીસ,—એટલા તો ખાધાપીધાના મકાનો હાજર છે, અને તે સહવાર, બપોર અને રાત્રે ભરેલા રહે છે તો પછી ખાનારાઓની સખ્યા કેટલી હશે તેની સેહેલ ગણત્રી થઇ શકશે એકેક ખાતા માટે સરાસરી ૨૦૦ માણસની રાસ લઇયે, તો દરરોજ છ લાખ માણસનુ ખાણુ આ પાચખાનાઓમા તેયાર થાય છે એવી ગજાવર ગણત્રી આપણને હેબતાવી નાખે છે આ ગણત્રીમા હુ સેકડો રાક્ષસી હોટલોને સમાવતો નથી દરેક હોટેલોમા ફક્ત ૫૦૦ માણસનીજ રાસ ગણશુ તો કાંઈ હજારો સુખી જીવડાઓ ત્યા જમતા હશે

લડનની તવારીખ તો સ્કુલનો સાધારણ અભ્યાસી પણ બચગીથી શીખતો આવ્યો છે ત્યાની કોરપો-

રેશન, જે બહુ બળવાન કહેવાય છે, તેનું બધન બહુ પુરાણું અને નોંધી લેવા જોગ છે કહે છે કે લંડનની કોરપોરેશન જ્યારે ઇંગલંડને નોરમન લોકોએ જીતી લીધું તેની પણ અગાઉની છે. એનો વડો લોર્ડ મેયર કહેવાય છે અને તેની સત્તા ભારે છે. જ્યારે નવો લોર્ડ મેયર નેમવામા આવે છે, અને તે પોતાના સોનેરી રથમા ભારે ઠાઠમાઠ સાથે સપત લેવા જાય છે, ત્યારે લંડન અને તેની આસપાસની કાઉંટીનું લખ્ખો લોક તે દેખાવ નીહાળવાને તેમજ સરવસમા ભાગ લેવાને ભેગું મળે છે. પણ આ બધનમા સર્વેથી ઉપયોગી તત્વ એ છે કે લોર્ડ મેયરની પોતાની ખાસ ન્યાયી કોર્ટ છે, જ્યા તેઓ દર-રોજ બીરાજી જાતજાતના મુકદમાઓ સાભળીને ચુકાદા આપે છે. આ કોર્ટ કેમ ચાલતી હશે તે જાણવાની મને જીગ્નાસા થવાથી હુ એક દીવસ સહવારમા ગયો હતો. મારા નામનો કાર્ડ જેની પાછળ મે "જે. પી." કરી લખ્યુ હતુ, તે લોર્ડ મેયરને પુગતાજ ઇગ્રજ ચોબદા-રોએ આવી ગીરદીમાથી મને કોર્ટના દીવાનખાનામા એક ઉંચી જગ્યા ઉપર બેસાડયો જાણવુ કે આ કમનસીબ દેશના જે પી અને ઈંગલંડના જસ્ટીસો વચ્ચે આસમાન જમીનનો ફેર છે ત્યા અમુક કાઉંટીનો જસ્ટીસ એક માજીસ્ટ્રેટની સઘળી સત્તા ધરાવે છે લોર્ડ મેયર સાહેબ ખાસ્સા મધરડા જેવા ચાર ફીટ પહોળા મોટા આસન ઉપર બેઠા હતા ગળામા પોતાના ઓદ્ધાની

મોટી સોનાની સાકળ ઓળવી હતી, અને સઘળુ કામ આપણા માજીસ્ટ્રેટોની કોર્ટોની પેઠેજ ચાલતુ હતુ. અગાઉ આ લોર્ડ મેયર એટલે જે લંડનનો તાજ વગરનો પ્રજાનો પાદશાહ પ્રજા પોતેજ ચુટી કહાડતી હતી તેવાર કુલ ખલક સેંટ પોલસ ચર્ચના કમપાઉંડમા ભેગુ મળતું અને જે ધણી ઉપર તેમની પસંદગી ઉતરે તેને લોર્ડ મેયર દાખલ ચુટી કહાડવામા આવતો હતો પણ આ ગોઠવણથી હરીફાઇને લીધે એટલી મારામારી ચાલી અને એટલા માથા ફાટા કે આખરે એ હક લઇ લેવામા આવ્યો હવડા એવી ગોઠવણ છે કે લંડનના જુદા જુદા ધંધાદારી ટોળીવાળાઓએ પોત પોતાનો આલડરમેન ચુટી કહાડવો અને આ આલડરમેનની ટોળી પોતામાથી લોર્ડ મેયર પસંદ કરે

જેમ લંડનની વસ્તી ઝાઝી છે—જેમ ત્યાનુ લોક શોખીન છે—જેમ ખર્ચ મોટો છે અને આવક ધરખમ છે, તેમ ત્યા સઘળુજ મોટુ મોટુ હોય તેમા નવાઇ નથી. દાખલા તરીકે ત્યાનો હાઇડ પાર્ક લ્યો આ બગીચો કુલ ૬૩૧ એકર જગો રોકે છે. ૬૩૧ એકર એટલે જે લગભગ ૩૨ લાખ વાર જગા થઇ તેનીજ જરા આઘે સેંટ જેમસીસ પાર્ક, ગ્રીન પાર્ક, કેનસીંગટન ગાર્ડનસ વગેરે બગીચાઓ પ્રજાના ઉપયોગ માટે ખુલ્લા મેલેલા છે આ બગીચાઓએ કુલ ૭૫૦ એકર જમીન રોકી છે હાઇડ પાર્કમા માહેના માહેજ ફરો તો લગ-

લગ ચાર માઇલ ચાલવું પડે. એ આખા પાર્કને લોઢાના કઠેરાની રેલીંગ કરી છે. મને યાદ આવે છે કે હું નાનો વયનો હતો ત્યારે લંડનમા એકવાર રફ લોકોએ રમખાણ જગાડયું અને તે વાર તેઓએ હાઈડ પાર્ક આગળ ભેગા મળી તેના સઘળા કઠેરા ઉખેડી કહાડયા હતા. લંડનની બીજી જોવાજોગ ચીજ ત્યાની મોટી ગટર છે. હું ધારૂં છું કે આપણી તરફના બહુબોલા પેસુ સમજુઓને એકવાર પ્રજાના ખરચે આ સ્યુઅરેજ વર્કસ જોવા માટે લંડન મોકલવા જોઈએ, કે ફરીથી ડ્રેનેજ સીસ્ટમનુ નામ ન લે હું જાતે એનજીનીયર નથી, પણ ફકત બે લીટીના આ ગટરોનો ખ્યાલ આપીશ. તેઓ એટલી મોટી—એવી પહોળી—અને એવી સ્વચ્છ છે કે તે માહેથી ચાર ઘોડાની ચારફ આખી ને આખી હંકારી લઇ જઇ શકાય હવે પછી હુ લંડનના મહોલ્લાઓની ગમતનુ કાંઈક વર્ણન આપવા ધારૂં છુ અને તે માટેની શરૂઆત અત્રે ત્રેફલગાર સ્કવેરથી કરીશ, કે જ્યા મારૂ માનીતું મેત્રોપોલ હોટેલ નાકના દાડા આગળ ઉભેલુ છે. એ જગ્યાને માટે કહે છે કે આખા યુરોપમા સર્વથી સરસ, ઉત્તમ, દમામદાર પોઝીશન આ ત્રેફલગાર સ્કવેરનુ ચોગાન કહેવાય છે. નામાકીત એડ-મીરલ નેલસન, જે પોતાના રાજ્યની સેવા બજાવતા માર્યો ગયો, તેની યાદગારીમા આ ચોકમા એક બહુજ ખુબસુરત સ્થંભ ઉભો કરવામા આવ્યો છે. તે કાળા

પથરનો અને ૧૭૭ ફીટ ઉચો છે. કહે છે કે રોમ મધ્યે માર્સ ખોદાનો એક સ્થળ છે તેના ઉપરથી આ નકલ કરવામા આવી છે. આ મોન્યુમેંટની તળેટીના ચાર બ્રોંઝના એનમોસ કીધેલા જબરદસ્ત તખ્તાએ જડી લીધા છે આ માહેલા એક તખ્તા ઉપર નેલસનનુ મરણ દેખાડયુ છે ઇગ્લીશ પ્રજાએ પોતાના માનીતા લડવઈયા નેલસનને માટે જાહેર ઉઘરાણુ કરી, ત્રીસ લાખ રૂપીઆને ખરચે આ સ્થળ ઉભો કરાવ્યો હતો મરનારના રૂહની યાદ લડનની પ્રજામા હજી એટલી તાજી છે કે મરહુમની વરસીને દીવસે આ મીનારાની આસપાસ મોટી જાત્રા ભરાય છે અને ત્યા લખ્ખો લોક સ્થંભ ઊપર ફુલના હાર ચહડાવે છે નેલસનના સ્થંભથી જરા આઘે નેજર જનરલ સર હેનરી હેવેલોકનુ પુતળુ ઉભુ કરેલુ છે ૧૮૫૭ ના હીદુસ્તાનના બળવા વખતે આ બહાદુર લડવઇયો લક્નોની મદદે જઈ પહોચ્યો તેની યાદગારીના આ ભાગ્યશાળી જગા તેને આપવામા આવી છે તેનીજ પાસે આપણા માનીતા જનરલ સર ચાર્લસ નેપીયરનુ પુતળુ પ્રજાએ પોતાને ખરચે ઊભુ કરાવ્યુ છે તેનીજ પાડોશમા ખારટુમમા માર્યો ગયલો જનરલ ગોર્ડન ઊભો છે આ પ્રમાણે આ ત્રેફલગાર સ્કવેર ઘણુ ખરૂ હીદુસ્તાનના સબધમા પ્રખ્યાત થઈ ગયલા જોદ્ધાઓથી ભરાઈ ગયુ છે હુ ધારૂ છુ કે આજ પ્રસગે સેટ પોલનુ નામાકીત કેથીડ્રલ પણ

જોઈ લેવું તો ઠીક પડશે. લંડનની સર્વેથી જાણીતી અને માનીતી જગા આ સેંટપોલનું જંગી દેવળ છે એમ કહું તો ચાલે. ખરૂં ખોટું તો ઈશ્વર જાણે, પણ એમ સાધારણ રીતે બોલાય છે કે જ્યારે ઇંગલંડમાં ક્રીશ્ચીયાનીટી કોઇ સમજતું ન હતું, બલકે ઈસુ ખ્રીસ્તના જન્મની પણ અગાઉ આ સેંટ પોલનાં દેવળની જગા ઉપર ડાએના દેવીનું મંદીર હતું. ગમે એમ હોય, પણ આ જગ્યા ધર્મનાં કામ માટે ક્રાઈસ્ટના જન્મની અગાઉ જાણીતી તો હશેજ હશે, કારણ કે જ્યારે સર ક્રીસ્ટોફર રેને આ નવું દેવળ સુધારવા માટે ચોક્સ પાયા ખોદયા ત્યારે તેમાંથી થોડાક ક્રીયાકામનાં બહુ પુરાણાં વાસણો મળી આવ્યા હતા. સર ક્રીસ્ટોફર રેનનું મત એવું હતું કે પહેલવહેલાં રોમન લોકોએ અહીં દેવળ બાંધ્યું હશે અને તેને પછવાડેથી સેક્સન લોકોએ તોડી નાંખ્યું હશે. ત્યાર પછી ઈસ્વી સન ૬૧૦ મા એટલે જે આજથી ૧૩૦૦ વરસ ઉપર ઈંગ્લંડના રાજા એથલબર્ટે તે પાછું બંધાવેલું જણાય છે. આ વીચીત્ર દેવળના નસીબમા આગે મોટો ભાગ બજાવ્યો છે, કારણ કે ઇ. સ. ૯૬૧ મા મોટી આગ લાગી તેમાં તે તમામ જમીનદોસ્ત થયું. ત્યાર પછી એક વરસમાં તે ઊભું થવા બાદ ઈ૦ સ૦ ૧૦૮૭ માં વળી પાછું આગથી બળી ગયું. તેને ફરીથી બાંધવા કહાડયું. તે કામ ૨૦૦ વરસ સુધી ચાલ્યું. એનો જુનો ડોમ

૫૨૦ ફીટ ઉંચો હતો. કહે છે કે યુરોપમાં સર્વેથી ઉંચો દેવળનો મીનારો કોલોં કેથીડ્રલનો છે. પણ તે કરતાંબી આઠ ફીટ વધારે ઉંચો આ સેંટ પોલનો મીનારો હતો. આ જુનો ડોમ અથવા મીનારો આગથી નારાજ થયો છે અને નવો મીનારો આજ સુધી વાવાઝોડાં અને વરસાદનાં તોફાનની દરકાર ન કરતો એમનો એમ તતણખાર ઉભો છે. એજ સેંટ પોલની જગ્યા આગળ અગાઉ ઘરડી ડોસીઓને ડાકણો તરીકે માનીને પજવીને મારી નાખવામાં આવતી હતી. એ વખતે જે તખ્તા ઉપર ઉભા રહીને જાલમ પાદરીઓ મોતનો સેનટેન્સ મારતા હતા, તે તખ્તો સમજ ન પડે એવી રીતે ગેપ થઈ ગયો હતો. તે રહી રહીને ૧૮૭૯ ના સાલમાં બગીચાને માટે જમીન ખોદતાં કેટલાક મજુરોને મળી આવ્યો હતો. રમુજી વધારે એ છે કે અગાઉ આ નામાકીત ચર્ચનાં ભોંયરામાં દારૂ પીવાની અને ઢીંગા મસ્તી કરવાની ગુપ્ત દુકાનો હતી. એક વાર તો વાત એટલી આગળ વધી કે ત્યાં એક શોખીન જીવડાએ વાંધાભરેલા ખેલો કરવાનું થીએટર વટીક ઉઘાડયું. પણ વળી એ સઘળાંને વીસરાવે એવો એક બીજો ઉડાવગીર મળી આવ્યો. ૬ ઠા એડવર્ડના અમલમાં પ્રોટેકટર ડયુક ઓફ સોમરસેટ જે મંડયો, તે આ દેવળના ઘડેલા પથરા તફરાવી જઈ તેમાંથી પોતાનો નામાંકીત સોમરસેટ-હાઉસ નામનો મહેલ બાંધ્યો!

હાલનુ સેંટ પોલનુ દેવળ સર ક્રીસ્ટોફર રેને ૧૬૭૫ મા બાધવા માડ્યુ અને તે ૩૫ વરસે પુરૂ થયુ. એ દેવળ બાધવા ઉપર ૧ કરોડ ૧૦ લાખ રૂપીઆનો ખર્ચ બેઠો હતો અને તે કોલસા ઉપર જગાત નાખીને પુરો પાડવામા આવ્યો હતો. પણ અહીયા સબર કરવાની જરૂર છે. સેંટ પોલને લગતી તથા બીજી વીગતો આ પછીના પ્રકરણમા આપું છુ.

---

## પ્રકરણ—૧૪ મું.

માફ કરજો મહેરબાન રફીકો, સેંટ પોલના દેવળનો પીછો મુકાતો નથી કેમજે એવા તાજમહાલો અને ગંભીર ગુબજો કાંઈ ઘડીએ ઘડી નજર પડતા નથી. કહે છે કે આખી દુન્યામા સેંટ પોલનો ગુંબજ પાચમી પદવી લોગવે છે. સર્વેથી મોટો ડોમ રોમના સેંટ પીટર્સનો છે. સેંટ પોલના ગુબજમા એના મસ મોટા કદથી બીજુ વધારે જોવા લાયક તેમા બાધેલી નાની ઘાટરડી છે. આ ઘંટ જેને "બીગ બેન" ના લાડકવાયા નામથી બોલાવવામા આવે છે તે ફક્ત ૧૬ ટન એટલે જે ૧૨૮૦ મણ વજનનો છે અને જ્યારે તે પોતાનો ઝીણો સાદ કહાડે છે ત્યારે આખા લંડનમા સંભળાય છે! ગુબજને મથાળે એક મોટો [illegible] મુકયો છે અને તે ઉપર એક કરૂસ ચઢાવેલો છે [illegible] ડો

૫૨૦ ફીટ ઉંચો હતો. કહે છે કે યુરોપમાં સર્વેથી ઉંચો દેવળનો મીનારો કોલો કેથીડ્રલનો છે પણ તે કરતાબી આઠ ફીટ વધારે ઉંચો આ સેંટ પોલનો મીનારો હતો આ જુનો ડોમ અથવા મીનારો આગથી તારાજ થયો છે અને નવો મીનારો અજી સુધી વાવાઝોડા અને વરસાદના તોફાનની દરકાર ન કરતો એમનો એમ તતણખાર ઉભો છે. એજ સેંટ પોલની જગ્યા આગળ અગાઉ ઘરડી ડોસીઓને ડાકણો તરીકે માનીને પજવીને મારી નાખવામા આવતી હતી એ વખતે જે તખ્તા ઉપર ઉભા રહીને જાલમ પાદરીઓ મોતનો સેનટેન્સ મારતા હતા, તે તખ્તો સમજ ન પડે એવી રીતે ગેપ થઈ ગયો હતો. તે રહી રહીને ૧૮૭૯ ના સાલમા બગીચાને માટે જમીન ખોદતા કેટલાક મજુરોને મળી આવ્યો હતો રમુજી વધારે એ છે કે અગાઉ આ નામાંકીત ચર્ચના ભોંયરામા દારૂ પીવાની અને ઢીંગા મસ્તી કરવાની ગુપ્ત દુકાનો હતી એક વાર તો વાત એટલી આગળ વધી કે ત્યા એક શોખીન જીવડાએ વાધાભરેલા ખેલો કરવાનુ થીએટર વટીક ઉઘાડયુ પણ વળી એ સગળાને વીસરાવે એવો એક બીજો ઉડાવગીર મળી આવ્યો. ૬ ઠા એડવર્ડના અમલમા પ્રોટેકટર ડયુક ઓફ સોમરસેટ જે મ ડયો, તે આ દેવળના વડેલા પથરા તફરાવી જઈ તેમાથી પોતાનો નામાંકીત સોમરસેટ હાઉસ નામનો મહેલ બાંધ્યો!

હાલનુ સેટ પોલનુ દેવળ સર ક્રીસ્ટોફર રેને ૧૬૭૫ મા બાધવા માડ્યુ અને તે ૩૫ વરસે પુરૂ થયુ. એ દેવળ બાધવા ઉપર ૧ કરોડ ૧૦ લાખ રૂપીઆનો ખર્ચ બેઠો હતો અને તે કોલસા ઉપર જગાત નાખીને પુરો પાડવામા આવ્યો હતો પણ અહીયા સબર કરવાની જરૂર છે સેટ પોલને લગતી તથા બીજી વીગતો આ પછીના પ્રકરણમા આપુ છુ

## પ્રકરણ—૧૪ મુ.

માફ કરજો મહેરબાન રફીકો, સેટ પોલના દેવળનો પીછો મુકાતો નથી કેમજે એવા તાજમહાલો અને ગભીર ગુબજો કાંઈ વડીએ ઘડી નજર પડતા નથી કહે છે કે આખી દુન્યામા સેટ પોલનો ગુબજ પાચમી પદવી લોગવે છે સર્વેથી મોટો ડોમ રોમના સેટ પીટર્નનો છે સેટ પોલના ગુબજમા એના મસ મોટા કદથી બીજુ વધારે જોના લાયક તેમા બાધેલી નાની ચાટરડી છે આ ઘટ જેને "બીગ બેન" ના લાડકનાયા નામથી બોલાવનામા આવે છે તે ફકત ૧૬ ટન એટલે જે ૧૨૮૦ મણ વજનનો છે અને જ્યારે તે પોતાનો ઝીણો સાદ કહાડે છે ત્યારે આખા લડનના સભળાય છે' ગુબજને મથાળે એક મોટો દડો મુકયો છે અને તે ઉપર એક ક્રૂસ ચઢાવેલો છે આ દડો

રસ્તા ઉપરથી ફુટબોલના એક દડા જેટલો દેખાય છે પણ તેનું એકંદર વજન ૮૯૫૦ રતલ છે. અને તેની અંદરનો ઘેરાવો છ ફીટનો છે. આ દડામા બાર માણસ આસાનીથી બેસી શકે હુ મજબુત ભલામણ કરૂં છુ કે જ્યારેબી આ સેંટ પોલનું કેથીડ્રલ જોવા જાઓ તો ભક્તી ચાલતી હોય ત્યારેજ જજો જ્યારે ત્યા ફુલ સર્વીસ ચાલતી હોય ત્યારે પાચસોથી છસો છોકરા છોકરીઓના કેળવેલા મધુર હલકનુ ભેગું ગાયન અને તે સાથે પાદશાહી આર્ગીનનો મીઠો સરોદ તમારા કાનને એવા ખુશ કરી નાખે છે કે ત્યાથી ઉઠવા ગમતું નથી. વળી ઉપલા ગુબજમા એવી કરામત કરેલી છે કે તેની માહેની બાજુથી એક સલગ ગ્યાલરી ફરતી બાધી છે. આ ગ્યાલરીના એક ભાગમા તમો ઊભા રહો અને બરાબર સાને દોઢસો ફીટ આઘે સામેની બાજુ બીજો કોઇ ઊભો રહે અને ભીતને હોઠ લગાડીને ઘણાજ હળવેથી બોલે તો આબાદ તે સરણુ બોલવુ સામે પાર ઉભેલાને સભળાય આ ગ્યાલરીને "વીહીસપરીગ ગ્યાલરી" નુ નામ આપ્યુ છે. કહે છે કે એને મળતીજ એક ગ્યાલરી બીજાપુરમા પણ છે. જેઓને આ કેથીડ્રલમા દાટયા છે તેઓનો જીવ બહેસ્તમા ગયો હશે કારણ કે આવી પવીત્ર જગામા મટી પડે એ કાઇ નાની સુની વાત નથી, પણ તેઓના જે સ્થંભ ઊભા કીધા છે તેમા કાઈ દમ જેવુ નથી મુખ્ય કરી લશકરી અમલદારોનો

ઠાર અહી થયલા દીસે છે. કાઇમીયાની લડાઈમાં માર્યા ગયલા સીપાહો, સુડાનમા મરણ પામેલા જનરલ સ્ટુઅર્ટ, ખારતુમમા માર્યો ગયલો જનરલ ગોર્ડન વગેરે અહી ઠરીઠામ થયા છે

વળી ફરીથી કહુ છું કે માફ કરજો. એક વાતનો પીછો પકડયો કે તે પુરૂ કરવા વગર જીવને ચેન પડતું નથી આજે દેવળોનુ જ ઘેલાપણુ લાગુ છે એટલે લંડન છોડયા અગાઉ ત્યાના ગઝાવર વેસ્ટમીનસટર આબે સાથ તમારી ઓળખાણ કરાવ્યા વગર ચાલે એમ નથી કહે છે કે બારસો વરસની વાત ઉપર ઇંગલંડમા જે સેક્ષન રાજાઓ હતા, તેઓ બધા મુર્તીપુજક હતા. ક્રીશચીયાનીટી તો કોઈ સમજતુ ન હતુ પણ ત્યાર પછી સીબરટ નામનો એક રાજા આવ્યો તેણે પહેલ વહેલી ક્રીશચીયાનીટી અખત્યાર કરી આ ધર્મી રાજાએ પહેલવહેલું દેવળ બાંધ્યુ તેને માટે ધર્મચુસ્ત સ્રીઓ અને પુરૂષો એવુ માને છે કે તેની ક્રીયા કરવા માટે સેંટપીટર ફરેસ્તો પોતે જાતે કોણ જાણે કયાથી ઉતરી આવ્યો હતો. કહેતા તો દીવાના પણ સુનતાબી દીવાના આ વેસ્ટ-મીનસ્ટર આબે તેવારે ઘણુ નાનુ અને કદરૂપુ દેવળ હતું અને બંધાયા પછી થોડાજ વરસમા ડેન લોકોએ ચીઢમાં આવીને તેને જડમેખથી ઉખેડી નાખ્યુ પણ પાછળથી ૧૦૫૦ ના સાલમા એડવર્ડ ધી કનફેસર રાજાએ તે પાછું બંધાવ્યુ આ વાર તેણે હુકમ કહાડયો હતો કે

તેની પછી જે કોઇ ઇંગલંડનો રાજા થાય તેને આ દેવળમાંજ તાજ પહેરાવવાની ક્રીયા કરવી. આ વીચીત્ર હુકમ કહાડયાને આજે નવસો વરસ થઈ ગયાં છે તોબી અત્યારલગણ તે હુકમ પાળવામાં આવ્યો છે. વાંચક વર્ગને જણાવવાની જરૂર ન હશે કે નામવર મરહુમ મહારાણી વીકટોરીઆને તેમજ હાલના આપણા સરતાજ એડવર્ડ ૭ માને પણ વેસ્ટમીનસ્ટર આબેમાંજ ગાદીનશીન કરવામાં આવ્યા હતા. વળી ઉપલા એડવર્ડ ધી કનફેસરે એક સોનાનું તાજ અને રાજદંડ ઇંગ્લંડ દેશની પ્રજાને બક્ષીસ આપ્યાં હતા અને ફરમાવ્યું હતું કે દરેક નવા રાજપતીએ ગાદીપર બેસતીવાર આ તાજ પહેરવું તથા રાજદંડ હાથમા રાખવો. આ વેસ્ટમીનસ્ટર આબે બહુ મહાન ઇતીહાસીક અગત્યતા ધરાવે છે, કારણ કે એક પછી એક ગરોથમાન બેહેસ્ત પામતાં ઇગલંડના મહાન રાજા રાણીઓ તેમા હમેશની ઉંઘમા પોઢેલા છે. એટલુંજ નહીં પણ દેશના મોટા દુન્યાવણું રાજ અધીકારીઓ, ધરતી ધ્રુજાવનારા જોદ્ધાઓ, નામચીન કવીઓ, અથંગ ચીતારાઓ અને પ્રખ્યાત લેખકો, જેઓ ઉપર પ્રજા ફીદા હતી, તેઓ સઘળા અહીં ઊંઘે છે જ્યારે હજાર વરસની વાત ઉપર આ દેવળ બંધાયું ત્યારે તેની આસપાસ પાણી હતું, એટલે જે તે એક ટાપુ ઊપર બાંધવામા આવ્યુ હતું. હમણા તો જેમ મોદીખાનેનાં ઘરો આગળ પાણીની નીશાન નથી તેમ આ જગ્યાએ કરોડોની

મીલકતો ઊભી થઈ છે અને તે તરફની જગ્યાની કીમત દર ચોરસવારે લગભગ બે હજાર રૂપીઆ આકવામા આવે છે. આ વેસ્ટમીનસ્ટર આબે કાંઇ એક દાયકા અથવા બે દાયકાની જણસ નથી, પણ જમાનાન જમાના સુધી એક પછી એક આવતા પાદશાહોએ કરોડોના ખરચે વધારો કરીને લગભગ એક હજાર વરસની મહેનતનુ એ પરીણામ છે. આબેનો દરેક ભાગ સભાળથી જોવાની તજવીજ કર્યે તો તે કામ એક દીવસમા બને એવુ નથી. જે જે મહાન પુરૂષોના હાડકા ત્યા ડર પડયા છે, તેઓના ફકત નામો અને કબરો જોતાજ એક આખો દહાડો નીકળી જાય એમ છે. દાખલ થતાજ નામાકીત રાજ્યાધીકારીઓ પીટ અને ફૉક્ષની કબરો નજરે પડે છે આબેમા જેઓને ડાટયા છે તેઓની જો ટીપ આપવા બેશુ તો બીજો એક અ ક ભરાય અને તેમ કરવાની કાંઈ જરૂર નથી. પણ થોડાક નામો જે તે વાર મારી યાદદાસ્તમા આવી ગયા તે મે' તપકાવી લીધા છે.

લોર્ડ બીકનસફીલ્ડ
લોર્ડ પામરસ્તન.
સર રોબર્ટ પીલ
વોર્ન હેસ્ટીંગસ.
રીચર્ડ કોબડન.
મી૦ અને મીસીસ ગ્લાડસ્ટન

એ સરળાની કબરો દાખલ થતાંજ ચાલમા છે આમેનુ મોટું ઓગ્ગન કેટલુ જંગી હશે, અને તેનો કેવો સાદ હશે, તેનો એટલાથીજ ખ્યાલ આવશે કે બંદગીના મોટા દીવાનખાનાની બે બાજુએ બે ભાગમા તે વહેચીને મેલેલુ છે અને તેની તમામ પહોળાઈ માપ્યે તો લગભગ ૩૦૦ ફીટ થવા જાય. વીજળીક બળથી આ ઓરગન ચાલે છે જ્યારે એ વાગે છે ત્યારે એટલો મોટો પણ એવો સ્વચ્છ અવાજ નીકળે છે કે જ્યારે ૭૦૦ જણના ભેગા અવાજ સાથે તે ચાલે છે ત્યારે ગાનારાઓના હલક સાથે ઓરગનનો સાદ ભેળાઈ જઈને ઓળખમા આવતો નથી. બંદગીનો જે સેંટ્રલ હૉલ છે ત્યા ઘણાજ નામાકીત પુરૂષોની કબરો મેલી છે. પણ તે ઉપર જડેલી આરસની તખ્તીઓ જમીન બરાબર હોવાથી લોકો તે ઉપરથી બેધડક ચાલી જાય છે તે આપણી તરફના હીંદી ખ્યાલ મુજબ—તેમા મુખ્ય કરી જરથોસ્તી ખ્યાલ મુજબ—પસંદ કરવા જોગ નથી આવી રીતે સેંટ્રલ હૉલના પડેલાઓના મુખ્ય નામ જે આપણુ ધ્યાન ખેંચે છે તે જગપ્રસીદ્દ ધર્માધ્યક્ષ જ્યોરજ પીબડીનુ છે તેનીજ પાડોશમા નામાકીત મુસાફર ડા૦ લીવીંગસ્ટનને સુવાડયો છે

આમેની દક્ષીણ દીશાએ એક ભાગ કરીએ અને લેખકો માટે જુદો કહાડયો છે આ અદના લખનારના ભાઈબંધ ધંધાદારીઓના કાવળુદો અહી આરામ પાને

છે એ ખ્યાલથી મે આ ભાગની અસાધારણ ખબર કાઢી હતી આહા! કે દહાડે એવો વખત આવશે કે જ્યારે અહીના નામીચા તકરારચીમદાસ લેખકો અને મુવલી કસારી ઉપર વીલાયતી કવીતા લખનારા કવીઓના બાવલા આપણા મોબેદ સાહેબોની દેખરેખ તળે અહીની અગીઆરીઓમા ઊભા કરવામા આવશે! કોઈ દહાડે નહી બને કસારીના મરણ ઉપરના વીલાપની નાદર કવીતાઓ અને અનુપમ અનુપ્રાસોની ખુબીઓ સમજવાની આપણા લોકના તાકાતજ કયા છે? આ કવીઓના ખડીયરમા કોણ કોણ સુતા છે તેના નામજ એ ભાગની અગત્યતા બતાવવાને બસ છે :

| | |
|---|---|
| ચોસર | શેરીડન |
| ટેનીસન | શેકસપીયર |
| રસકીન | બર્નસ |
| ગ્રો | સાઉધી |
| ગેરીક (નાટકી) | કોલરીડજ |
| ડીકનસ | મીલટન |
| એડીસન | સ્પેનસર |
| મેકોલે | બેન જોનસન |
| થેકરે | લોગફેલો. |
| ગોલ્ડસ્મીથ | ડ્રાયડન |

બોલો, આ નામોની હારમાળા શુ દેખાડે છે? આ લબેસરીઓના ખુણામા કેના મહાન ભેજાઓ પડેલા છે તેની ખાતરી આપના માટે આ કરતા વધારે નામો આપવાની જરૂર છે?

વેસ્ટમીનસ્ટ આબેના એક ભાગનું નામ 'ધી સેંક્ચુઅરી' કરી આપેલું છે. બંદગી કરવાની રેલ અથવા કટેરાની અંદરની બાજુએ આ જગ્યામા એક નાની જગ્યા બીલકુલ અલાહેદી રાખી છે, અને આ જગ્યામા ઈંગ્લંડના રાજા રાણીઓને છેક અસલવારેથી તાજ પહેરાવવાની ક્રીયા કરવામા આવે છે એ ક્રીયા કરતી વખતે રાજાને જે ખુરસી ઉપર બેસાડવામા આવે છે તે ખુરસી મારા જોવામા આવી ત્યારે તે આટલી કીમત ધરાવતી હશે એમ માનવાને મે ના પાડ્યુ, કારણ કે આગળથી જોતા તે પાદશાહની ખુરસીને બદલે જરી પુરાણાવાળાની દુકાનને વધારે લાયક દેખાઇ હતી આગળથી જોતા ન મળે વારનીસ કે ન મળે નકસી—ના રંગ કે ના ઢંગ પણ આ ખુરસીની ખરી કીમત એટલામા કહેવાય છે કે તેની માહે સેંટ પીટરનો પવીત્ર કાળો પથ્થર મુકેલો છે અને તે ઉપરજ નવા રાજાને બેસાડવો જોઇયે

આ ખુરસી માહેનો પથ્થર સાધારણ કાળા રંગનો અને રફ છે. ઉપર કાઇ પણ લખાણ કે લેખ જોવામા આવતો નથી તેમજ એની ઉંચાઇ જોતા તે ઉપર કાઇ ખાસ તકેદારી રાખવામા આવતી હોય એમ પણ જોવામા આવતુ નથી. પણ વાતબી ખરી—એવા સફેદ હાથીને ચોરીબી કોણ જાય! બીજાની વાત તો હુ કહી શકતો નથી, પણ મને બક્ષીશ આપે તો હુ ધસીને ના પાડુ. એ વીષે હુ ખરી ખાત્રી આપુ છુ

આ પથ્થરને વાસ્તે વધુ વીગત એવી મળી છે કે અગાઉ સ્કોટલંડના રાજાઓ અને તેથીબી અગાઉ આયરલંડના રાજાઓ જ્યારે ગાદીપર બેસ્તા ત્યારે આ પથ્થર ઉપર નાહવાની ક્રીયા કરતા હતા. પણ એજ પથ્થર ઉપર કાય ક્રીયા કરતા હશે, એ સવાલ કુદરતી રીતે ઉભો થાય છે. ત્યારે સાભળો તેનો ખુલાસો. ખ્રીસ્તી પેટ્રીઆર્ક યાને ફરેસ્તા જેકબે જ્યારે બેઠા બેઠા આકાશના દેવતાઓનો સ્વપનો જોયો, ત્યારે તેણે આ પથ્થર ઉપર પોતાનું ડોકુ નમાવેલું કહેવાય છે ઈ૦સ૦ ૮૫૦ ના સાલમા તે આયરલંડમાથી સ્કોટલંડ લઇ જવામા આવ્યો અને ત્યા એક આઈરીશ ઉમરાવના કીલ્લામા ૪૦૦ વરસ સુધી પડી રહેવા પછી ૧૨૯૬ ના સાલમા ૧ લા એડવર્ડે તેને ઇંગ્લંડમા લાવી આ રાજખુરસીમા જડાવ્યો. આ નામાકીત દેવળની ઓળખાણ કરાવતા શરૂઆતમા હુ કહી ગયો છું કે પહેલા રાજા સીબર્ટે તે બારસો-તેરસો વરસ અગાઉ બાંધ્યું હતુ. આ સીબર્ટની કબર હજી અહી છે અને હુ ધારૂં છું કે તે સર્વેથી પુરાણી હશે. દેવળના એક બીજા ભાગમા બધા રાજા રાણીઓનોજ ઝુમખડો ડાટેલો છે. આ સર્વેની વચમા ૭ મા હેનરીની કબર સર્વેથી સરસ અને ઉચી મેલી છે અને તેનીજ જરા આઘે વગર તાજ પહેરવે થયલા રાજા ઓલીવર ક્રોમવેલની બેટીની કબર કોણ જાણે શા કારણથી મેલી છે! દેવલની

બાહેર રસ્તા ઉપર એક નાનો કાળા પથ્થરનો સમચોરસ ચોતરો બનાવવામા આવ્યો છે, જે ઉપર અક્ષર કોતર્યા છે કે આ જગ્યાએ ફલાણી તારીખે મહારાણી વીકટોરીઆએ પોતાની જુબીલીના પ્રસગે લોકોની સલામ અગીકાર કરી પ્રાર્થના કરી હતી

---

## પ્રકરણ—૧૫ મુ.

લંડનના મારા હેવાલથી કોઇને સેહેજ વીચાર આવશે કે શુ બધી ચાઈચાઈઓ અને બધી ખાઉખાઉઓ લંડનમાજ ભરી મુકી છે? ભલા આદમી આજે દશ દશ પ્રકરણ થયા તાએ લડનનો છેડો છોડતો નથી એટલે છે શુ? હા, શેઠ અને શેઠાણીઓ, અઇયાશીઓ અને સેહેલાણીઓ, લડનમા ખાઉખાઉ સાથે હાઉહાઉનો પણ કાઇ ટોટો નથી ખીસામાથી ઝટ પૈડ કહાડીને આખના પલકારામા તેનો ધુમાડો કરાવી નાખનાર સ્ત્રી અને પુરૂષ મદારીઓની બાબદમા લડન સર્વોપરી સરદારી લોગવે છે એમ કહુ તો ચાલશે. દાખલા તરીકે ત્યાના મહાન જીલ્લાઓનો થોડોક ખ્યાલ આપીશ જેમ આપણી મુબઈમા ઇગ્રેજ બજાર, પાલવા બદર અને કોટેકોટ સર્વેથી ઉત્તમ અને "એરીસ્ટોક્રેટીક" જીલ્લા ગણાય છે તેમ લડનમા 'ઓક્ષફર્ડ સ્ટ્રીટ' 'રીજંટ સ્ટ્રીટ' 'પીકેડીલી સરકસ' અને 'ટ્રાફલગાર સ્કવેર' જાણીતા

બાહેર રસ્તા ઉપર એક નાનો કાળા પથ્થરનો સમચોરસ ચોતરો બનાવવામા આવ્યો છે, જે ઉપર અક્ષર કોતર્યા છે કે આ જગ્યાએ ફલાણી તારીખે મહારાણી વીક્ટોરીઆએ પોતાની જુબીલીના પ્રસંગે લોકોની સલામ અગીકાર કરી પ્રાર્થના કરી હતી

---

## પ્રકરણ—૧૫ મુ.

લડનના નારા હેવાલથી કોઇને સેહેજ વીચાર આવશે કે શુ બધી ચાઈચાઈઓ અને બધી ખાઉખાઉઓ લડનનાજ ભરી મુકી છે? ભલા આદમી આજે દશ દશ પ્રકરણ થયા તોએ લડનનો છેડો છોડતો નથી એટલે છે શુ? હા, શેઠ અને શઠાણીઓ, અઇયાશીઓ અને સેહેલાણીઓ, લડનમા ખાઉ માઉ સાથે હાઉહાઉનો પણ કાઇ ટોટો નથી ખીસાનાથી ઝટ પૌડ કહાડીને આખના પલકારાના તેનો ધુનાડો કરાવી નાખનાર સ્ત્રી અને પુરૂષ નદારીઓની બાબદના લડન સંપૌપરી સરદારી ભોગવે છે એમ કહુ તો ચાલશે દાખલા તરીકે ત્યાના મહાન જીલ્લાઓનો થોડોક ખ્યાલ આપીશ જેમ આપણી મુબઈના ઈંગ્રેજ બજાર, પાલવા બદર અને કોટેકોટ સર્વથી ઉત્તમ અને "એરીસ્ટોક્રેટીક" જીલ્લા ગણાય છે તેમ લડનના 'ઓક્ષફર્ડ સ્ટ્રીટ' 'રીજટ સ્ટ્રીટ' 'પીકેડીલી સરક્સ' અને 'ટ્રાફલગાર સ્કવેર' જાણીતા

છે. આ મધ્યેનો 'ઓક્ષફર્ડ સ્ટ્રીટ' લગભગ ચાર માઇલ સીધો ને સીધો લાંબો કહેવાય છે અને તેમાં સહવારના આઠ વાગ્યાથી તે રાતના સાત વાગ્યા સુધી હજારો દુકાનોમાં કરોડો રૂપીઆની ઉથલપાથલ થાય છે. એની આસપાસ નામાકીત હોટેલો અને રેસ્ટોરાઓ આવ્યાથી તથા પાસેજ ચેરીંગ ક્રોસનું ગંજાવર સ્ટેશન હોવાથી એ જીલ્લાઓની દુકાનોની કીમત અને ભાડા સાંભળી તે માનવાને આપણી સાદી અક્કલ ના પાડે તો હું તેમાં નવાઇ ગણતો નથી. ફકત પંદરથી વીસ ફ્રીટ દરશનની એકાદ નાની દુકાનના અહીં ચારસોથી પાંચસો રૂપીઆ દર માસે આપવા પડે છે અને તે આપતાંબી જગ્યા મળતી નથી. એજ પ્રમાણે 'પીકાડીલી સરકસ' આગળ સહવારથી સાંજના સાત વાગ્યા સુધી પગે ચાલવાની મારામાર અને ગાડી ઘોડાની ધમાલ ચાલુ રહે છે પણ સાત વાગ્યા પછી એક કલાક થાતીનો પસાર થવા બાદ આ સઘળી નામીચી જગ્યાઓના સ્વરૂપ અજબ રીતે ફેરવાઇ ગયલા મેં જોયા છે જ્યાં દીવસના લખ્ખોના લેખા લખાતા હતા ત્યાં આઠ વાગ્યા પછી ચળકતી ફ્લકફ્લુરો અને લેજાં ખોઈ બેઠેલા મોજશોખની શોધમાં નીકળેલા શોખીન જીવડાઓથી આ જીલ્લાના ફુટપાથો ફકડી જાય છે. આઠ વાગ્યાથી બાર વાગતા સુધીમાં આ પાદશાહી લોકાલીટીઓ ફ્રાક કોટવાળા ઈસ્કી જીવડાઓથી અને પચાસ ગીનીના ડ્રેસવાળી

જીવડીઓથી એવી ઉભરાઇ જાય છે કે અત્રેથી ગયેલો અજાણ્યો પુરૂષ પહેલી બાગીમાં આ શું નાટક ભજાય છે તે સમજતો નથી પણ જ્યારે ફુટપાથને એક નાકેથી બીજે નાકે એકના એક સ્રી પુરૂષો પાચ પચાસ ફેરા ખાયા કરે છે ત્યારે મંદ માગી ગયનું ભેજુ સમજવા લાગે છે કે ગતના આર વાગતા પછી આ ધોરી રસ્તાઓ ઉપર લટાર મારતા જીનડાઓ ફ્રેસ્તાઓ નથી ત્યાની પોલીસ એટલી ચકોર છે કે ચા સઘળા કોણ ફરે છે, કા ફરે છે અને ક્યા રહે છે તે સઘળુ તેઓની નખની નોક ઉપર છે પણ જ્યા સુધી આ ચાલનારાઓ કોઇ સાથે વાત વગત કરવાની તજવીજ કરતા વગર મુગા મુગા પોતાનો રસ્તો કાપ્યા કરે ત્યા સુધી 'ખસ' કરીને કોઇને કહેવાની તેઓની તાકાતબી નથી તેમજ હુકમ પણ નથી જ્યા સુધી પાઉ પ્યાદા પુરૂશો અને સ્રીઓ ચાલ્યા કરશે ત્યા સુધી પોલીસમેન એક શબ્દ બોલવાનો નથી પોતાના પોસ્ટ ઉપર લાકડાના કોરી કહાડેલા થાભલાની મીસાલ તે ઠરીઠામ થઈ ઉભો રહેશે અને તમારી ગમ જોરો પણ નહી તેના ડોળા જાણે સામે હનામા જોતા હોય એમ દેખાશે, પણ જાણવુ કે તેને માથાની પાછળબી બે આખો છે અને તમારી તરફ ડોળા ફેરવ્યા વગર તે તમારી સઘળી હીલચાલ અને ચેનચાળા બારીકીથી તપાસતો ઉભો છે

જ્યા સુધી તમે હીડયા કરો ત્યા સુધી તે જમણી કે ડાબીગમ જોનાર નથી પણ જેવુ કોઇ ઉભુ રહયુ કે

તે હળવેથી આવીને કહેશે કે "ભાઈ સાહેબ, અથવા બાઈ સાહેબ, મ્હેરબાની કરી આગળ ચાલો." Move on, Move on Please એ શબ્દો વારેઘડી તમારે કાને પડશે અને ત્યાં આઠ વાગા પછીની ફરતી વસ્તી એવી સમજુ (!) એવી ધાર્મીક લાગણીવાળી અને એવી ચતુરસુજાન! છે જે આ "Move on Please" ના અર્થ ચેતી જઇ તેને નાફરમાન થવાનું સ્વપને વીચારતી નથી. પણ વધારે નવાઇ જેવું તો એ છે કે આ સઘળા દેખઇતા નાટક છતા લંડનના પાદરીઓ અને લંડનના પાર્લામેંટરીઓ ઉકમાઇથી વડાઇ લે છે કે "અમારા લંડન જેવું પવીત્ર શહેર આખી ધર્થીમા નથી. અમારા લંડન શહેરમાં એકબી અનીતીનુ મુકામ નથી. અમારા મુલકમાં પાપી પેશો કરનાર માનવીઓ વસ્તાજ નથી." ગરીબ બીચારા પાદરીઓ! જે મામલો ચાલે છે તે એટલો દેખઈતા છે, પોલીસને એટલો જાણીતો છે કે સત્તાવાળાઓ તે વીશે બેખબર હોય એ માનવાની હું સાફ ના પાડું છું. છતી આંખે આધળા થવામા માલ નથી એટલે જે ચીજ તમારા નાકના દાદા આગળ બને તે માટે નાકે જીભ લગાડવામાં ફાયદો નથી. પણ મારી અજાયબી એ છે કે આટલી દેખઇતી ખરાબી ચાલવા છતાં લાગતા વળગતાઓ તે માટે ચાપતા ઉપાય લેતા કા ન હશે? જે સઘળું મારા જેવામા આવ્યું છે તે ઉપરથી મેં નક્કી વીચાર બાંધ્યો છે કે આપણો દેશ નીતીના બાબમાં

જીવડીઓથી એવી ઉભાઇ જાય છે કે અત્રેથી ગયલો અજાણ્યો પુરૂષ પહેલી બારીના આ શુ નાટક ભજાય છે તે સમજતો નથી પણ જ્યારે ફુટપાથને એક નાકેથી બીજે નાકે એમના એક સ્ત્રી પુરૂશો પાચ પચાસ ફેરા ખાયા કરે છે ત્યારે મદદ માગી ગયનુ ભેજુ સમજવા લાગે છે કે રાતના બાર વાગતા પછી આ ધોરી રસ્તાઓ ઉપર લટાર મારતા જીનડાઓ ફરેસ્તાઓ નથી ત્યાની પોલીસ એટલી ચકોર છે કે આ સઘળા કોણ ફરે છે, કા ફરે છે અને કયા રહે છે તે સઘળુ તેઓની નખની નોક ઉપર છે પણ જ્યા સુધી આ ચાલના રાઓ કોઇ સાથે વાત વગત કરવાની તજવીજ કરવા વગર મુગા મુગા પોતાનો રસ્તો કાપ્યા કરે ત્યા સુધી ‘ખસ’ કરીને કોઇને કહેવાની તેઓની તાકાતમી નથી તેમજ હુકમ પણ નથી જ્યા સુધી પાઉ પ્યાદા પુરૂશો અને સ્ત્રીઓ ચાલ્યા કરશે ત્યા સુધી પોલીસમેન એક શબ્દ બોલવાનો નથી પોતાના પોસ્ટ ઉપર લાકડાના કોરી મ્હાડેલા થાભવાની મીસાલ તે હરીમન થઈ ઉભો રહેશે અને તમારી ગમ જોરો પણ નહી તેના ડોળા જાણે સાને હવાના જોતા હોય એમ દેખાશે, પણ જાણવુ કે તેને માથાની પાછળમી બે આખો છે અને તમારી તરફ ડોળા ફેરવ્યા વગર તે તમારી સઘળી હીનચાલ અને ચેનચાળા બારીકીથી તપાસ્તો ઉભો છે

જ્યા સુધી તને હીડ્યા મ્રો ત્યા સુધી તે જાણી કે ડાજીગાન જોનાર નથી પણ જેવુ કોઇ ઉભુ રહયુ કે

તે હળવેથી આવીને કહેશે કે “ભાઈ સાહેબ, અથવા બાઈ સાહેબ, મહેરબાની કરી આગળ ચાલો.” Move on, Move on Please એ શબ્દો વારેવડી તમારે કાને પડશે અને ત્યા આઠ વાગા પછીની ફરતી વસ્તી એવી સમજુ (!) એવી ધાર્મીક લાગણીવાળી અને એવી ચતુરસુજાન! છે જે આ “Move on Please” નો અર્થ ચેતી જઇ તેને નાફરમાન થવાનું સ્વપને વીચારતી નથી. પણ વધારે નવાઇ જેવું તો એ છે કે આ સઘળા દેખઈતા નાટક છતા લંડનના પાદરીઓ અને લંડનના પાર્લામેંટરીઓ ઉકમાઇથી વડાઇ લે છે કે “અમારા લંડન જેવું પવીત્ર શહેર આખી ધર્થીમા નથી. અમારા લંડન શહેરમા એકબી અનીતીનુ મુકામ નથી. અમારા મુલકમાં પાપી પેશો કરનાર માનવીઓ વસ્તાજ નથી.” ગરીબ બીચારા પાદરીઓ! જે માગલો ચાલે છે તે એટલો દેખઈતો છે, પોલીસને એટલો જાણીતો છે કે સત્તાવાળાઓ તે વીશે બેખબર હોય એ માનવાની હું સાફ ના પાડું છું. છતી આખે આધળા થવામા માલ નથી એટલે જે ચીજ તમારા નાકના દાડા આગળ બને તે માટે નાકે જીભ લગાડવામા ફાયદો નથી. પણ મારી અજાયબી એ છે કે આટલી દેખઇતી ખરાબી ચાલવા છતા લાગતા વળગતાઓ તે માટે ચાપતા ઉપાય લેતા કા ન હશે? જે સઘળુ માગ જોવામા આવ્યુ છે તે ઉપરથી મેં નક્કી વીચાર બાધ્યો છે કે આપણો દેશ નીતીના બાબમા

યુરોપને પાંચ પચાસ પોઈંટ આપે એમાં શક નથી અને ત્યાંનો સરખો રાહગાટ જોના મારૂં ખાલેસ મત છે કે આપણી તરફના ઉધરતા બીન અનુભવી જવાનોને કેળવણી અથવા બીજા કોઈ કારણે એકલા, કોઇ આબરૂદાર કુટુંબની દેખરેખ વગર, વેલાત મોકલવા એ ઘણુ પસંદ કરવા જોગ નથી.

પીકેડીલીથી ફરતા ફરતા સેકન્ડ અને થર્ડ ક્લાસ 'લોકેલીટી' આ તરફ લટાર મારતા જે ચીત્ર નજરે પડે છે તે ઉપલાથીએ વધુ દલીદ્રતાવાળુ છે 'ઓલ્ડ જુઅરી' નામે એક ભાગમા મોટો ભાગ 'જુ' પંથના લોકો વસે છે, અલબતા આ વીલાયતી જુ લોક ઈંગ્રેજ કરતા પણ વધારે ખુબસુરત અને ઘટમાળા છે એ જાણીતી વાત છે. 'સરકેશ્યન' અને ડમાસ્કસની 'બ્યુટી'ઓના વર્ણન તો તમે વાચ્યા હશે તેવીજ આંખે ઉડી આવે એવી પરીઓનુ રસ્થાન 'ઓલ્ડ જુઅરી' તરફ જોવામા આવે છે પણ કેવુ કંગાળ, કેવી ભયકર ગરીબાઇ! પ દરથી પચાસ વરસની સ્રીઓ મોડી રાત સુધી એક પાઉના ટુકડા માટે ઉઘાડે પગે રખડીને રાહદારીને આજીજી સાથે ત્રાસ પમાડે છે. વધારે આગળ ચાલતા એથીબી કંગાળ જીલ્લો જેને 'ધી ડોકસ' કરી કહે છે તે આવે છે 'રેનલ્ડસ' નામના લખનારે પોતાના પુસ્તકોમા "વાહીટ ક્રાયમ્સ" અને "વાહીટ ચેપલ" વગેરે ખુનીઓથી ભરેલા મેહાલ્લાઓના

જે વર્ણન આપ્યાં છે તે આ જીલ્લો છે. રાતના એકલા ત્યાં જવું સલામતીભરેલું નથી એ હું કબુલ કરૂં છું. આ જીલ્લામાં માણસની જીંદગીની ઝાઝી કીમત ગણાતી નથી તે પણ ખરૂં, અહીંના પોલીસમેન પણ દેવ જેવા જબરદસ્ત અને હીંમતી છે તે છતાં કામ પડે ત્યારે તેઓ આ જીહાંગાર જીલ્લામાં એકલા જવાની હીંમત કરતા નથી. "વાહીટ ચેપલ" જેવી જગ્યાઓમાં પોલીસમેને બાથોબાથ લડીને પોતાના જાન મુકી આવેલાના ઘણા દાખલા નોધાયલા છે. પણ જે દમ રૂંધી નાખનારી ગરીબાઇ, જે મોટી વયની તદન વસ્ત્ર વગરની છોડીઓનાં છાતીતોડ ચીત્રો આપણી હજુરમા મેલવામા આવ્યાં હતાં તેવું કશું મારા જોવામાં આવ્યું નથી. હા, ખરી વાત છે કે અરધાં ભુખા છોકરાંઓ રસ્તે પડયું ખડયું મળે તે ઉપાડી ખાવા માંડે પણ મારે ખુલાસાથી કહેવું જોઇયે કે "રેનલડસ" લખનારે જે ભયાનક ખ્યાલ ત્યાંની દલીદ્રતાનો, ભુખમરાનો અને નાપાકીનો આપણા મગજ પર વરતાવ્યો હતો તે ખ્યાલ હસ્તી સાથે તપાસતાં મને બીલકુલ ખોટો જણાયો છે. હું ૧૯૦૪ ના મુબારક સાલની વાત કહું છું આગલી પાછલી તો ઇશ્વર જાણે.

તમે અહીંયાં તમારી નામીચી ક્રાફર્ડ મારકીટની જ્યારે હોય ત્યારે વાખવાખી કરો છો પણ જ્યારે લંડનની 'કોવેંટ ગાર્ડન મારકીટ' જોશો ત્યારે તમારૂં માન

પાચ પચાસ પોઇંટ આપે એના શક નથી અને
ડ્રાજો રાહડગાટ જોતા મારૂ ખાલેસ મત છે કે
તરફના ઉધરતા બીન અનુભવી જવાનોને કેળ-
ાથના બીજા કોઈ કારણે એક્લા, કોઇ આબરૂદાર
દેખરેખ વગર, વેલાત નોક્લના એ ઘણુ પસદ
ાગ નથી
ાકેડીલીથી ફરતા ફરતા સેકન્ડ અને થર્ડ કલાસ
ાી' એ તરફ લટાર મારતા જે ચીત્ર નજરે પડે
ાપવાથીએ વધુ દલીદ્રતાવાળુ છે 'ઓલ્ડ જુ-
ામે એક ભાગમા મોટો ભાગ 'જુ' પ્રથના
ાે છે, અલબતા આ વીલાયતી જુ લોક ઇગ્રેજ
ાણુ વધારે ખુબસુરત અને ઘટનાળા છે એ
વાત છે 'સરકેશ્યન' અને ડમાસ્કસની
ઓના વર્ણન તો તમે વાચ્યા હશે તેવીજ આખે
વે એવી પરીઓનુ સસ્થાન 'ઓલ્ડ જુઅરી'
ાના આવે છે પણ કેવુ ક ગાળ, કેવી ભયકર
। પદરથી પચાસ વરસની સ્ત્રીઓ મોડી રાત
ાક પાઉના ટુકડા માટે ઉઘાડે પગે રખડીને
ને આન્સુજી સાથે ત્રાસ પનાડે છે વધારે
ચાલતા એથીબી ક ગાળ જીલ્લો જેને 'ધી
ાચી કહે છે તે આવે છે 'રેનટડસ' નામના લખ
ાતાના પુસ્તકોમા "વાઇટ ક્રાયસ્સ' અને
ચેપલ" વગેરે ખુનીઓથી ભરેલા મેહોલ્લાઓના

જે વર્ણન આપ્યાં છે તે આ જીલ્લો છે. રાતના એકલા ત્યાં જવું સલામતીભરેલું નથી એ હું કબુલ કરૂં છું. આ જીલ્લામા માણસની જીંદગીની ઝાઝી કીમત ગણાતી નથી તે પણ ખરૂં, અહીંના પોલીસમેન પણ દેવ જેવા જબરદસ્ત અને હીંમતી છે તે છતા કામ પડે ત્યારે તેઓ આ જીહાગાર જીલ્લામા એકલા જવાની હીંમત કરતા નથી. "વાઈટ ચેપલ" જેવી જગ્યાઓમા પોલીસમેનો બાથોબાથ લડીને પોતાના જાન મુકી આવેલાના ઘણા દાખલા નોંધાયલા છે. પણ જે દમ રૂંધી નાખનારી ગરીબાઇ, જે ગ્રાત્રી વયની તદ્દન વસ્ત્ર વગરની છોડીઓના છાતીતોડ ચીત્રો આપણી હજુરમા મેલવામા આવ્યા હતા તેવું કશુ મારા જોવામા આવ્યું નથી. હા, ખરી વાત છે કે અરધા ભુખા છોકરાઓ રસ્તે પડયુ ખડયુ મળે તે ઉપાડી ખાવા માટે પણ મારે ખુલાસાથી કહેવું જોઇયે કે "રેનલ્ડસ" લખનારે જે ભયાનક ખ્યાલ ત્યાની દલીદ્રતાનો, ભુખમરાનો અને નાપાકીનો આપણા મગજ પર વરતાવ્યો હતો તે ખ્યાલ હસ્તી સાથે તપાસતા મને બીલકુલ ખોટો જણાયો છે હું ૧૯૦૪ ના મુબારક સાલની વાત કહુ છુ આગલી પાછલી તો ઇશ્વર જાણે.

તમે અહીયા તમારી નામીચી ક્રાફર્ડ મારકીટની જ્યારે હોય ત્યારે વાખવાખી કરો છો પણ જ્યારે લંડનની 'કોવેંટ ગાર્ડન મારકીટ' જોશો ત્યારે તમારૂં માન

ઊતરી જશે એમ હુ ખાત્રી આપુ છુ  શુ ફુલ, શુ ફળ અને શુ અકેકા ફુલના તુરા ! અરે યારો ! તને કોઈવાર અહીયા કોઈ નસીબદાર પરોણાને આપના માટે વીસ પચીસ રૂપીઆનો તુરો બનવાનો તો તનારે મનથી સમજશો કે અનધી કરી પણ આ 'કોવેટ ગાર્ડન' મા પચાસ ગીની એટલે સાતસોથી આવશે। રૂપીઆનો તુરો તો સાધારણ છે પ્રીયા પોતાના પતીને અને પતી પોતાની પ્રીયાને બઠન હોલના એક ફેલાવ માટે સોનાનો સોનરેન એટલે ૫૬૨ રૂપીઆ ચટ દેતા ફેકી દે છે 'વેસ્ટમીનીસ્ટર' તરફ સેટ પીટરનુ મઠ હતુ ત્યાની જે અસલ ફુલવાડી તે આ હાલની 'કોવેટ ગાર્ડન' સમજવી જ્યારે આ મઠ ઉખેડી નાખવાના આવ્યુ ત્યારે આ જગ્યા બા મુદત સુધી ખાલી પડી રહી ત્યાર પછી ત્યા બટાટા, નોલકોલ, મુળા વગેરે વેચાવા માડ્યુ, પણ પાછળથી અરલ ઓફ બેડફરડ નામનો શોખીન જીવડો જન્મ પામ્યો અને તેણે આ ત્રણ એકર જગ્યા ઉપર ફુલવાડી સ્થાપી હતટા ત્યા દીવસના જવાની ઓર મજાહ છે ત્યાની અકેકી ફરૂટની ગજાવર દુકાનો આગળથી ખસ્વાનો જીવ ચાલતો નથી તમો કદાપી નાનસો નહી પણ ખાસ્સી મોટા કદની સોપારી જેવડી દ્રાક્ષો ત્યા સુદર નકસીનાળા વાડકાઓના મેલેલી અને તે ઉપર ભાવ નાડેલો કે એક રતલની દશ શીલીગ એટલે સાડા સાત રૂપીઆ ! એક રતલના સાડા



ટેમ્સ નદી ઉપરનો 'ટાવર બ્રીડ્જ.'

સાત રૂપીઆ! હા, કીમત ભારે છે ખરી પણ તેમ ખાનારા ખવાડનાર લખપતીઓના ખીસા પણ તર છે કોવેંટ ગાર્ડનમાં જેના ફુલ પાતરાના રંગની મેળવણી અને ભેળભેળા જોવામાં આવે છે તેવું આજ સુધી બીજા કોઈ મુલકમાં મેં જોયું નથી

ત્યાંથી નીકળ્યો કે એક બીજો જોવા લાયક દેખાવ ટેમ્સ નદી ઉપરનો ટાવર બ્રીડજ નામે બનાવેલો મહા-ભારત પુલ છે

નદીની આ પાર ને પેલે પાર વચ્ચે આ પુલ નાખ્યો છે તેનો ખર્ચ પોણા બે કરોડ રૂપીઆ થયો હતો તે ઉપરથીજ તેના કદનો કાંઈ ખ્યાલ આવશે એ પુલ ઉપર આટલો મોટો ખર્ચ થવાનું કારણ એ કે એ નદીનો પાટ બસો ફીટ પહોળો છે એટલે પુલ એવો થવો જોઈયે કે નીચેથી મોટા વહાણ અને સ્ટીમરો જઈ શકે આ કારણથી એવું કર્યું છે કે બે પારે બે જબરદસ્ત ટાવરો ઉભા કર્યા છે તેઓ એકેકથી બસે ફીટ દુર છે અને દરેક ટાવર દોઢસો ફીટ ઉંચો છે જ્યારે સ્ટીમર આવવાની હોય ત્યારે ગાડીઘોડાનો બ્રીડજ પોતાની મેળે છુટો પડીને વચમાંથી ઉંચકાઈ જાય છે જે આ ચીત્રમાં બતાવ્યું છે જેવી સ્ટીમર કે વહાણ પસાર થઈ ગયું કે 'હાઇડરોલીક પાવર' થી આ પુલ પોતાની મેળે પાછો વગોસગો થઈ જાય છે અને ઉપરથી ગાડીઘોડા દોડે છે વળી પાઉખ્યાદા લોકને અડચણ ન પડે તે માટે

ટાવરને તળીએ જતાંજ લીફ્ટ તૈયાર રહે છે જેમાં દર વેળાએ ત્રીસ માણસ બેસીને છેક ટાવરના મથાળા ઉપર જઇ પહોચે અને ત્યાં ઉચાણમાં આવેલા બીજા બ્રીડજ ઉપરથી ચાલીને સામા ટાવર ઊપર જાય અને ત્યાં વળી બીજી લીફ્ટ તૈયાર ઉભેલી તેમાં બેસીને નીચે ઊતરી જાય જે કરે તે થોડું છે, બાપા, એ લોક જે કરે તે થોડુ છે.

---

## પ્રકરણ—૧૬ મુ.

### ધીર ધરીને કોઈ઼મ્મા કામ
### રે નથી રહેવાનું

ધીર ધરો–બાપુ ઠંડા રહો, હવે લંડનનોબી આંકો આવ્યો છે. રસ્તે જતા "આરગન ગ્રાઇનડર" એટલે હાથો ફેરવીને વાજુ વગાડનાર ઇટાલીયનને લંડનના મોટા વસ્તીવાળો ભાગોમા ફરવાની છુટ નથી પણ ચોક્સ દીવસોએ, ચોક્સ કલાકે, ચોક્સ મોહોલ્લાઓમા તેઓને વજાડવા દેવામા આવે છે જે વેળાનો દેખાવ બહુ રમુજી છે એક ગમથી કાળી દાઢીવાળો મેલો ઇટાલીયન, બીજી મેર છોકરીઓ અને છોકરાઓ અને ઘરડી ડોસીઓ અને ઘરડાઓ સેંકડો લોકોની વચ્ચે ખુશાલ કમરે હાથ ટેકવીને નાચે આ વાર તેઓ ખુશીમા આવી જઇને નાચતા હોય એવુ હસ્તુ મોઢુ

પણ ન રાખે, પણ જાણે મ્યુઝીક ચાલ્યું એટલે તે તકનો લાભ લઈને કસરત કરવીજ જોઈયે તેમ "સીરીયાઉસ" ડાચું કરીને નાચ્યા કરે. જાડી પીપ જેવી ડોસી ડગરીઓ સાઠથી પાસઠ વરસની, ઘાઘરો જમીનથી અલગ કરીને નાચે, તે દેખાવ વીસરાઇ જવાય તેવો નથી.

મુંબઇગરા અયાશીઓ અને બેંડસ્ટાડપર ફરતા શોખીન પારસીઓને અવારનવાર ફરીઆદ કરતા મેં સાંભળ્યા છે કે અમને ધંધો નથી, ધાપો નથી, અમે કામ કરવા ખુશી છીયે પણ કામ જડતુ નથી. એવા આઈતાંપર કોઇતા મારનારા શેઠ સાહેબોને હુ પુછીશ કે હજારો રૂપીઆની ઉથલપાથલ કરનારા પીંક કપનીની સસ્તી જામ જેલી, સરકો, રાઇ, પેપરમીટ અને "પ્રીઝર્વસ" નો મેં હેવાલ આપ્યો હતો તેનો કેટલા સાહેબોએ લાભ લીધો છે? જામનુ એક ટીન જે અત્રે પાચ આને મળે, એવોજ માલ **બોલીરનાં ટંબલરમાં** ટંબલર સાથે ત્રણ આનામા મળે તે મેં આખા હાડકાવાળાઓની જાણમા આણ્યું તે છતા કેટલા સાહેબોએ મજકુર પીંક કપનીને લખીને વીગતો મંગાવી છે? કાઇ નહી. અહીં તો ઉધાર આપ ને પુરૂં જોખ જેવો મામલો છે.

પણ હવે જવા દયો. જડ થઈ ગયલા હાડકાવાળાઓ અને મંદ પડી ગયલા માવાવાળાઓને હું એક બીજી તક આપું છું. પાચસો રૂપીઆની મુંડી રોકતા અઢીસો રૂપીઆનો નફો કરવાનો રસ્તો હુ બતાવું છું

અને ઓન્જરખવાહુીથી ખાત્રી આપવા માગું છું કે હુ આ જે વર્ણવું છું તે બોલેમોલ ખરૂં અને હજીભી—તમો ચાહો તો-બની શકે તેવું છે. એક દહાડો હું મારા ઈંગ્રેજ મીત્ર લેમીયા સાથે સ્ટ્રાડ ડીસટ્રીકટમા ગયો. આ જીલ્લો ચોપડી વેચવાના ઉદયોગ માટે પંકાયલો છે. ફ્લીટ સ્ટ્રીટ અને સ્રાડ ગોયા વર્તમાનપત્રો, ચોપાન્યાઓ અને ચોપડીઓના મુખ્ય મંદીર છે. અમો એક પબલીશર નામે કીગ એડ કુ૦ લીમીટેડની આફીસમા ગયા. બાહેરની આફીસમા એકેકી જાતની ચોપડીનો એકેકો નમુનો ટેબલ ઉપર જોવા માટે મેલ્યો હતો. એક ચોપડી, જે ઉપર સોનેરી અક્ષરે નામ દાબેલું હતું કે "મેકૈલેઝ એસેસ" તે ઉપર એક કાર્ડ મારેલો હતો કે આવીજ જીલદની ચારસો સાઠ જુદા જુદા વીશયોની કેતાબો તૈયાર છે. મે લીસ્ટ ફેરવી જોયું તો ટીપમા મીલટન, વરડઝવર્થ, પોપ, ડ્રાઈદન વગેરે કવીઓ, સ્કાટ, ડીકનસ, મારીએટ, વગેરે નૉવેલીસ્ટો, ફીલસુફીના, રસાયણના, ભુગોળ, ખગોળ વગેરેના પુસ્તકોની સંપુર્ણ હારમાળા હતી. બાઈનડીગ પણ ફુલ કપડાની બાધેલી, ઉપર ગીલ્ટનું નામ, ચારસોથી પાચસો સફાનું ખાસ્સું વોલ્યુમ! મે ફક્ત નવાઈને ખાતર પુછ્યુ કે જો આ ચારસો સાઠ વાલમોનો આખો સટ લઉ તો શુ ભાવે આપશો? પેલાએ જવાબ દીધો કે પાચ પેન્સ—પાચ આના! ઓ તારી! હું તો કાઇ સમજ્યો નહીં. ચાર-

ડ્રાથી પાંચસો પાનાની ફુલ કલોથ બાઉંડ બુકના ફક્ત પાંચ આના! કાઇ સાભળતાં ભુલ્યો હોઇશ! હું અચરતીથી ખોલાસો પુછ્યા જતો હતો, જે સમજી જઈ મારા મીત્ર લોમીયાએ હળવેથી મારો ડગલો તાણી મને ચેતાવ્યો કે મારે ચુપ રહેવું, પછી તેણેજ પુછયું કે "ત્યારે કહોની, એ ભાવે ગણતા આખા સટના, કેટલા પઈસા?" જવાબ મળ્યો કે "નવ પાઉંડ અગીઆર શીલીંગ આઠ પેન્સ" એટલે જે સુમારે ૧૪૦ રૂપીઆ.

"કંઇ એમા ઓછું કરશો?"

"નહીં, અમો હમેશ કીમત ઘણી કસોકસ રાખ્યે છીયે પણ તમે આખો સટ લેઓ છો એટલે પેકીંગ મફ્ત કરીને સ્ટીમર ઉપર ચહડાવી આપીશું."

સાડી ચારસોથી ઉપર વાલમના ફક્ત રૂ ૧૪૦! મેં તુરત એક સટનો હુકમ આપ્યો અને તે મારાં પુસ્તકખાનામા અત્રે આવીને ગોઠવાઈ પણ ગયો છે. તમારે નજરે જોવાની ખુશી હોય તો સુખેથી "બેલાર્ડ હાઉસ," મા પધારજો. હવે હુ પુછું છુ કે આવું ખાસ્સું ઠાયુ ઠોયું વાલમ પાચ આના મુકીને આઠ આનામા પણ અત્રે કયે દહાડે મળે છે? ફક્ત પાચસો રૂપીઆ ખર્ચીને ત્રણ સટ મગાવ્યા હોય તો લગભગ ચઉદસો પુસ્તકો આવે અને તેપર ફક્ત બએ આના નફો ખાઈ સાતથી આઠ આને કોઇ વેચે તો પાચસો રૂપીઆની મુડી રોકવે એકસો પચોતેર રૂપીઆની એટલે

૩૩ ટકાની કમાણી કરે અને તેજ કમાણી વરસના બે ચાર વાર ફેરવ ફેરવ કરે તો પોતાના રોકેલા રૂપીઆ સઘળા વસુલ કરવા ઉપરાત ખાઇ પીને ખુશાલ રહે પણ એવી મહેનત કોણ લે? પેલા આળસુના પાદશાહની વાત યાદ છેની? એક આળસુનો પાદશાહ ઝાડની તળે પડયો પડયો કાસતો હતો, જે જોઇને એક વટેમાર્ગુને દયા આવી ને તેણે પુછયુ કે "કેમ ભાઇ તને શુ પીડા છે? તુ આમ તવપાપડ કેમ થઇ રહયો છે?"

પેલાએ ઉત્તર દીધો કે "ભાઈ શુ કરૂ? ભુખની વ્યાધી છે કાલ સવારનુ મે ખાધુ નથી અને બહુ મુઝાઉ છુ"

ભોળા રાહદારીને બહુ દયા આવી એટલે તે બોલ્યો "કાઇ નહી, કાઇ નહી ચાલ આવ તુ મારી સાથ મારે ત્યા ભાત ખેતરના પડયુ છે તેમાથી પેટ ભરી રોટલો બનાવી ખા"

આળસુના પાદશાહે પોતાની આખ્યો જે અત્યાર સુધી બધ હતી તે જરા ચુચી ઉઘાડી ને કોકીલો સાદ કહાડી પુછયુ "તે બધુ ખડ પણ ભાનના છના કાઢેલા છે કે એમજ?"

"ના ભાઇ, છવા તો કહાડયા નથી એટલુ તો તને કરવુ પડશે"

પાદશાહજી પાછા કોર વાળીને પોઢીગયા અને બોલ્યા "જા બા જા, મોટો ધર્મ કરવા નીકળ્યો છે! છવા કાઢેલા

દાણા તૈયાર હોય તો વળી ઉઠું, નહીં તો છલાં કાઢવાની ખટપટ કોણ કરે?"

માટે રે ભ્રાતો! આ તો કલ્પીત બનાવ છે, પણ આપણા તીસમારખાં, નેકટાઈ કાલરખાઓ મોઢે સાફ સાફ બોલતા નથી પણ તેઓની આશાઓ અને નીરાશાઓનો ભાવાર્થ પણ એવોજ જાણવો.

લાધ દે લધામણ દે
ઔર લાધનેવાળા સાથ દે
પેહેરનકુ પટુ દે
ઔાગ બેઠનકુ ટટુ દે.

એવા બન્જરબટુઓ અને નાકકટુઓ સાથ માથા ઝીંકણ કરવામા કાઇ સાર નથી. તે છતા હું જાણવું છું કે કોઇ પણ સાહેબને આ કીતાબો જોવી હોય તથા તેના ઠરઠેકાણાંની વધારે વીગત જાણવી હોય તો હું ખુશીથી તેમને મદદ કરીશ. આ પાચ આનાના વાલમ કરતા બહુજ સરસ કાગજપર છાપેલા, કસ્બી ગીલીટના પાનાવાળા, ઇનામને લાયકના જાડા મોટા વાલ્યુમો જે અહીં બજારમા પોણાબેથી બે રૂપીએ મળે તે આ ઠેકાણે ફક્ત નવથી દશ આનામા મળી શકે છે. આટલી સસ્તી ચોપડીઓ કેમ બનતી હશે તેના ખ્યાલથી મારાં કપાલ ઉપર ચીલ્લો ચહડી ગયલો જોઈ કીગ કું૦ નો મેનેજર પામી ગયો કે મારા મનમા શુ મુઝવણ છે. જરાવારે તે બોલ્યો કે "તમને કાઇ ખુલાસો જોઇતો

હોય તો બેલાશક પુછો. હું ધારૂંછ કે આ પુસ્તકોની કીમત જોઇ તમે અજબ થયા છો."

"હા, તેમ છે ખરૂં. હું પોતે એક પ્રીન્ટર અને પબલીશર છું અને કાગળના ભાવતાલ, કપડાની કીમત, સોનેરી અક્ષર પડાવવાની મજુરી અને ખર્ચ સઘળો સમજું છું. જે ભાવમા તમે આ કેતાબો વેચો છો તે ભાવમા અમારી તરફ્ તો ખાલી પુઠું'બી ન બને. એ તમને પરવડે છે કેમ તે હું સમજી શકતો નથી."

"તેનો ખુલાસો હું આપુ. અમે કોઇબી નવી ચોપડી એક લાખ નકલોની અંદર છાપતા નથી. એક્વાર કંપોઝ કરીને તેની સ્ટીર્યો પ્લેટો ગખી કે પછી ફક્ત કાગળનો ખર્ચ. લાખ ચોપડીઓ ઉપર જે લાગત ખર્ચ થાય તે ઉપર એક ચોપડીએ એક ફાર્ધીંગ અમે નફાની ચહડાવ્યે છીયે. અમે લખ્ખો સટો વેચીયે છીયે એટલે અમને ઘણો સારો નફો રહે છે. દાખલા તરીકે તમે આજે ૪૬૦ પુસ્તકોનો સટ લીધો તેના લગભગ દોઢસો રૂપીઆ થયા. આ ઉપર અમને ૪૬૦ ફારધીંગ એટલે લગભગ રૂ૭ નફો મળશે, જે દોઢસો રૂપીઆ ઉપર પાચ ટકા થયા અમારે મનથી પાચ ટકા ઘણા થયા. એમ પાચ પાચ ટકા વરસના ચાર પાચ વાર ફેરી વળે તો વીસ પચીસ ટકા થાય."

વેપાર તે એનુ નામ!

લંડનના એક ભાગમાં એક પાટીઆએ મારૂં ધ્યાન ખેચ્યું. તે પાટીઆપર લખેલું હતું કે જાપાનીસ ચાની દુકાન. ઘણી નવાઈ લાગવાથી હું અંદર ગયો તે દુકાનની શેઠાણી એક જાપાનીસ બાનુ હતી, પણ તેના હાથ તળેની સઘળી વેટરેસો ઇંગ્રેજ હતીઓ. તેઓને જાપાનીસ ડ્રેસ પહેરાવેલો હતો અને કમર ઉપર મોટું બોચકું બાંધવાથી બરાબર જાપાનીસ બાનુઓની પેઠેજ વાકી વાકી ચાલતી હતીઓ. ખરી જાપાનીસ માલેકણે પગમા ચપલ પહેરી હતી પણ વેટરેસોના પગમા ઉચી એડીના ફ્રેંચ બુટ હતા એટલે મેં લગાર નવાઇથી પુછ્યુ કે "જાપાનીસ બાનુઓ કાઇ એવા બુટ પહેરતી નથી! જ્યારે તમે બધી જાપાનીસ નકલો કરો છો ત્યારે આટલું અધુરૂ કેમ?" શુ ધારો છો? શું જવાબ મળ્યો હશે? એક જે બહુ બોલકણી હતી તેણીએ સઘળીઓની રમુજ વચ્ચે ઉત્તર દીધો કે "અમારા ચહેરા રૂપાળા છે પણ ઇંગ્રેજ સ્ત્રીઓના પગ ઘણા "અગલી" રહે છે માટે તે લોકને દેખાડીને અમારી મશકરી કરાવવા માગતા નથી!"

જુવો શેઠીયાઓ, તમારી પાસે સોનાના સીક્કાની સગવડ સારી હોય તો મારે કાઇ કહેવું નથી પણ એટલી શીખામણ આપું છુ કે એક ચીજનો ભાવ રીજંટ સ્ટ્રીટમા પાચ પાઉંડ તો તેજ ચીજનો તેનેથી અરધો માઇલ આઘે એક સેકંડ કલાસ સ્ટ્રીટમા પાચ

શીલીંગ! દાખલો, મુંબઈથી માંગણીપર માંગણી આવે કે ફલાણા ફલાણા ફોટોગ્રાફ એનલાર્જ કરાવી લાવજો. ચાલો ભાઈ, લાલા લાખ તો કહે સવા લાખ. પીકેડીલી સરકસને નાકે આવેલી એક તીસમારખાં શોપમાં ગયા અને ફોટોગ્રાફ હાથમાં મુકી પુછયું કે આને એનલાર્જ કરવાનું શું પડશે? તો કહે એક નકલના બાર પૌંડ એટલે ૧૮૦ રૂપીઆ! માર્યા હાર સરગરદાન! વારૂં, જોઇશું, કરી બહાર પડયા અને બીજી દુકાને ખબર કહાડી તો કહે અકેક નકલના પાચ પૌંડ એટલે ૭૫ રૂપીઆ! ઠીક છે આગળ ચાલો. આમ ભાવ ઉતરતો જશે તો હાડકા કયા એક ઠેકાણે પડશે ખરા. હું જ્યારે ભારે કીંમતની તકરાર લઉં ત્યારે આરટીસ્ટ મોટી મોટી ભારે શબ્દોની ભાષા વાપરીને મને ડબકાવવાની તજવીજ કરે. "એ તો જોની સાહેબ, ઇસટેટીક ત્રાનસાનડેનતેલી-ઝમના ઇનવરસ રીફ્લેકશનનું કામ હોય ઇત્યાદી ઈત્યાદી!" હુ મનસે હસુ કે બચ્ચા મારે તોય કોણ પુછેછ? જોઇએ ત્રાનસાનડેનતેલીઝમનો વીચાર કરીને કાલે જવાબ દેવા કહીને ત્યાથી ખર્યા અને બ્લેક એન્ડ વાહીટની ઓફીસમા પેઠા.

"ભાઇ આ ફોટોગ્રાફ એનલાર્જ કરવાનું શું લેશો?"

"છ શીલીંગ." (સાડા ચાર રૂપીઆ.)

અહંહંહંહં! શુચવાડાને મારે મને હાંસાની વ્યાધી થઇ આવી. હસી પડવું કે રડી પડવું તે સમજાય નહીં.

"કેટલા દીવસમા તૈયાર થશે?"

"પરમ દહાડે."

"એજ એનલાર્જમેંટ રંગી આપશો તો શું લેશો?"

"એક શીલીંગ વધારે."

બીજી ઠાસાની ગુચ અને દશ નકલોનો આરડર! મારા સમ આ સાચી વાત છે. એનલાર્જમેંટ જોવાં હોય તો ભલે પધારો. બીલ પણ દેખાડીશ. માટે રે, સુરા વાચનાર! ડાચા લચકાઈ જાય એવા ભારી શબ્દો અને "ત્રાનસાનડેનટેલીઝમ" ના ધપકારાથી અંજાઇ જશો ના.

હીમતની બાબદમા હુ ધારૂ છું કે ઇંગ્રેજ લોકની બરાબર યુરોપની કોઈ બીજી પ્રજા આવી શકશે નહીં. ફ્રાન્સ અને જર્મનીમા જ્યારે હું ફરતો હતો ત્યારે મેં ખુબ બારીક નેગાહ આ સવાલ ઉપર રાખી હતી અને મને કહેવા વગર ચાલતુ નથી કે જીવપર આવી જવા માટે જેટલા ઇંગ્રેજો તતપર છે તેટલા બીજા કોઇ ન હશે. એ લોકના મોહમાથી bloody બોલ હર પળે નીસરી પડે છે. જરા જરામા bloody fool, bloody ass વગેરે શબ્દોમાં જ્યા હોય ત્યા લોહી, લોહી, અને લોહી એવો લોહીવીકાર એઓને વળગેલો છે. મરદ તો તેવાજ પણ સાથે સ્રીઓ પણ તેવીજ. એક વાર એક જેલમા ઉપરથી તારનું આખું પીંજરૂ ખાસ્સું એક મોટા ઓરડા જેવડું ઉતરી આવ્યું અને તેનું બારણું ઉઘાડતાંજ આઠ મોટા વાઘો દોડી આવી એક બીજામા લડવા

લાગ્યા. થોડી વારે એક નાની અઢાર વરસની છોકરી હાથમાં ચાબુક લઇ એકલી આ પીન્જરામા દાખલ થઇ અને પોતાની આસપાસ ભુસ્કા મારતા આઠ વાઘોને ફેડા-ફેડ ફટકાવવા લાગી બોલો, સુનાબાઇ સટાકો અને કુંવરબાઇ કાગલીઓ, તમો આમ કરશો? અરે કુકીબાઇ ને ડોસીમાઇ તો એક બાજુ રહયા પણ પેસ્તનજી પોમેટમો અને માણેકજી પદેરાઓ તમે આમાનો આકમો બાગબી કરી બતાવશો? જુવા તમે કરતા! મે લંડનમા જોયું કે આલપ્સ પર્વત ઉપર બપકર ખીણો કુદાવીને દોરડાની મારફને ઉંચી ટોચોપર પહોચવાને કેટલાક શોખીન મુસાફરો પોતાના જીવ આપવા તૈયાર રહે છે. હજારો ફીટ ઉંડી ખાહીમા એક દોરડાને આધારે લટકતા ટીંગાઈ ટીગાઇને ચહડવુ એ ખ્યાલજ આપણા હાડકા ધ્રુજાવે છે પણ એ હીંમતવાન ઈંગ્રેજી મુસાફરની મોજ છે!

મારા વહાલા ચતુરબી ખરા તમારે કોઇ ઠેકાણે જવું હોય અને ઓળખાણમા આવવુ ન હોય તો લેમ-બેઠ તરફ આવેલી એકાદ દુકાનમા પેસો અને દશ મીનીટમા તમને રગરૂપમા એવા ફેરવી મોકલશે કે સગી મા પણ તમને ઓળખે નહીં કઈ આખ ઉપર રંગનો આમ ચપકો ને ગાલ ઉપર પેલી મેર ડપકો લગાડી જુવાનને ઘરડો અને ઘરડાને જુવાન એવો બનાવી મેલશે કે આપણે પોતે પોતાનેજ ઓળખ્યે નહીં.

---

## પ્રકરણ—૧૭ મું.

સવાલ સેહેજ પુછાશે કે એ વળી "આગળીનુ" નવું ખેણ શું છે? જરા સબર અખત્યાર કરોજી. તેનો પણ ખુલાસો આપું છું. ગયા અઠવાડયામાં એક કદરદાન મીત્ર લખે છે કે "તમારી રસીક કહાણી બહુ વંચાય છે અને ગવાય છે પણ તેનું મથાળુ યોગ્ય નથી. તમે મારસેલ્સ તો કયારના છોડી ચાલ્યા અને હજુર જાણે ત્યાંજ ઠબી બેઠા હોય તેમ શામાટે લખો છો? મને આ વીચાર ઈંગલંડના પ્રખ્યાત "નાઈનટીન્થ સેન્ચરી" ચોપાનીઆ ઉપરથી આવ્યો. જયારે ઓગણીસમી સદી પસાર થઇ ગઈ અને વીસમી સદીમા પેઠા ત્યારે આ મહાન ચોપાનીઆનુ પ્રીય નામ બદલીને 'વીસમી સેન્ચરી' નહીં રાખ્યું પણ તેના પરવરતાવનારાઓએ એક અચ્છો તોર શોધી કહાડી તેનુ મથાળુ બદલયું કે 'ધી નાઇનટીન્થ સેનચરી એન્ડ આફ્ટર' તેમ તમેબી કરો તો ઠીક." આ સુચના ઝટ મારા મસ્તકમા ઉતરી ગઈ છે અને પટ દઇને અમલમા મેલી છે અને તે માટે હું મારા સોચન્ય મીત્રનો આભારી છું.

પણ હાયરે, ગયા અઠવાડીઆમા મેં શું બલા માથે હોરી લીધી. પીંકના જામ જેલી બનાવનારાઓનું વર્ણન અને સસ્તી ચોપડીના પીંજણ લખી મેં જરા

દેશી જવાન્યાઓને ચીમકી લગાવી ત્યારે હુ થોડુ જ જાણતો હતો કે હુ ધારદાર હથીઆર સાથ ચેડા કરૂ છુ. બીજે સોમવારે હુ મારી આફીસના ઓટલા ઉપર પગ મુકતા જોઉં છુ શુ કે બાર પદર સાહેબો ભેગા મળી મારી રાહ જોતા હતા આપણે તો ગભરાયા કે લખતા કાઈ ચીમકી ઝાઝી લાગી ગઈ છે કે શુ? આ બધા હાથમા લાકડી ને બગલમા પોથા મારી શેના આવ્યા હશે! મે નમ્રતાથી પુછપરછ કરી કે "કેમ ભાઈઓ કોને પુછો છો, કેમ ભેગા મળ્યા છો?"

"અમે તમારી સાથ જરા વાત કરવા માગ્યે છીયે"

બાપા મારા, નક્કી આજ કાઈ આદાની સુઠ થઈ ગઈ છે એ તો આમજ તો-લાડવો ખાય તે લપડાકબી ખાય

"શુ છે ભાઈઓ, કહો તો ખરા!"

"તમે ગઈ પરમ દીનના "મોદીખાનાથી મારસેલ્સ"મા જે સસ્તી ચોપડીઓ અને બીજા વર્ણન કર્યા છે તે અમને મહેરબાની કરી દેખાડશો?"

આહ! ત્યારે આ કાઈ બરડાની ભેવડ થવાની વાત નથી, આ તો મહેતાજીની સોટીનો ચમચમાટ છે બદાના રૂખસાર ઉપર સતોષની સુરખી પ્રગટી નીકળી

"પધારો, સાહેબો, ભલે પધારો જે મારી પાસે છે તે આપની સેવામાં હાજર છે"

સઘળું લાહુલશકર ઉપર આવ્યું અને ચોપડીઓ આમ તેમ ફેરવીને જોઈ. પોતપોતામા મસલહત કીધી અને મોટી જાડી કેતાબોની પાચ ને છ આના કીમત જાણીને બહુ ઓચબો પામ્યા. હું મનથી મગન થયો કે વારૂં લખાણબાજીનાબી આવડા પ્રતાપ છે! પણ હજી તો મોહોડા ઉપરથી રમુજનો રણકો ઉડી ગયો નથી એટલા બીજી સ્વારી આવી પહોચી.

"સાહેબ, તમે પેલા છ શીલીગ ફેટો એનલાર્જમેંટ વીષે લખો છો તે જરા દેખાડશો?"

અંહ! વાત-જરા ગરમ પડવા માડી ખરી-પણ કાઇ નહીં-ભલા કર ભલા હોગા—"જુઓ ભાઇ, આ રહયા" આમ કહી મારૂં પોતાનુ કમીનુ એનલાર્જમેંટ આગાળ ધર્યું, પરીક્ષક ભાઇએ તે આઘેથી જોયુ, પાસેથી જોયું, આખ ચુચી કરી જોયું, અને હકીરની મુર્તીને પોતાના કલ્પના મંદીરમા મરડી મચડી નાખી. તેઓએ ભાવ પુછયા, ઠેકાણા પુછયા અને વીદાય થયા પણ સબુર કરોજી, હજી તો ધાડ આવે છે. ટપાલ ખોલ્યો તો બાર કાગળો આવેલા કે 'પીક કપનીનું નામ ઠામ આપજો, પૈસા કેમ વાળવા તે લખજો, શું મંગાવવું તે વર્ણવજો, ખપશે કે નહી તેનુ મત આપજો, ચોપડીઓનું લીસ્ટ મોકલજો, માહેથી કવીતાની ટીપ જુદી આપજો,' ઇત્યાદી ઈત્યાદી ઇત્યાદી. બહારગામથી આમ લખે તે તો વારૂં સમજ્યા. પણ કેટલાક સાહેબો તો મુંબઇથી

બેઠા બેઠા ટપાલમા ચચાર પાના ભરી વીગતો લખી માગે છે તે લોકને નમનતાઇ સાથ જણાવુ છું કે શેઠીયાઓરે, આમ જો સર્વેને કાગળના વીગતવાર જવાબ લખવા બેશું તો કાલનું કાલ પાછું વીસબાડન જવું પડે તેનો કાઇ વીચાર કીધો! જુઓ આવા કાગળો માહેનો એકજ નમુનો તમારી ખીદમતગારીમા રજી કરૂં છું જે પરથી જણાશે કે વણ ખાધાની મોર્ચી તે કેવી થતી હશે:—

## અમથી થોડીજ વીગત જોઇયે છે!

તા૦ ૨૭ મી ફેબ્રવારી ૧૯૦૬

**નેકનામ કદરદાન શેઠજી જાહાંગીરજી**
**બેહેરામજી મરઝબાન,**
**જામે જમશેદના માલેક**
**મુંબઇ.**

જત તસ્દી આપું છુ તે માફ કરવી સબબ તમારો અમુલ્ય વખત રોકવા સરખુ છે. તે એ કે આપ સાહેબના જગ જાહેર "જામે" ના તા૦ ૨૪ મી ફેબરવારીના અકમા મુબઇથી મારસેલ્સના અતી રસીલા હેવાલના પીનસની જેલી જામ ઓગાકી બાસેનો ઇસારો આપેલો અને તે બાસે લબાણ આગળ હેવાલ આપ્યો હશે પણ તે સેવકના વાંચવામા આવેલુ નહીં તેથી એ પીનસ

કુ૦નું Full address તથા Fleet streetના કીગ કુ૦ બુકસેલરનું Full addressની નવાજેશ કરશો તો બહુ મોટો ઉપકાર થશે.

બીજું શેઠજી એ કુંપનીઓપર **નાણાં શી તરે વાળવાં** એકદમ મોકલવા કે અરધા આગળ ને અરધા માલ મળેથી ને તે **શી તરે કોઈ એંકના ચેકથી કે કોઈ વેપારીની પેઢીની હુંડીથી?**

જેમ તમો સાહેબે બુકના ૧ શેટના રોકડા આપ્યા તેથી આગબોટપર માલ તેમાજ ચડાવી આપ્યો તેમ કરવુ બેતર ને કીફાયત પડશે તેમ કરવું કે **શી તરે.** બીજુ એક આખો સટ ૪૬૦ બુકોનો આવે છે પણ તેમા કઈ કઇ ચોપડીઓ છે. એટલે **કયા કયા** Authors ની તે જાણવાની જરૂર છે. જો આપ પાસે Catalogue હોય તે મોકલવાની મેહેર કરશો તો તરત પાછી વાળશ.

બીજુ ૪૬૦ ચોપડીઓનો એક શટ છે તેમા Poets વગેરેના works છે પણ જો અમો ૪૬૦ ચોપડીમાથી બધા Poetical works મગાવ્યે જેમ કે ૧૨ Milton ના ૧૨ Dryden ૧૨ Tennyson ૧૨ Pope ૧૨ Coleridge ૧૨ Shakspere ૧૨ Cowper **તો તે મોકલે**

**કે નહી** કે Set જ મગાવવો જોઇએ તે મહેર-બાની કરીને ખુલાસો કરશો તો મોટો ઉપકાર થશેજી ને એવાજ works ના સારી બાઈંડીંગ-વાળી ચોપડીઓ બાજે આપ લખો છો તે અરધે દશ આનાને ભાવે મળશે તો તેનોબી સટજ **આવશે કે મગાવયે તે સટ મોકલશે** એના Catalogue મા ખુલાસો હોય તો જરૂર Catalogue મોકલજોજી

તેજ પ્રનાણે Oilman stores બાબે "પીન્સ" ની કુા૦ વાળાપર લીસ્ટ **મોકલવુ કે કાંઈ ચોકસ રકમ મોકલવી** કે તેમા તે બધુ નમુના તરીકે મોકલી આપશે તેમા તેના મેકરની જેમ Huntly Palmer, Peak Frean બી-સકોટોના ડબ્બા આવે છે તેવી બીસકોટોના ડબ-બાબી મગાવ્યા હોય તો પોતાની બનાવટની **બીસકોટોના ડબા બી મોકલે કે કેમ તે** પણ જણાવજોજી

ખણીજ તસ્દી છે આપ કહેશો કે હાથ આપતા પોચાને વળગો છો પણ લાચારીએ આ તસ્દી આપને મોટા મનના જાણીને આપી છે તે માફ કરશોજી એ બેઉ કુા૦ ના Catalogue હશે તો તે મોકલશો તો અમો તેમાથી જાણી શકશુ કે

આપને વધુ તસ્દીજ નહી. અમારો વીચાર છે એ બેઉ ક્રુ૦ ના માલ મંગાવી સેહેજ નફે વેચવા લાખની પાન.

તસ્દી માફ કરશોજી

લા૦ દુવાગો સેવક,

.... .... ....

ફક્ત હાથ આપતા પોચો! આગળુ આપતા પોચો, માથું, પેટ, પગ સઘળુ ઝીલાઇ ગયુ. પણ હવે એ રડાકુટો છોડી આગળ ચાલ્યે

તમે દરરોજ દર દોસ્તદારોને ચીઠી ચીઠ્ઠા લખો છો અને જરી કસબના શાદીના કાર્ડો અને ગીલી લગાડ-નારા ક્રીસ્ટમસ કાર્ડો મોકલો છો પણ કોઇ દહાડે તમારા જીવ સાથે એવો સવાલ કીધો છે કે એ સઘળા કયાંથી આવતા હશે અને કેમ બનતા હશે? દરરોજ ફક્ત મુબઇનાજ વર્તમાનપત્રો માટે હજારો ટન લીલા, પીળા અને ગોલાબી કાગળોમા મસ્કાદાર મીઠી મીઠી વાતો વાચીને તેમા પછવાડેથી લીલો હસ્રવો અને કોઈ-વાર જુના ખાસડા વીંટાળો છો તો જગ્ર જાણવાની ખાએસ તો કરો કે એ કાગળના ઉદયોગ પાછળ કેટલા ક્રોડો મગજો ઝીખાતા હશે અને કેટલા અગજો રોકાતા હશે! લંડનની આસપાસ જોવાજોગ જગ્યાઓમા હુ ઘણી અગત્યની પદવી કાગળ બનાવવાના મહાભારત

કારખાનાઓને આપુ છુ પોણી મુબઇના કાગદીઓને અને લગભગ બધા પ્રેસોને કાગળ પુરા પાડનાર કારખાનાઓ લડનમા બે છે જોન ડીક્નસનની કુપની અને એડવર્ડ લોઈડની કુપનીના નામો એટલા મશહુર છે કે તેઓના કારખાના જોયા વગર પાછુ ફરવુ એ એક પુરાણા છાપાવાળાને માટે સરફ હેમાકાત જેવુ ગણાય જોન ડીક્નસનવાળાઓની કુલ પાચ મીલો છે તે માહેથી એકાદ બેનુ રમુજી વર્ણન હુ મારી યથા શક્તી મુજબ આપીશ

લડનથી ત્રીસેક માઇલના રસ્તા ઉપર હર્ટફર્ડશાયરમા તેમની પાચ મીલો આવેલી છે એમાની સર્વથી જોવાલાયક મીલ જેમા કસ્બી ફીનારીના કાર્ડો અને એનવીલપો વગેરે બને છે અને જેનુ નામ એપસ્લી મીલ છે તે જોતા આ લખનારને એક આખો દીવસ થયો હતો હુ જ્યારે સુમારે બાર વાગે પહોચ્યો ત્યારે મીલની હણહણ કરતી બે ઘોડાની ગાડી સ્ટેશન ઉપર હાજર હતી અને ખુદ મીલ ઉપર ચીફ ડાયરેક્ટર પોતે હાજર રહયા હતા જોન ડીક્નસનની કપનીની કુલ થાપણ લગભગ પોણા કરોડ રૂપીઆની છે તેઓ દર અઠવાડીએ બસો ટન એટલે જે સાડાચાર લાખ રતલ માગજો મ્હાડી શકે છે એપસ્લી મીલમા કોલસાથી ચાલતા બે જબરદસ્ત એનજીનો ઉપરાંત પાણીથી ચાલતા ચાર એનજીનો છે તેઓના કોલસાનો ભડાર

એટલા મોટા છે કે તેના એકીવારે ચાર હજાર ટન કોલસો સમાઈ શકાય આ કોલસો મીલની માહે ખોદેલી નહેરમા સ્ટીમ બાર્જોમા આવે છે અને તેમા એવી કળા કરેલી છે કે જેમ કુવા માહેથી પાણી કહાડવાને રેહેટ ફરે છે તેમ લોહોડાની સ્ટીમથી ચાલતી રેહેટ આ બાર્જની અદર પેસી કોલસો છેક એનજીન રૂમ સુધી લઇ જઇ પોતાની મેળેજ બોઈલરોના નાખે છે એટલે જે, આ તરફ બોઈલરોમા છાતી તોડ મહેનત કરી કોલસાના કડછા મારતા જે સ્ટોકરો આપણે જોઈયે છીએ તેવુ ત્યા કાઇ નથી આ કોલસાની રેહેટ સદા ફરતી રહે છે તે એવી રીતે કે આગના મોહોમા કોલસો રેડીને જમીન તળેથી બાલદીઓ ઠડી થતી થતી પાછી બાર્જમા જાય અને પોતાની મેળેજ કોલસો લઇને બોઈલર ભણી મુસાફરી કરે છે આ પ્રમાણે સેકડો ટન કોલસો બોઇલરોના પેટામા નાખવા છતા ત્યા ફકત એક માણસ આખો દીવસ દેખરેખને માટે હાજર રહે છે પણ આ મીલમા સર્વથી જોનાલાયક ત્યાની કામ કરતી નાની છોકરીઓ છે એપસ્લી મીલમા પુરૂષ કામ દારો ઉપરાત સુમારે એક હજાર ઉપર છોડીઓ કામ કરતી હશે અકેક છોકરી આમા દીવસમા સરાસરી પચાસ હજાર એનવીલપો બનાવે છે આ એનવીલપ બનાવવાના સાચાનુ વર્ણન કરવુ યા સનજાનનુ એ એક આફત જેવી બીના છ. એક બાજુ કાગળનો ઢગ

અને બીજી બાજુથી તૈયાર વાળેલુ, સરસ લગાડેલુ એનવીલપ જોઈ લેવુ આ એનવીલપ એક પછી એ મુસાફરી કરતુ સેનટના ઢગ આગળ જાય છે ત્યાં જાણે એકાદ સ્પેશીયલ ટ્રેન એનવીલપ કાગળની બનાવેલી દોડતી હોય એવો ખ્યાલ ભેજામા ઉત્પન્ન થાય છે હુ ધારૂ છુ કે આ છોડીઓને તેઓના કામ પ્રમાણે દામ મળતુ હશે, કારણ કે તેઓ પોતાના કામમાં નીચી મુ ડીએ એવી મશગુલ રહે છે કે આપણી તરફ આખીને જોવાનીબી તસ્દી લેતી નથી, બલકે તેમ કરવાની તેઓને ફુરસુદજ નથી આ છોડીઓના કામ કરવાના દીવાન ખાનાનુ એક ચીત્ર પાશે આપવાની રજા લઉં છુ

આ મીલના કામદારો અને તેમના છોકરા છોકરીઓ સુખી અને ખુશાલ રહે અને પોતાની માનીતી મીલોને વળગી રહે તેમા હુ નવાઈ જોતો નથી કારણ કે આ કામદારોને ખુશાલ રાખવા માટે તથા પોતા તરફ ખેચી રાખવા માટે મીલના ધણીઓ વખાણવાજોગ કાળજી બતાવે છે દાખલા તરીકે ક્રોકસ્લી મીલમા પહેલા તો એક ફાયર બ્રીગેડ સ્થાપવામા આવી છે કામ ખવાસ થયુ કે કામદારો તથા તેમના બચ્ચાઓ માટે એક બેન્ડ સ્થાપ્યુ છે, જે બેન્ડના વગાડનારાઓબી મીલના કામદારોજ છે પણ વાજીત્ર વગેરેનો સઘળો ખર્ચ મીલનાથી થાય છે એટલુજ નહીં પણ મીલની

થાપણમાથી ચોકકસ રકમ દર વરસે જુદી કહાડી તેમાથી નાના સ્વચ્છ પણ કુશાદે મકાનો બાધવામા આવે છે અને તે મકાનો મીલના કામદારોને ઘણાજ કીફાયત ભાવે ભાડે આપવામા આવે છે આવી રીતે મીલની પડોશમા સુમારે એકસો બગલાઓએ અથાગ જમીન રોકી છે અને ત્યા વસ્તા મેહેનતુ પણ ગરીબ કામદારો પોતાના શેઠોને દુવા દે છે. એક પુરૂપ પરણેલા હોય અથવા પરણવા ઈચ્છે તો તેની બાયડી છોકરા વગેરે સઘળા મીલમાજ સમાઈ જાય છે એટલે જે મીલમા ખાલી પડતી જગ્યાઓઓ ઉપર તેમનો પહેલો હક ગણવામા આવે છે આ લીધે બને છે એવુ કે મીલના એક ખાતામા બાપ, મા, બેટી તથા બેટાઓ સાથે કામ કરતા ઘણીવાર જણાય છે કોઇબી કામદાર કાગળની બનાવટના સુધારા માટે, બચાવ માટે અથવા ઉદયોગને ફાયદો થાય એવુ કાઇબી શોધી કહાડવા માટે કાઇબી સુચના કરે તો તે માટે મોટા ઈનામો દેવાલે દેવાલ ડાયરેકટરોએ ચોટાડયા છે વળી મીલમા કામ કરતા નાના છોકરાઓને પણ વીસારવામા આવ્યા નથી. છોડીઓ માટે સીવવાના વર્ગો, રાધવાના વર્ગો, નર્સીગના વર્ગો, અને વેતરવાના વર્ગો માટે જુદી જુદી માસ્તરણો રાખી છે, તેમજ છોકરાઓને સુથારનુ કામ, કોતરકામ, કાગળ બનાવવાનો ઉદયોગ, વીજળીની વીદ્યાના મુફત કલાસો મીલને ખર્ચે ચાલે છે પણ જ્યા

જુવો ત્યાં કામ કામ અને કામજ નથી. છોકરીની જાત એટલે જરા નાચ્યા વગર તો ચાલે નહીં. એટલા માટે તેઓને માટે ડાનસીંગ ક્લાસીસ કહાડયા છે અને ઘણું ખાઇને ગીદદર બનેલી પોરીઓ માટે કસરતશાળા પણ સ્ત્રી શીક્ષકોને હસ્તક ઉઘાડી છે. બેહેસ્તીઓનો જીવ સફ્ખે જાય છે, કારણ કે મીલની બહાર કમપાઉંડમાં અઠવાડયામાં બે વાર બેંડ વાગે છે, જ્યાં છોડા છોડીઓ એક બીજા સાથ ભેળાઇને નાચી નાચીને થાકે છે. પણ હજી આગળ ચાલો. આ પરોપકારી કારખાનાવાળાઓ પોતાના કામદારોના સુખ અર્થે એક પળ જંપીને બેસ્તા નથી. તેઓને રીઝવવા નાટક મંડળી, કીકેટ કલબ, રાઇફલ કલબ વગેરે સ્થાપ્યાં છે. હવે કહો કે આવા સમજદાર, દયાળુ દાઝવાળા માલેકોની નોકરીમાંથી જવાનું કોણ પસંદ કરે? આપણી તરફ મીલ મજુરોના પરસેવાપર ડુંબા બનીને ફાટી જતા મીલ માલેકોએ પોતાના કંગાળ કામદારોના સુખને માટેનું આ માંહેનું એક સોનું પગલું પણ ભર્યું છે? મુંબઇની મીલનો કામદાર મરે કે જીવે તેને માટે કોઇને કંઈ પણ દાઝ છે? નહીં. અહીં તો ગણત્રી એટલાપરજ આવી અટકી છે કે એમને મારો ગરદન, એમની કાયાનું નખોદ થાય તો ભલે, પણ આપણી હજારોની માસીક ઉપજમાં એક પૈનો પણ ખાડો આવવો ન જોઈયે

---



જાન ડીકનસનની એપસની મીલ આનવીસોપ ખાતું.




## પ્રકરણ ૧૮ મું.

"ઓ સંયમ, ધીરે–ધીરે–ધીરે–ધીરે
રખે ભાંગે ખ્વાબીઓ પૈવાં - તું."

કાંઈ વાત! ધીર શાની ને વીર શાની. કાગળની મીલોમા કામદાર દુકતીઓ નીચી ડોકીએ સારો દીવસ કામ કરીને પોતાના માતપીતાને ઘર ખરચમા મદદ લાગે અને ન કમાય તો ભુખા સુવો. અહીં કાઇ બાવા લાડ-કીઓના મામલા નથી. આપણા ગુલઝાર મુંબઇ શેહેરમા સુવારના પોહોરમા ગરમ આતશ જેવી રંગદાર ને પમરતી ચાહ આવે ત્યારે બાવીસ વરસની બાઇ સાહેબ અવાચી ખાઈને છતર પલગપરથી ઉઠશે—તેબી શા સારૂ—નહીં કે કામે જવાનો વખત થઇ જશે અને રોજીમા ખલલ પડશે ને માટે—ના—ના—એ છુટડીઓ સાડા સાત વાગતામા છલગ મારીને ઉઠશે ખરી, પણ તે રખે ચાહ ઠંડી પડી જાય તે માટે! પણ ઇગ્લંડ તરફની હુવાજ જુદી છે. તાહા તો ગુસારો લાવો નો મસાલો ખાવો, નહીં તો પેટે ગાસનો પુળો બાધીને પોઢી જાવો. મારા ગયા પ્રકરણમા મે કબુલાત આપી હતી કે, જોન ડીકનસનની મીલોમા આનવીલોપ બનાવતી છોડીઓનુ ચીત્ર આપીશ તે કબુલાત અત્રે પાળું છુ.

આ છોડીઓ લગભગ આઠ કલાક મેહેનત કરે

અને તે છતા કેવી! યા દાદાર! આપણી તરફની કાવલી સીલ્લાઓ અને સુનાઓ, આજે મરે તો કાલે બે દહાડા થાય એવી હીલ્લાઓ અને પીલ્લાઓ, ખલીર કાગડા ઉંચકી જાય એવી ધનમાયો ને આલામાયો, જરા વાચો ને ખ્યાલ કરો. આ પચાસ હજાર આનવીલેપ રોજના બનાવતી એકેકી સોળથી અઢાર વરસની પોરીઓની હાથની કાડી જુવો તો ખરા. પેશુ પેપરમીટોને એક છાપટ મારીને ઉરાડી નાખે, જો પાટીઆની લોય ઉપર ચાલે તો આખો માળ ધમધમાવી મુકે. કામપરથી છુટે ને રસ્તામા ચાલી જાય તો નરી બરછા વાગણ'

પણ જવા દયોની, બળાપો કીધામા સાર શુ છે? જે ચીજ બનવાના આપણા દેશમા ચાન્સ નહી તે ઉપર પાથરણાકુટણ કીધામા હાસલ શી! થોડુ ક ઉપરજ 'જામે જનશેદ' મા સીવાઈના રોદરા અને દરજીના દરોરાનુ હૈયાફુટુ વર્ણન આવ્યુ હતુ, એટલે આપણા ગામની સ્ત્રીઓ પોતાના ભથારો અને માત પીતાને સસાર ચલાવવામા મદદગાર થઈ પડે એવા ખ્યાલ ઉપર સેનકે સેવટનો પુરો મુકયો છે આ 'જામે જમશેદ' જે ગુલાબી કાગળ ઉપર છપાય છે તે સપ લાઇ કરનારા નામાકોન એડવર્ડ લોઈડની પેહેડીવાળાઓને જ્યારે ખબર મળી કે ફુલીસકેપ અને કાર્ડ બનાવનાના કારખાના હુ જોઈ આવ્યો છુ ત્યારે તેઓએ મને આગ્રહથી ખાસ આમત્રણ મોકલ્યુ કે તેઓનુ સીટી-

બોર્ન ખાનેનું રાક્ષશી કાગળ બનાવવાનું કારખાનું જોયા વગર જવું નહીં. મારે પણ તે જોવુંજ હતું, કારણ કે મારૂં પ્યારૂં 'જામે' ત્યા પેપર આકારે કેમ બનતુ હશે તે જાણવાની મારી હોશ પહેલાથીજ હતી. સીટીંગબોર્નનું કાગળનું કારખાનું એક કારખાનુ નહી પણ નાનું જેવું શેહેર છે. જ્યારે હુ કહીશ કે આ મીલમાંથી દર અઠવાડીયે લગભગ ૧૦૦૦ ટન કાગળ નીકળે છે ત્યારે તમે તેના વીસ્તારનો કાંઈએક ખ્યાલ કરી શકશો. લંડનના ઉચકલા પત્રો જેઓની દરરોજ સવારના ૩ થી ૪ લાખ નકલો ખપે છે તેઓ માટે, તથા હાર્મસટનનું નવું પત્ર "ડેલી મેલ" જેની દરરોજની ૧૦ લાખ કોપી ખપે છે તે માટે, તેમજ પોતાનુ અઠવાડીક પત્ર "લોઇડસ વીકલી" જેની ૧૩ લાખ કોપી ખપે છે તે સઘળા માટે આ જંગી કાગળનુ કારખાનું ખોરાક પુરો પાડે છે. કોઇ સવાલ કરશે કે આટલા લખ્ખો પત્રોની નકલ માટે કાગળ બનાવીને રાખતા કયા હશે અને તેને માટે પેટ ભરતો મસાલો, ચીથરા વગેરે લાવતા ક્યાંથી હશે? એ સઘળાનો ખુલાસો હુ સેહેલમા આપીશ પહેલા તો કાગળ બનાવીને રાખી મેલવાની વાતજ નથી, બલકે તેમ બની શકે એવું છેજ નહી. જો ફક્ત ૮ દીવસનોજ સ્ટોક બનાવીને રાખે તો માઇલ બે માઇલના ગોડાઉનો જોઈયે. ત્યારે કેમ કરતા હશે? સાભળો. કાગળ બનાવવા માટે ચીથરાં તો પરવડે નહી, કારણ કે દેશમા

જેટલા ચીથરા પડે તેટલા વપરાઇ ગયા તો પછી શું આખાને લાગીને આટો કરે? શુ કાગળ બનાવવા માટે લાગક્લાથના તાકા ફાડે? જેટલા વરસ કે બે વરસમા ચીથરા નીકળી શકે એટલામાથી તો એક વર્તમાનપત્રનુ પણ પેટ ન ભરાય એટલે લાચારીએ ચીથરાને પડતા મેલવા પડયા અને કાગળ બનાવનારાઓએ તેને બદલે બીજી જણસો શોધવા માડી ત્યારે જાણવું કે હમણા છાપવાના કાગળોનો મોટો ભાગ "એસપાર્ટો" નામના ઘાસને ગુદીને તેના માવામાથી બનાવવામા આવે છે. બીજો માવો લાકડાના ઘાબમાથી ઉપજાવે છે, જેનું નામ "વુડ પલ્પ" કરી ગમ્યુ છે. હવે આ 'એસપાર્ટો' અથવા 'વુડ પલ્પ' ઈગ્લંડમા મળતા નથી, પણ મોટા જથ્થામા નોર્વેમાં ઉગે છે, એટલે લાઇડ મીલવાળાઓએ નોર્વેમા મોટા મોટા ફારમો ખરીદ કરી ત્યાથી 'એસપાર્ટો' ઘાસની અને 'વુડ પલ્પ'ની ગાસડીઓ મંગાવવી કરી છે. દરરોજ પોતાના ખાસ બારકસોમા ગાસડીઓ આવે કે લાગલી ભીજવવાના ઓરડાઓ ગઇ ત્યા તેને દોહવીને માવો બનાવ્યો કે લાગલોજ ૧૧ પેપર મેકીંગ મશીનો ઉપર તેનું કાગળ બનતુ ચાલ્યુ. જેવું કાગળ બન્યું કે રોલો બારજીસમા ચહડીને લડન આવ્યા. લંડન પહોચતાને વાર છાપવાના મશીનો ઉપર છપાયા, વચાયા કે પાછા કચરાની ટોપલીમા ગયા. એટલે એમ સમજો કે 'એસપાર્ટોની' ૧૦૦૦ ગાસડી સોમવારે સવારના ૧૦

વાગે સીગ્રીંગબેર્નની મીલમાં ખાલી થઇ કે ૧૨ વાગામાં તેનો 'પલ્પ' બન્યો. 'પલ્પ' એટલે માવો, અને ૪ વાગામાં તો તેનું કાગળ બની મંગળવારે સવારના ફ્લીટ સ્ટ્રીટ લંડનમા 'ક્રોનીકલ' ની ઑફીસનાં બારણાં આગળ આવી રહેલો ઉભેલાજ છે. મંગળવારે ૧૨ વાગે બપોરના પહેલું એડીશન પેપર છપાયું કે વંચાઇને સાંજના તો ખુણે પડયું. એટલે નોર્વેથી કાચી ઘાસની ગાંસડી આજે નીકળી તો પરમ દહાડે એ રદ્દ થયલાં જુના ન્યુસપેપર તરીકે ઇંગ્રેજી વેહુરાણીઓને હાથ ગયનું જાણવું. આમ છે ત્યારે ગોડાઉનને શું આગ લગાડે! ગોડાઉનમા ભરી મુક્વા જેટલી ફુરસુદજ હોય કોણને? કુદરતી રીતેજ મારા મનમા સવાલ ઉઠયો કે કદાચને કંઇ સંજોગાથી નોરવેથી એસપાર્ટો ઘાસની કાચી ગાંસડીઓ આવતી અટકી પડી તો? શું લંડનમાં તે દીવસે વાચવાના વર્તમાન પત્રો નાહીં મળે? અરે યારો, વર્તમાનપત્ર વાચવાની લંડનની ભુખનો તમને કંઈજ ખ્યાલ ન હશે. એ લોક કદાપી બે વારનું ખાધા વગર રહે પણ વર્તમાનપત્ર ન હોય તો હું ધારૂં છું કે ફ્લીટ સ્ટ્રીટ અને સ્ટ્રાન્ડની વર્તમાનપત્રોની આફીસો છાપ-રાંથી તળીયા સુધી તોડી પાડે. આ મારી શંકા મેં મારી સાથે ફરતા લોઇડસ કંપનીના વડાને કહી. તેણે હસી હસી જવાબ દીધો કે તમારી ગણત્રી ખરી છે અને એવીજ ગણત્રી અમોએ પણ અગમચેતીથી કરી

રાખી છે. ચાલો આવો, હું તમને બતાવુ. મીલમાથી બાહેર પડયા કે પછવાડે એક જબરદસ્ત ચોગાનમા ઘાસની ૧૦ થી ૧૫ લાખ ગાસડીઓ આસમાન સુધી ચહડાવી મુકેલી. ક્યુ નોર્વેથી આવતો સપલાઇ એક મહીનો સુધીબી અટકી પડે તો આ ગાસડીઓ જવાબ આપે. મે પુછયું કે આ હજારો વારની લબાઇએ પડેલો ડુંગર કેટલીક થાપણ રોકતો હશે?

કાંઈ ઘણો નહીં, સુમારે ૬૦ લાખ રૂપીઆ! આ કાગળ બનાવવાના ૧૧ મશીનો આગળ એકવાર ઉભા તો ત્યાથી ખસવાજ ગમતુ નથી, કારણ કે દર એક મશીન એક મીનીટે લગભગ ૧૫૦ ફીટ લાબુ અને ૧૫ ફીટ પોહોળું કાગળ બનાવેછે એ લોર્ડઙવાળાઓએ એલજીરીયા, સ્પેન વગેરે મોટા મોટા જંગલોમાથી 'એસપાર્ટો' ઘાસ લેગું કરવાના કંટાકટો કીધા છે. તેજ પ્રમાણે ઉત્તર આફ્રીકામા એક જાતની કેળ થાયછે તેનો ઘાબ પણ કાગળ બનાવવાના કામમા આવ્યાથી ત્યા પણ મોટા ફોરેસ્ટો કરી મુકયા છે. એ લોક પોતાની મીલનો ઘણો ભાગ 'વોટર પાવર'થી ચલાવે છે અને હુ જો ભુલતો નહીં હોઉં તો ચોકસ મોસમમા એ લોક પાસ ૧૨૦૦૦ હોર્સ પાવર સુધીનુ બળ મોજુદ છે. 'વુડ પલ્પ' બાર્જેમા નોરવેથી ચોક્કસ રેલવે સ્ટેશન સુધી આવ્યા પછી સીટીંગબોર્ન મીલમા લઇ જવા માટે એ લોકની ખાસ ટ્રેનો છે કોઇ ગણત્રીબાજે એવી ગણત્રી કાગળ ઉપર

મુકી બતાવી છે કે જેટલું કાગળ એડવર્ડ લોઈડવાળા એક વરસમા બનાવે છે તે જો એક વાર ૫નેનું કાપી કાઢ્યું હોય તો ચંદ્રમા સુધી જઇને પાછું આવે એટલી લંબાઈ થાય. પોતાની મીલમા બનતા કાગળથી તેઓ લંડન અને ઈંડીયાની માગણીને પુરા પડી શકતા નથી અને પોતાના કંટ્રાકટો અદા કરવા માટે તેઓ લગભગ ૧ લાખ ટન કાગળ બીજી મીલોનું વેચાતું લીયે છે.

---

## પ્રકરણ—૧૯ મુ.

હવે લખાણબાજીની નાવડી કીનારે આવતી જાય છે. લંડનના ખુણેખુણા જોઇ વળ્યા છીયે એટલે હવે એ પરીયાના માળાને, પાપના ભંડારને, ઉદયોગના સાગરને, અને ચતુરાઇના ચોકને છેલ્લી રામ રામ કીધા અગાઉ થોડી ઘણી ઉટકી ચુટકી નોધો ટપકાવી લઇશ કે જેથી મારૂં વર્ણન સંપુર્ણ કહેવાય એકાદ આગલા પ્રકરણમા 'ટાવર બ્રીડજ'નો મેં જે હેવાલ ચીત્ર સાથે આપ્યો છે તેવુંજ એક બીજું મહાભારત ઇન્જનેરી કામ "બલાક્વાલ ટનલ" કરી છે. લંડનમા જગાની મારામાર એટલે ટેમ્સ નદીની તળે રસ્તો કોતરી કહાડી ત્યાથી ગાડીઓ આવજા કરે એ પણ આ જમાનાની એક કરામત છે. નીચે 'બસ' દોડે અને ઉપર સ્ટીમરો ચાલે! આ ટનલ બાધવી ૧૮૯૨ મા શરૂ કરી અને તે

માતૃશ્રી રાણી વીકટોરીયાને નામે પ્રીન્સ ઓફ વેલ્સે ૧૮૯૭ મા ખુલ્લી મુકી એટલે પાચ વરસે આ ગંજાવર કામ પુરૂં થયું. અગાઉ ટેમ્સ નદીની પેલે પાર જવા માટે હોડીઓ અને પડાઉઓ કામ લાગતા હતા, તે હવે એકત્ર થઇ એક દેશ થઇ ગયો છે આ ટનલ માહેથી ૨૩ ફીટ પોહોળી છે અને સામસામી બે મોટી ગાડીઓ આસાનીથી પસાર થઇ શકે છે જોયા વગર આ મહાભાગ્ત બાધકામનો ખ્યાલ ન આવે આપણા એક હાડામા જરા કાણુ પડયુ હોય તો તર તર માહેથી પાણી ગળી પડે અને રેવણ દેતા હાકયે, તો આ તો માથાપર આખો સમુદ્ર પડયો છે ને તોય નીચે એક ટીપું જણાતુ નથી હુ જ્યારે 'બસ'ના ટોપ ઉપર બેસી આ ટનલમાથી હાકી ગયો ત્યારે મને અનેકવાર વીચાર આવ્યો કે કદાચને આ ટનલના ટોપ માહેથી સુમારે દશેક ફીટનો કકડો ભાગીને માહે પડે તો! ઓ બાપજી! તેનો ખ્યાલજ કરવો ભયંકર છે. આ ટનલ છ હજાર બસો ફીટ લાબી છે. અકસ્માત બચાવવા થકી પાઉપ્યાદાઓને માટે બને બાજુએ ફુટપાથ રાખ્યા છે. આખે રસ્તે દીસાદીસ ઇલેકટ્રીક લાઇટો રાખી છે અને માહેની દેવાલ ઉપર ગલેઝડ સફેદ ટાઈલ્સ જડયા છે કે ભીનાસ ન થાય અને વીજળીની બતીની ઝળે મારે. પણ ૯ હજાર ફીટની પાણી નીચેની ટનલમા બફાઇ મરીએ તો? તેનો પણ ઉપાય કીધો છે

કોઈ જાણીતા બેંકર અથવા વેપારી મારફત તે જોવાની રજા સેહેલાઈથી મળી શકે છે એકેક ગેલેરી ૯૦ ફીટ પોહોળી અને ૬૦૦ ફીટ લાંબી છે અને તેમા ૫૦૦ તાર મોકલનાના સચાઓ અને ૫૦૦ કલાર્ક બેસાડેલા છે નીચે ભોયરામા ચાર સ્ટીમ એનજીનો ૫૦ ઘોડાના બળના ચાલે છે, જેની મદદથી લંડનના જુદા જુદા ભાગોમા ન્યુમેટીક ટયુબ મારફતે તારના સંદેશાઓ મોકલી શકાય છે ગણત્રી કરવામા આવી છે કે એક વરસના અરસામા ૮॥ કરોડ તારો આ આફીસ રવાના કરે છે

જેમ ટેલીગ્રાફની સગવડ તેવીજ ટેલીફોનની સગવડ મોહોટલે મોહોટલે અને ખુણે ખુણે ટેલીફોનના સ્ટાંડ ઉભા કીધેલા ત્રણ મીનીટ વાત કરવાની ત્રણ પેન્સ પણ એટલુજ કરીને લંડનવાસી ધરાયા નથી હવે તો પેરીસ સાથે પણ ખુદ ટેલીફોનથી વાત થઈ શકે છે ઉપલી બે લીટીઓથી કદાચ મારા લખવાનો પુર સ્વાદ સાધારણ વાચકને ઉતરી જશે નહી તેથી એક મીશાલ સમજાઉં છુ જાણો કે મારી બેઠક લંડનના સીટીમાં એકાદ આફીસમા છે અને મારે પેરીસમા એટલે જે ફ્રાસ દેશમા ખાસ ઇંગ્લીશ ચેનલ ઓળગીને સેંકડો માઇલ દુર કોઈ બીજી પેહેડી સાથે કામ છે તો કાગળ મોકલવાની કે તાર કરવાની કશી જરૂર નથી ફકત ટેલીફોનમા તે ધણીને બોલાવ્યાથી લંડનમાં એક ગમ અને પેરીસમા બીજી ગમ ઉભા ઉભા પેટ

ભરીને વાત થશે. તાર અને ટેલીફોન તો થયું. હવે નાનાં નાનાં બોચકાં જગેજગ પહોંચાડવાની સગવડનો કાંઇક ખ્યાલ આપું છું. ત્યાં સંખ્યાબંધ કંપનીઓએ દરેક ગલીએ ગલી પોતાની નાની આફીસો રાખી છે. આ માહેલી તમારાં ઘરની નજદીકમાં જે આફીસ મળે ત્યાં જાઓ, તમારૂં પારસલ ત્યાં આપો અને ૩ પેન્સ આપો કે ૪ રતલના બોજા સુધીનું પારસલ કોટથી પરેલ સુધી પહોંચાડી આપશે. પણ તમો આળસુના પાદશાહ હોવો અને નજદીકની દુકાન સુધીબી જવાની આળસાઇ આવતી હોય તો તમારા ઘરનાં આંગણામાં O. P. એવા બે અક્ષરો દેખાય એમ લખીને ઓટલાપર ટાંગવા કે ઉપલી કંપનીઓના હજારો જતા આવતાં ગાડાં ઉભાં રહીને તમારૂં પારસલ ઘર બેઠા ઉપાડી જશે. આ બધું તો સમજ પડે એવું છે અને ચંદરોઝમાં આપણા તરફબી, ૨૦૦—૩૦૦ વરસમા અમલમાં આવશે. પણ એક બીજું કૌતક એવું છે કે જે કોઇ દહાડેબી આ અભાગયા દેશમાં દાખલ થાય એવા ચીન્હો જણાતાં નથી. એ નવી નવાઇ લેડી—ભોમ્યાની છે. ૧૮૮૮ માં એક બાનુઓની કલબ એવી સ્થાપવામાં આવી છે કે એમાથી લંડનના જુદા જુદા દેખાવો દેખાડવાને માટે, જુદી જુદી ભાષાના દુભાશ્યા તરીકે, મુસાફરી કરવાના કમપેન્યન તરીકે અને બાનુઓને દુકાનોમાં ખરીદીમાં મદદ કરવા માટે, સ્ત્રી—મદદનીશો ઘણી થોડી

ફીમા પુરી પાડે છે. એટલુંજ નહીં પણ આ બાનુઓની સોસાયટી, બોર્ડીંગ હાઉસ કયા કયા આવ્યા છે તેની નોંધ રાખે છે. અગાઉથી હોટેલો સાથે ઓરડાના બંદોબસ્ત કરે છે, રેલવેની ટીકીટો મેળવી તમારી સીટો રીઝર્વડ કરાવે છે આવી એક સોહામણી દુભાશ્યાની ફી એક દીવસની પાચ શીલીંગ.

આએ વીષય પોસ્ટ આફીસોને લગતીજ થોડીક સતરોથી પુરો કરીશ આ ખાતાના આકડા એવા તો જબરદસ્ત છે કે કદાપી તે માનવાને કોઇ ના પાડશે. પણ હુ એ આકડા સત્તાવાર રીતે મેળવી શકયો છુ અને તેમા જરાબી અતીશયોકતી નથી ૧૮૯૯ના સાલમા કુલ ગ્રેટબ્રીટનમા સઘળા મળી બે અબજ ૮૯ કરોડ કાગલો વહેચવામા આવ્યા હતા. એ કાગલો ઉપરાત ૮૫ કરોડ બુક પોસ્ટ અને ન્યુસપેપરોના પારસલો હતા અને તે ઉપરાત તેજ વરસમા ૩૮ કરોડ પોસ્ટ કાર્ડ વહેચાયા હતા મેહેરબાન મીત્રો, કાગળો, ન્યુસપેપર, પારસલો અને પોસ્ટ કાર્ડો મળી કેટલી સખ્યા થઇ, તેનો કાઇ વીચાર કીધો? એજ સાલમા એજ ઉમદા પોસ્ટ આફીસે ૭ કરોડ પારસલો ગ્રેટબ્રીટનથી બહાર મોકલ્યા હતા અને એજ સાલમા ૪૨ કરોડ રૂપીઆના મનીઆરડરો ઈશયુ કર્યા હતા. વળી એજ પોસ્ટ આફીસની સેવીંગસ બેકમાં ૧ અબજ ૨૦ કરોડ રૂપીઆ લોકના ડીપાઝીટ છે અને એજ ઇગ્રેજી પોસ્ટ આફી-

સનો એજ સાલનો નફો ૪॥ કરોડ રૂપીઆનો છે. બીલડીંગ ઘણી નાની છે—ફક્ત ઉપર ૬૦ લાખ રૂપીઆનો ખરચ થયો હતો.

---

## પ્રકરણ ૨૪ મું.

લંડન—આહ!—લંડન—તને છોડવાનો વખત પાસે આવતો જાય છે તેમ માથે કેવી મધુરી ઘેંણ ચહડે છે! ખરા લંડનમા ૧૦૦૦૦ મોહોલ્લા છે, જે જો લીટીબંધ જોડી નાખ્યા હોય તો ત્રણ હજાર માઇલ લાંબા થાય આખા શહેરમા છ લાખ નો મસ ઘરો છે. તેમા એ ધર્મી સકર્મીઓ પંદરસો દેવળો, પરહેજી કરનારાઓના પેટપર ધાડ આવવા સારૂ ૭૫૦૦ પીઠા, ૧૭૦૦ કાફી હાઉસો અને ૫૦૦ હોટેલો છે ખુદ લંડન શહેરની કારસાજી એક કાઉંટી કૌન્સીલના હાથમા છે અને તેનો ખરચ દર સાલ વીસ કરોડ રૂપીઆનો છે. અને દેવું છાસઠ કરોડ રૂપીઆનુ ગણવામા આવે છે

લંડનના મ્યુનીસીપાલીટીને લગતા સાહાસમા સર્વેથી મહાભારત કામ જોવુ હોય તો તેની ગટર છે. આ ડ્રેનેજ કળા ઉપર શુ ખરચ થયો હશે તેનો કાંઇ ખ્યાલ છે? ૧૦ કરોડ રૂપીઆ! આ ડ્રેનેજ ૮૭॥ મૈલ લાંબી છે અને તે માહેથી દર સાલ ૯ કરોડ ટન મેલુ પસાર થઇ ટેમ્સ નદીના મુખરા આગળ જાય છે જ્યા

તે રસાયણ પ્રયોગથી સફા થઈને બેમાલમ થાય છે. આ મ્યુનીસીપાલીટીએ હાથ ધરેલા કામો કેવા જંગી છે તેનો ખ્યાલ આપવા માટે હું થોડાક આંકડા નીચે આપું છુ. બ્લાક્વોલ ટનલ ઉઘાડી તેપર દોઢ કરોડ ખરચી કહાડયા ગ્રીનીચ આગળ એક નવી ટનલ બાંધે છે તે ઉપર ખરચના ચાર કરોડ જુદા કહાડયા છે. હાસ્ટોર્ન નામના જીલ્લામા ઘરો તોડી પાડીને તે જીલ્લાને મોકળો કરવાને છેલ્લા વરસમા કાઉન્સીલે છ કરોડ રૂપીઆની પરવાનગી આપી છે બેથનલગ્રીન જીલ્લામા ઘરો તોડી પાડયા એટલે ત્યાના ગ્હીરોને માટે મ્યુનીસીપાલીટીએ ઘણાજ ખુબસુરત મકાનો બધાવી ૪૦૦૦ લોકને વસાવી દીધા છે અને તે ઉપર કરોડ રૂપીઆ ખુશીથી પગાર કીધો છે. પણ હજી એથી આગળ ચાલો એજ મ્યુનીસીપાલીટી દર સાલ સાહાઠ લાખ રૂપીઆને ખરચે પાચ મેડહાઉસો ચાલી રહ્યે છે જેમા કુલ પદર હજાર દેવાનાઓને પુરી મુકેલા છે લંડનની મુખ્ય ટ્રામ લાઇનના માલેક પણ એઓજ છે. તેની વાર્ષીક આવક દોઢ કરોડ રૂપીઆ ગણવામા આવે છે. અને તેમા બાવીસ કરોડ પાસીન્જરો બાર માસમા આવ જા કરે છે હુ જ્યારે મ્યુનીસીપાલીટીના સબધમા લખવા બેઠો છું ત્યારે તો બાકીની વીગતોબી આપી દઇશ ત્યા પાણીની કાર્ગસાજી મ્યુનીસીપાલીટીના હસ્તકમા નથી પણ આઠ ખાનગી કંપનીઓને હસ્તક છે સાહાઠ લાખ માણસોને

દરરોજ પાણી પુરૂં પાડવું એ કાંઈ મશકરીની વાત નથી. દરરોજનું ૨૫૦૦૦૦૦૦ (પચ્ચીસ કરોડ) ગ્યાલન પાણી જોઇયે. આ કંપનીઓને દર સાલ સાડાત્રણ કરોડ રૂપીઆની આવક છે. આખા લંડનમા પાચ મોટી ગેઆસ કંપનીઓ છે અને તેઓ ૩૫૦૦૦૦૦૦૦૦ (પાત્રીસ અબજ) કયુબીક ફીટ ગેઆસ વરસ દહાડે સપલાઇ કરે છે અને તેઓની આવક છ કરોડ રૂપીઆ છે. બધી કરોડનોજ ત્યા હીસાબ છે. ત્યા કાઇ તમારી મુંબઇની પેઠે આણપાણના સરવાળા કરવાના નથી. અહીં તો લાલા લાખ તો ફ્હે સવા લાખ! કેળવણીનું કામબી આ મહાન યોદ્ધાઓએ પોતાને કબજે રાખ્યું છે. કુલ ૪૩૦ મ્યુનીસીપલ સ્કુલોમા સવાપાચ લાખ (!) છોકરાઓ કેળવણી લે છે. તે ઉપરાત ૨૮૦ સાજની સ્કુલો છે અને શાબાશ! લંડનવાસીઓને કે રાધણકળા અને બીજા ઉદયોગો શીખાડવા માટે ૫૯૦ જુદી શાળાઓ છે. આખા લંડનમા કુલ ૯૭૦૦ સર્ટીફીકેટવાળા શીક્ષકો છે.

આ બધું લખી તમારૂ ભેજું કસ્યું તેથી દલગીર છું પણ લંડન છોડવા આગમજ સઘળી બારીક વીગત વર્ણવવાની જરૂર મને લાગી હતી યાદ રાખવું કે લંડનમા રવીવારનો દીવસ મહા પવીત્ર ગણાય છે. તે દહાડો તમામ આસાએશનો છે. કાઇ કામ કરાય નહીં, પણ દારૂ પીવાની અડચણ નથી. તેમા સ્કાટલંડ તો એવું ધર્મી છે કે રવીવારને દીન ધસીને હસાયબી નહીં.

બસ એરંડીઆંનાં ગ્લાસ જેવું વણસાયનું ડાચું રાખવું જોઇએ. રવીવારે નાટક ફાટક બંધ, દુકાનો બંધ, ભઠીઆ-રાની દુકાન બંધ, ફક્ત પીઠાં ઉઘાડાં. એમાં ખોટું શું છે? ધર્મની ધુંઇ ભેજાંમાં જાય તેને તોડવા માટે જરા સ્ટીમ ચહડાવવાની દેખીતી જરૂર છે. ગમે એવો હલકો મજુરડો હશે પણ "પ્લીઝ" વગર વાત નહીં. ફ્રાંસમાં પગે પગ "સીલ વુ પ્લે" એટલે જે 'ઇફ યુ પ્લીઝ' પગલે ને ડગલે સાંભળવામાં આવે છે તેમ લંડ-નમા દર મીનીટે 'પ્લીઝ'નો સાદ સંભળાશે. અગાઉ જરા જરામાં 'બેગ યોર પારડન' કરતા હતા તે રૂઢી હવે નીકળી ગઇ છે અને 'સોરી' શબ્દ ફાશીનમાં આવ્યો છે. રસ્તે ચાલતાં જો જરા કોઈને આંચકી લાગી તો કહેશે "સોરી." જરા જરામાં બચારા 'સોરી' થઇ જાય છે, એવા એ લોક "મેહેનતે દલગીર" છે. ટોપી ઉતારવી એ માનની નીશાન છે ખરી પણ ફક્ત ઓળખાણની લેડી સામે થઈ જાય તોજ ટોપી સાબેત માથાપરથી ક્હાડી નાખવી. પણ જાહેર જગાઓ જેવી કે દુકાનો, કાફેઓ, મ્યુઝીક હૉલો અને મ્યુઝીયમોમાં ટોપી ઉતારવાની જરૂર નથી. લીફ્ટમા ઉપર ચહડતા હો અથવા ઉતરતા હો ત્યારે જો લીફ્ટમાં લેડી હોય તો ટોપી ક્હાડીને હાથમા પકડવાની જરૂર છે. જો તમે મારા મનમાં છે તેવા "ફાશનેબલ" હો તો જાણવું કે વીઝીટ કરવાનો ટાઇમ સાંજના ૪ થી ૬ વાગતાનો છે.

જો મુંબઇથી ઈનટ્રોડક્શનનુ ચીથડુ લઇ ગયા હો તો તેને વાપરવાનો ખરો રસતો એ છે કે તે કાગળ જાતે લઇ જઇને આપણા નામવાળા કાર્ડ સાથે પહોચાડવું. પણ જો મળવા જવાની જગ્યા લાબે હોય તો દરગુઝર ચાહીને એક કાગળ સાથ ટપાલમાબી મોકલશો તો ચાલશે.

અરે બાપુઓ, બધું કરજો પણ નાના બીલ્લ જેવડા ખીસા કાતરૂઓથી સમાલજો. કેવા ગરીબ ગાય જેવા દેખાશે પણ નરા 'વલદ્દે હેલ' છે. બે પોર્યાઓ રસ્તામા રમતા હોય અને એક બીજાને આચકા મારતા હોય તેવામા એક દુક્તો આવીને તમારી સાથ અથડી પડશે અને બોલશે કે 'સોરી' પણ એજ ઘડીએ તમારા ખીસાનુ ઘડીઆળ ગેબ થઇ ગયું હશે તો "સોરી" ખરેખાત થવું પડશે. બીજી જાતનીબી બલા અને આફતો લંડનમા ઘણી છે. કોઈ બાનુ બચારી રસ્તામા ચકરી આવીને પડી ગયલી હોય તો બગલા હજામ થઈને તેની મદદે દોડી જશો ના. ખરેખરી દયા આવે તો પોલીસમેનને બોલાવજો, નહી તો બેસુધ્ધ થઇ જનારી બાનુને દર મહીને ખવાડવાના પૈસા આપતા બરડાની બેવડ વળી જશે. યાદ રાખજો કે એવી બેહોશ થઇ જનારી બીબીના ગરાડ જેવા ભાઇઓ અને ભયારો ગલીને નાકે છુપાઇને તમારા જેવા શેકારોની વાટ જોતાજ ઉભા હશે સારાશ, કે બને ત્યાસુધી કોઇબી અણજાણ્યા સાથ રસ્તામા ભાઇબધી કરવી નહીં. ઈસ્ટ એંડ અને ડાક તરફ રાતના જેમ બને તેમ

નવુ નહી એ મારી પાકી સલાહ છે વળી હલકા મોહોલ્લાઓમા પગેપગ લીલાઉઓ ચાલે છે કોઈ ઠેમાણે મોટા મોટા પીક્ચરો આખના પલકારાના પાણીને મુલે વેચાઇ જતા તમે જોગો, પણ મારૂ નાનજો, એના લીલાઉ ખાનાના જશો ના જો જાઓ તો સાથે કોઇ અનુભવી કાગડાને લઇ જજો જો લડનના કોઈનુ 'એડરેસ' શોધી કહાડવુ હોય તો Kelly's "post office directory" નામનુ ત્રણ હજાર સફાનુ દલદાર પુસ્તક દરેક હોટેલના કે દુકાનમા નળશે તેનાથી જે માગશો તે નળશે લડનના વળી હમણા એક નવુ ફેશન ખોલનામા આવ્યુ છે મોહોલ્લાને નાકે નાકે સીસોડીઓ ટાગી છે તે પકડીને એક વાર સીપટી વગાડી કે એક બ્રુન અને બે વાર વગાડી કે એક હેનસન કેબ તમારી આગળ આવીને ઉભી રહેશે

એક નવાઇ જેવુ બીજુ ખાતુ જે નારી નજરમા ખુચી બેઠુ તે લડનની "ફાઉડલીંગ આસ્પીટલ" છે જે નવા અનતરેલા બાળકોને તેનની ક્રૂર નાતાઓ નાખી જાય તેઓને જીવાડી ઉછેરીને મોટા કરનારૂ આ ખાતુ ૧૭૩૯ ના સાલના કેપટન કોરાગ નાનના એક દયાળુ દીલના ધણીએ સ્થાપ્યુ હતુ પણ ત્યાર પછી તો એ આસ્પીટલની રચના બદલાઇ ગઇ છે હવે કોઈબી માતા પોતાના બાળકને લા આપી આવે તો તે લીધામા આવે છે હાલના આ નવાઇ જેના ખાતાના લગભગ સાડી

પાંચસો બાળકો છે અને તેઓની પાપી માત પીતાઓ તરફથી વરસ દહાડે કુલ ત્રણ લાખ રૂપીઆની આવક ફીના આકારમા મળે છે. આ ખાતું એક આશીર્વાદ છે કે એક જાુત પાપને ઉંચકી રાખનારૂં સાધન છે તે ઉપર હું મત બાંધી શકયો નથી. પણ એવું ખાતું આપણા શેહેરમાં ઉઘાડવાની યોજના થાય તો હું નક્કી સામો થાઉં. આ ખાતું દર સોમવારે વીઝીટરોને માટે ખુલ્લું છે. જો જવું તો આ નાચાર ભુલકાઓ જ્યારે જમવા બેઠા હોય તે ટાકણું સાંધીને જવું—ઘણી ગમત પડશે.

હવે બાવાજી, લંડનનો દમબી આખર થવા આવ્યો છે. મને જાનવર સંગ્રહનો ઘણો શોખ નથી પણ લંડનની 'ઝુ' જોયા વગર ચાલે નહીં. હાથી તો આપણે બચગીથી જોતા આવ્યા છીયે એટલે તેની તો નવાઇ નથી, પણ લંડનવાસીઓ તો આ ગોસ્તના ડુંગરને જોઇને ઘેલા ગાડા થઈ જાય છે. મારો વહાલો હાથીબી બડો નસીબવાન! આખા દહાડામા કોણ જાણે કેટલી બીસકોટ ને પેપરમીટ ખાતો હશે! આ 'ઝુ' જોવાને વરસ દહાડે સાત લાખ વીઝીટરો આવે છે. માહે લગભગ ત્રણ હજાર જાનવરોનો સંગ્રહ છે અને આ બધાં સંગ્રહસ્થાનને જમાડવા અને સાફ રાખવા સારૂં એકસો ગોરા નોકરોને કામે લગાડેલા છે. આ જાનવરોને એવું જમાડવામા આવે છે કે ચુસ્તમા ચુસ્ત મરજાદી પણ ખુશી થાય. ઘોડાના ગોસ્તથી તે ચેરી અને લીલી

દ્રાક્ષના લુગદાઓથી આ નસીબદાર જાનવરોને તર રાખવામા આવે છે. જરા નીચલી ટીપ ઉપર નજર કરો.

| | |
|---|---|
| ઘાસ ૧૪૨ ગાંસડી. | મછી ૪૦૦૦૦ રતલ. |
| ઘઉં ૪૦ મણ. | ખાંડ ૪૫૪ રતલ. |
| ચોખા ૩૦૦ મણ. | દ્રાક્ષ ૧૭૦૦ રતલ |
| પાંઉ ૬૨૮૬. | અંજીર ૧૬૮ રતલ |
| દુધ ૪૭૦૦ બાટલી | લીબીગ એકસ્રાકટ મીટ |
| પ્રીઝર્વ દુધ ૮૦૩ ટીન. | ૫૦ ટીન |
| બીસકીટ ૧૫૦૦ મણ. | પટેટા ૪૦૦ મણ. |
| ઇડાં ૩૦૦૦૦. | કેળાં ૨૦૦૦૦. |
| ઘોડા (કાપવા માટે) ૨૩૪ | ખજુર ૧૫૨૦ રતલ |
| બકરા ૧૮૬. | મોસંબી ૬૩૦૦. |

ખા મારા બાપ! હવે કહો ઝુલોજીકલ ગાર્ડનનાં જાનવર આપણા માહેથી કેટલાકના કરતા નસીબદાર નહીં?

કાઆઆળું મેસ! આ શબ્દ તમે કોઈવાર સાભળ્યો ન હશે. વીઝબાડનની મોહોકાણ તો હું અગાઉ કહી ગયો છું. ત્યા મે અને જુનમા રાતના નવ વાગે સુવા જઇયે તોબી બપોરના ૪ વાગતા જેવું ઉજરડું પડ્ એટલે ઉંઘ કેમે કરી આવે નહીં. વળી સહવારના બે વાગતામા આખ ઉઘડી જાય તો જાણે સહવારના સાત વાગ્યા હોય એમ લાગાઈ જઇયે. સારાંશ કે ત્યા ઉપલા માસમા રાત ફકત બે ત્રણ કલાકનીજ હોય. પણ અકટો-

બર માસમા લંડનમા એથી ઉલટું જ છે. "બ્લેક ફ્રૈગ" જેને કહે છે તે એક વાર ત્યા ચહડી આવ્યો. બપોરના બાર વાગેલા અને એવું અંધકાર કે મોહોલ્લામાની ઇમારતોબી દીસે નહી. સામેથી માણસ કે ગાડી આવતા જણાય નહી. બપોરના બાર વાગે ત્યા બધી મોહોલ્લાની ગેઆસ લાઇટ સળગેલી અને દુકાનો પણ હજારો લાઈટથી કામ ચલાવે. કેબમા બેઠા હોઇયે તો નાકના દાડા આગળ એક બીટ દેખાય નહી. અમથું અધારૂં હોય તો ધુળ નાખી પણ 'ફ્રૈગ' એવો કાળો કે જાણે આપણી આગળ કોઈ વીધવાની કાળી સાડી ધરી હોય. જેમ વીસબાડનમા બે કલાકજ રાત તેમ લંડનમા ચોવીસ કલાકમા ફકત બે કલાકજ ઉજરડું જણાય. બધો મામલો ઢંગ ધડા વગરનો. ઘડીમા તડકો પડે અને ઘડીમા છરછર વરસાદ પડી બધો રસ્તા કીચલથી ભરી નાખે!

આહ! કેમ ભાઇ નીસાસો નાખો છો? લંડન ખલાસ થયુ!—લ ડન—લ ડન-લ-ન-ડ-ન!! સલામ તને છેલ્લી સલામ—વીદયાના સાગર, છેલ્લી સલામ! પાપના ડુ ગર છેલ્લી સલામ હવે આવતો પ્રકરણથી ચાલ્યા પારીસ.

---

## પ્રકરણ—૨૫ મું.

પારીસ! તારા પેદાના કરનારને શું કહેવું જોઇયે! અરે યારો, આ બેહેસ્તખાનાને મારે હું અઢાર વરસનો ગબરૂ જવાન હતો ત્યારથી–પારીસ! એ પારીસ! આહ પારીસ કરી રહયો હતો અને જ્યારે અઠાવન વરસની ઉમરે ખરેખાત જોયું ત્યારે સ્વપના અને સાચમાં કેટલો ફેર! પણ ધીર ધરો હજી પારીસમાં પગ મુકવાને વાર છે. હજુ તો પેડીંગટન સ્ટેશન ઉપર લંડનમાં છુ. એક આંખનો ઝોકો અને ડોવર આવી પહોંચ્યુ. આગળજ મોટી—પહાડ જેવી સ્ટીમર ઉભેલી હતી તેમાં દાખલ થતાં કેટલી વાર? સામાનમાં એક હેંડબેગ અને ઓવરકોટ સીવાય બીજું કાંઇબી લેવાના કસમ ખાધેલા ડેકપર ચહડતાંજ એક અમલદાર બરાડા પાડે કે "ફર્સ્ટ કલાસવાળા જમણીગમ, સેકંડવાળા ડાબીગમ." ચતુર જાત એટલે પાંચ મીનીટમાં સઘળા વગે સગે થઈ ગયા કે લગર ઉપાડ ને ચાલ્યા સડસડાટ કોઇ નીચે ગગડે નહી. સવા કલાકમાં તો ચેનલ પસાર કરી દેવાની એટલે બધાંજ ઉપર બેસી રહેલા. પણ ચેનલ માતાની ધાક દગેરજી બાનુઓને ભારી છે. તેઓનો મોટો ભાગ ઘરથી નીકળતાંજ બીહી મરે છે કે ચેનલ કેમ ઓળગશુ! આ બીક તેઓના માથા ઉપર એટલી તો ગાલેબ

આવે છે કે હજી તો લંગર ઉંચકયું નથી તેટલા કેટલાકો ગળા તાણવા અને કાસ્વા પડી જાય છે. ધીકે ન મુઓ એટલો બીકે મુઓ! હીસ્ટીર્યા—સાત પાણીએ ધોયલો હીસ્ટીર્યા! હું જે સ્ટીમરમા આવ્યો તે ટરબાઇન બોટ હતી એટલે એટલી ઝડપથી પાણી કાપતી હતી કે સ્ટીમરને રોલ થવાને પુરો ટાઇમજ ન મળે. પણ પવનનું જોર ભારી—બહુ ભારી-તે એટલા સુધી કે કઠેરાને મજબુત પકડી રાખ્યા વગર ડેકપર ચાલવા જઇયે તો રતનાગર સાગરની ભેટ લેવી પડે. મારકુટે સવા કલાકમા કેલે આવ્યુ અને સઘળાઓ ધડા ધડ ઉતરી ગયા કે નાકના દાડા આગળજ બીજી ટ્રેન તમારી સેવામા તૈયાર ઉભેલી.

ચાઆઆલો! પારીસ આવ્યા! સીધા ને સીધા દોજ—બેહેસ્ત મુકામે પહોચી ગયા અરે વાચક ખલક! પારીસમા એવુ તો હક્રૂતેખાન, રમખાન, ભરેલું છે, તેમા વીદયા હુન્નરના ભંડાર, શોખના સાગર, શરીરનું સત્યાનાશ અને જોવા લાયક બાબદોનો ચીકાશ એટલો ઉભાઇ જાય છે કે આ નાના કદમા તેનુ વર્ણન આપવું તો કયાથી બને! ખુદ પારીસ શહેરની ચઢતી પડતી અને નવાઇઓનોજ ઇ તેખાબ આવા પાચ પુસ્તકોમા સમાઈ શકાય નહી. માટે આ જે નીચે લખું છું તે મારા ફકત તેર દીવસના પ્રવાસમા એકઠી કરી લીધેલી નોધો છે. એટલે આ લખ્યાથી આખુ પારીસ જોયું એમ

માનવું નહીં. હું તો ધારતો હતો કે ફ્રેંચ સીપાહો જેઓ એકવાર નેપોલીયન બોનાપાર્ટની સરદારી તળે જીતતા જીતતા છેક એશીયા સુધી આવી પહોંચ્યા હતા, જેઓએ એક વાર જર્મની, ઈટાલી અને રશીયા હાથ કીધું હતું તે કોણ જાણે કેવાક સાત ફીટીઆ રાક્ષસો હશે, પણ જ્યારે મેં નજરો નજર તેઓને જોયા ત્યારે હું અચરજ પામ્યો. ઈંગ્રેજી હાઈલેંડર અને મસ ટેટાંવાળો યોર્કશાયર સોલજર ક્યાં અને આ બચારા ખલીર કાગડા જેવી ગરદનવાળા સોલદાદ કયા! નરો બાવળની ગાંઠ ભીસાલ, બટર બીસકાટ જેવો, ચોળો, ચપટો, ખપતો જર્મન સીપાહ ક્યાં ને આ બચારો વાંકી ડોકી રૂ જેવો છોકરવાદી સીપાહ ક્યાં! સોલજરોને બલુ જાકીટ અને કીરમજી પાટલુન પહેરાવેલાં એટલે બાબા લોકનાં રમવાનાં રમકડા જેવા લાગે. ઘણાખરા ઉમરે છોકરવાદી અને ઝીણી ઝીણી મુછવાળા, મોટે ભાગે એક આખે કાચ ઘાલેલા એટલે કોઇબી રીતે ચીવટ લડવૈયા તરીકે તો મારી નજરમા ઉતર્યાજ નહીં. જેના મારેલા નહીં મરે તેના દીઠેલા શું મરે! લેડીઓની પઠે ટાઇટ કમર બાધેલી અને મુછને મીણ લગાડી આંકડા ચહડાવેલા એવા નાજુક દેખાવના આફીસરો 'સાયનટીફીક' લડાઇમા પ્રવીણ હશે પણ હાથો હાથ મુકાબાજીમા કે ખરતલ રગડમા લાબો વખત સુધી ટકી શકે એવું મારા ખ્યાલમાં ઉતરી શકયું નહીં. કદાચ હું

ભુલતોબી હોઉં. પણ જવા દયોની, તેની સાથ આપ-ણને શું કામ છે? આઈનાં સીકોરાં બાઇને ભારી. જ્યારે લડાઇ જાગશે ત્યારે આપો આપ જોઇશું. ફ્રેંચો મુછ-પર તાવ ચહડાવી હમણાબી બોલતા ફરે છે કે જર્મનો ઉપર પાછો દાવ લેવાનો અમારો વખત પાસે ને પાસે આવતોજ જાય છે—તમે જુવો તો ખરા શું કરી બતાવ્યેછ તે—ઇત્યાદી. પણ હાલનો મામલો જોતા, હાલનો જર્મન કદાવર સોલજર જોતા, હાલ તેમનું દ્રવ્ય અને લશકરી કવાયદ જોતા તે વખત અત્યારે ને અત્યારે આવે એવું લાગતું તો નથી.

હું જ્યારે પારીસ ઉતર્યો ત્યારે રાતનો વખત હતો. જોઉંછું શું કે કરોડો વીજળીક બતીઓ ઝળકી રહી છે. લાલ લાલ રૂખસારની પરી જેવી પોટ્ટીઓ હસ્તી હસ્તી અને નાજ નખરા કરતી મોહોલ્લાઓમાથી દોડતી જાય છે! પુરૂષો જાણે કેવાક સંતોષી અને કરોડપતીઓ હોય તેમ પેટ પકડીને ગેલ કરતા અને મોટે મોટે ખડ ખડ હસીને વાત કરતા ચાલ્યા જાય છે. હું તો એમજ સમજ્યો કે મારી બચગીના સ્વપનાઇ પરસ્તાનમા હું આવી પડ્યો છુ. આહ! શું ચાલતીની ચળક, શું ઇમારતોની રોનક, શું બતીની ઝળક, ને શું મરદોની ધમક, શું હસ્વાના ભાવટા, ને આબરૂ ઇજતના વાવટા. જેઓ મને અંગત ઓળખે છે તેઓ એટલુ તો છાતીએ હાથ દઇ કહી શકશે કે હું લગાર સમજનો કોતાહ

અને ભોળો લટાક કદાચ હોઇશ પણ છેક ઓડાની તો નથી. કેમ ખરૂ કેની ? પણ મારી પારીસની પહેલી રાતે મેં મારી સુધ બુધ ખોઇ નાખી એમ મારે પહેલાથીજ કહી દેવું જોઇયે. તાગપોર કે ઈચ્છાપોરથી પહેલ વહેલો મુબઇ આવેલો બોચીઓ પટેલીઓ અહીની વડોદરા રેલવેની આફીસ જોઈને જેન તેને ઈગ્લડના પાદશાહનો મેહેલ સમજે છે તેમ હુ પારીસને પરવરદેગારનું માનીતુ બેહેસ્ત સમજી બેઆખરો બની ગયો કયા જવુ, શુ પુછવુ, કોણને પુછવુ તે કાઇ સુઝે નહી ધમ ધમ કરતી ગાડી આહીથી આવે, મોટોર તાહાથી આવે, ઉપરથી આવે, નીચેથી આવે, જાણે કાઇ સમજ પડે નહી સર્વેથી એક નવાઇ જેવા દેખાવે માર પહેલુ ધ્યાન ખેચ્યુ તેનુ ચીત્ર પાસે આપુ છુ.

આડ હોટેલમા ઉતારો લઈ પેટડાની જરા પુજા કરી બહાર નીકલ્યા તો શુ જોઉં છુ કે મોહોલ્લાઓમા હારે હાર બહાર ફુટપાથ ઉપર ટેબલો માડેલી અને ત્યા હજારો લોક—સ્ત્રી અને પુરૂષ અનેક રીતે મોજમા ચકચુર થઇ રહેલુ જરા પાસેના ચીત્ર ઉપર નજર તો કરો નાની નાની મેજો ઉપર બબ્બે ત્રણ ત્રણના ટોળા બેસ છે કોઇ સીગારેટ સ્મોક કરે છે, કોઇ વર્તમાનપત્રો વાચે છે, કોઈ કાફી પીએ છે, કાઇ બ્રાડી ટપકાવે છે રસ્તો તો જાણે બાપ દાદાનુ ઘર ! આ પ્રમાણે લગભગ અરધી રાત પારીશીયનો બહાર ખુલ્લામા ગુજારે

અને ભોળો ભટાક કદાચ હોઇશ પણ છેક ઓડાની તો નથી. કેમ ખરૂં કેની? પણ મારી પારીસની પહેલી રાતે મેં મારી સુધ બુધ ખોઇ નાખી એમ મારે પહેલાંથીજ કહી દેવું જોઇએ. તારાપોર કે ઈચ્છાપોરથી પહેલ વહેલો મુંબઇ આવેલો બોચીઓ પટેલીઓ અહુીંની વડોદરા રેલવેની આફીસ જોઈને જેમ તેને ઈંગ્લંડના પાદશાહનો મેહેલ સમજે છે તેમ હું પારીસને પરવરદેગારનું માનીતું બેહેસ્ત સમજી બેબાખરો બની ગયો. ક્યાં જવું, શું પુછવું, કોણને પુછવુ તે કાઇ સુઝે નહીં. ધમ ધમ કરતી ગાડી આહુીથી આવે, મોટોર તાહાથી આવે, ઉપરથી આવે, નીચેથી આવે, જાણે કાઇ સમજ પડે નહીં. સર્વેથી એક નવાઇ જેવા દેખાવે મારૂં પહેલું ધ્યાન ખેંચ્યું તેનુ ચીત્ર પાસે આપું છું.

ગ્રાંડ હોટેલમા ઉતારો લઈ પેટડાની જરા પુંજા કરી બહાર નીકળ્યા તો શું જોઉં છુ કે મોહોલ્લાઓમાં હારો હાર બાહાર ફુટપાથ ઉપર ટેબલો માડેલી અને ત્યા હજારો લોક—સ્ત્રી અને પુરૂષ અનેક રીતે મોજમા ચકચુર થઇ રહેલ્ા. જરા પાસેના ચીત્ર ઉપર નજર તો કરો. નાની નાની મેજો ઉપર બએ ત્રણ ત્રણના ટોળાં બેઠા છે. કોઇ સીગારેટ સ્મોક કરે છે, કોઇ વર્તમાનપત્રો વાચે છે, કોઈ કાફી પીએ છે, કોઇ બ્રાંડી ટપકાવે છે. રસ્તો તો જાણે બાપ દાદાનુ ઘર! આ પ્રમાણે લગભગ અરધી રાત પારીશીયનો બાહાર ખુલ્લામા ગુજારે



માહોલાનો દેખાવ—ઘરબારના સુખીયારાઓ

-છે. ઘરમા ચુલાની જાત નહીં કે નોકરની વાત નહીં. જે હોય તે 'કલ હુય ઓર અલ્લાહુ હુય.'

આ તો પારીસનો મારો પહેલો પીંજણપાટલો થયો. હવે ખરે મને ત્યાની થોડીક જાણવાજોગ વીગતો ટપકાવવા દયો. ખબર કહાડતા માલમ પડયું કે પારીસનું ગ્રાંડ હોટેલ સર્વેથી ભપકાદાર ગણાય છે. તો ઠીક છે. આપણો ભપકો કયા ઓછો છે? નીચે ગયા તો મેનેજરો અને કસ્બી પટાવાળા હજુર્યાઓની ગડબડ પણ ઝાઝી. ખબર કહાડી તો કહે હોટેલના આઠસે ઓરડા સઘળા ભરેલા છે પણ છઠ્ઠે માળે ચાર ખાલી થવાના છે તે એક કલાકમા મળશે. કમબખ્તી! આ માહેથી બે ઓરડા લખાવી લીધા–દરેકના રોજના ૮ ફ્રાંક! લીફટે માળપર લઇ જઇને નાખ્યા તો ઓરડાઓના વહાણ ફાટેલા એટલે રસ્તોજ પાય નહીં. જ્યારે ઓરડો જડયો ત્યારે તે આબાદ મારા મુબઇના નાહવાના ઓરડા જેટલો મોટો હતો આપરે તો હીંદુસ્તાનમા અખાળા બખાળા ખાઇયે તેવી જગ્યા વાપરેલી તે આએ મરઘાના પીંજરામા અકરવકર થવા લાગી પાછા નીચે ઉતરી ગયા, જવાબ મળ્યો કે બીજી જગ્યા નથી. આએ ઓરડાબી તમે જાઓ તો નોધાઈ ગયલા છે. શુ મારા શેઠીયાઓનો તોર! પછી ખબર મળી કે આ ગ્રાંડ હોટેલના નામની તેના ઉપર એટલી ધમાલ છે કે એ લોક પાસીનજરો રેહે કે જાય તેની ઝાઝી પરવા કરતા નથી. અમારી ફરીયાદ

સાભળી પારીસના એક જરથોસ્તી મીત્રે અમને બીજુ' હોટેલ બતાવ્યુ "હોટેલ એ લા પે" પારીસના મધ્ય બી દુથી સુમારે એક નૈવ દુર પણ નરો પાદશાહી મેહેલ !

હુ ધારૂ છુ કે આખી પૃથ્વીમા એવુ કોઇ પણ શેહેર ન હશે કે જેણે થોડી મુદતમા પારીસના જેટલી જડી અને ચઢતી પડતી જોઇ હોય અરે હાયરે ! ૧૮૭૦-૭૧ ના સાલમા એ બચારા ગેહેરની શી વલે થઇ હતી તે જો વાચ્યે તો આપણા હાડ ધ્રુજે સવારના પોહોરમા ઉઠયા અને પાઉ ખ્યાદા ફરવા નીકળ્યા તો--ઓ' અજાયબીઓની અજાયબી !--કયા ગઈ પેલી લાલ રૂખસાર વાળી અબળાઓ ? કયા છે પેલા ખુશાળ રમતા પચી જીવડાઓ ? કયા રહી પેલી પાદશાહી ઇમારતો અને રગીલા છબીલા દેખાવો ? જયા બધુ ગોલાબી ને ઝળકતુ હતુ તે બધા ઇલેકટ્રીક લાઈટના પ્રતાપ ચળક ઝળક બધી રાતની પેલા હસ્તા વસ્તા સાહેબો સવારના જોઇયે તો પીળા ને ચીમડાઈ ગયલા ગોલાબી રૂખસારે ઉડીને ફીકાસને જગ્યા આપેલી બધુ પોકળ! મને આ વાર મુબઇનો દેશી નાટક તખ્તો યાદ આવ્યો રાતના કેવી સ્ટેજ ઉપર પરીઓ ગોરી ગોરી અને ઘટમારી દીસે છે ! ને તેજ પરીઓ અને પડદાઓને સવારના જઈને ઉજરડામા જુવો તો સુબહાન અલ્લા ! સરસનો વાસ ને દેવદારના પાટીઆ, ને કજળાઇ ગયલી ખોટી ટીલીઓનો મુડદાલ જીઠો ચળકાટ, આપણુ બધુ માન

ઉતારી નાખે છે. તેવોજ હાલ પારીસનો છે. એ લોકની જીંદગી ઘણી 'ફાસ્ટ' છે એટલે એ લોકને કામની દરકાર નથી. તુરત દાન ને મહા પુન્ય. જે પેટે પડયું તે ખરૂં. પછી કાલની વાત કાલે. તદન કડક બંગાલી હશે તેબી સાન્જને છેડે બે પાચ ફ્રાંક ઉરાડી નાખવાનો.

એ લોક ખાઈ પીને બીજી બધી એશ ઈલતમા એટલા ધરાઇ ગયા છે કે હવે કાઇબી નવું ને નવું જોઇયે. તે છતા પારીસ જોવાજોગ છે, ખરેખર સોહામણું છે. એની એકેકી જાહેર ઇમારતની જોડી ઈંગ્લંડમા તો નથીજ. નેપોલીયન બોનાપાર્ટની અગાઉના રાજાઓએ પારીસને બહુજ ખુબસુરત બનાવ્યુ હતુ પણ ત્યાર બાદ જર્મનો સાથ લડાઈ જાગી અને જર્મનો શહેર ઉપર ધસી આવ્યા ત્યારથી ભાગ તુટ થવા માડી ખુદ પારીસના બદમાશોએ કરોડોની કીમતી ઇમારતો અને સ્થલો ભાજી તોડી નાખ્યા અને તેમાથી હમણા હમણાજ પારીસ પાછું ઉકવા લાગ્યુ છે

હું ધારૂં છું કે જેમ પારીસ પાપમા સર્વેથી શ્રેષ્ટ છે, જેમ ઈમારતોની ખુબસુરતીમા ચઢીયાતું છે તેમ કળા કૌશલ્ય અને હુન્નરમા પણ તે સર્વે દેશોને ટક્કર મારે છે. એ જો બધું બરાબર સમજવુ હોય, જો પારીસની ખરેખરી લહેઝત ચાખવી હોય તો થોડી ઘણી ભાગી તુટી પણ ફ્રેંચ ભાષા જાણેલી સારી. અલબતા ત્યાના ઘણા હોટેલ ઇંગ્રેજી છે, ઇંગ્રેજી લોમીઆ મળે

છે, ઈંગ્રેજી દુકાનો છે, પણ ખરો માવો ખુદ ફ્રેંચ જાણવા વગર ખાવાને મળશે નહી. ફ્રાંસનું ચલણ ઘણુ સાદુ છે. જેમ આપણી ગમ રૂપીઓ તેમ ત્યા ફ્રાક. એક ફ્રાક તે દશ આના. જેમ ઇગ્લંડમા બેંક ઓફ઼ ઈંગ્લંડની નોટો હોય છે તેમ બેંક ડે ફ્રાંસની નોટ ત્યા પણ છે. મોટામા મોટી નોટ ૫૦૦૦ ફ્રાકની આવે છે. પણ યાદ રાખવુ કે આ નોટો ફ્રાંસ સીવાય બીજા દેશોમા ખપાવવી મુશકેલ પડશે ત્યા સોનાના સીક્કા પણ છે, પણ તેબી ફ્રાંસની બહાર ચાલતા નથી. પણ ઇગ્રેજ બહાદુર! ગમે ને હોય પણ એ લોકની આટ જબરી તો ખરી. બેંક ઓફ઼ ઇગ્લંડની નોટ કે સોવરીન આખા યુરોપમા ખુશાલ ચાલ્યા જાય છે.

કોઇ પુછશે કે પારીસમા રહેવું સસ્તું કે મોઘું? તે તો જેના જેવા આચાર વીચાર. તમે ધરરર ધીસ હોટેલમા પહેલે મજલે રહો, ટાબલ ડે હોટમા ફુલ ડ્રેસમા જમો, મોટા મોટા ઓપેરામા ફર્સ્ટ ક્લાસમા સઇ મીતીઓ સાથે જાઓ તો મુંડી મુડાઈ જશે. બાકી ફકત પારીસ અને તેની ઇમારતો અને જાહેર ખાતાઓ ગુપચુપ જોવાનુંજ રાખશો તો રોજના ૫૨ ફ્રાક—સુમારે દશ રૂપીઆ ઘણા છે. ઘણી સરસ મોસમ એપ્રીલ મેમા ગણાય. જુન પછી બડેખાઓ બહાર નીકળી જાય ત્યારે જરા જોવાનુ ઓછું તો ખરૂ. જો પારીસમા દાખલ થાઓ તો તમારી સાથે સીગાર, કે તમાકુ કે

કોઈબી જાતનો દારૂ રાખશો ના નહીં તો પૈસા આપ-
તાંબી ઘણું હેરાન થવુ પડશે. ત્યા [illegible]
જાપનો ઘણો છે. એક રતલ સીગારેટ ઉપર ૯ રૂપીઆ
તો જગાત છે!



---

## પ્રકરણ—૨૬ મું.

પેરીસની આગલી તવારીખમા આપણને હાલ ઉતરવાની જરૂર નથી. ફ્રાસે અનેક રાજદ્વારી ધર્તીકંપો વચ્ચેથી પસાર થઇ એટલા હાદસાઓ જોયા છે કે જેવું યુરોપ, એશીયા કે અમેરીકાના બાબમા કોઇ દહાડેબી બન્યું નથી. પણ પારીસને પોતાની ઉંચી ટોચ ઉપરથી નીચે ગબડાવી નાખનાર અને તેનુ સત્યાનાશ વાળનાર સર્વેથી મોટો ગજબનાક બનાવ ૧૮૭૦ મા યાને આજથી પાત્રીસ વરસની વાતપર બન્યો હતો, જ્યારે સરહદ ઉપર આવેલા બે પરગણાઓ આલસેસ અને લોરેનની માલેકી માટે જર્મની અને ફ્રાસ વચ્ચે જીહા-ગાર જગ જાગ્યુ ત્યારે આ પ્રકરણ વાચનારા માહેનો મોટો ભાગ છોકરવાદી વયમા હશે. જર્મનો ઉપરાસાપરી ફાવ્યા ગયા અને આખરે પ્રીન્સ ફ્રેડરીક તે આપણા મરહુમ મહારાણીજીના જમાઈ—હાલના આપણા પાદશાહ એડ-વર્ડના બનેવી અને હાલના જર્મન કયસરના પીતાની સરદારી તળે જર્મન લશકર એકદમ પારીસ ઉપર ધસી

આવ્યુ પારીશયનો ગભરાઈ ગયા અને જનરલ ત્રોચ-યુને આ ખુબસુરત શેહેરનો બચાન કરવાનુ સોપ્યુ. લખ્ખો ઘોડા, ગાય અને કરોડો મણ અનાજ દોડાદો-ડીમા પારીસમા જમાન કરવામા આવ્યો જે રસ્તે જર્મનો પારીસ ઉપર ધસી આવ્યા તે રસ્તાઓ ઉપર સેકડો વરસના મોટા મોટા ખુબસુરત ઝાડો કાપી નાખીને રસ્તો બીકટ કરી નાખ્યો આ વાર શેહેરમા બે લાખ માણસોનુ લશકર હતુ પણ તેમા ભાગ્યે સાહાઠથી સીત્તેર હજાર ખરા સોલજરો હતા બાકીનાં બીજા તો દાતરડા કોઈતા લઇને જેમ તેમ ઉભા કરેલા ગામડીયાઓ હતા સામી તરફ જર્મન લશકર બે લાખ પાયદળ, ચોત્રીસ હજાર ઘોડેસ્વાર અને નવસો તોપો સાથે ફુ ફુ કરતુ આવ્યુ ૧૮૭૦ ના સપ્ટેબર મહી-નાની પદરમી તારીખે પહેલુ જર્મન લશકર પારીસથી દસ માઇલ નજદીક આવી પહોચ્યુ અને બે દીવસના તો સેન નદી ઉપર મોટો પુલ નાખ્યો ફ્રેંચો દમ વગરના સામે થયા, પણ જર્મનોએ બેધડક ધસી આવીને વરસે-લ્સનો નામાકીત પાદશાહી મેહેલ કબજ કરી ત્યાજ પડાવ નાખયો જર્મનોની નીષ્ટા પારીસ ઉપર ઘેરો ઘાલીને તેઓને ભુખમરાથી આજેજ કરવાની હતી અને ફ્રેં-ચોના હાથમા એકજ માર્ગ બાકી રહયો હતો કે કઇબી કરીને આ શત્રુઓની ઘેરો ઘાલેલી લાઇનને તોડીને બહારના ફ્રેંચ લશકર સાથે જોડાણ કરવુ ત્રીસમી

સપ્ટેંબરે ફ્રેંચ જનરલ વીનોય દસ હજાર માણસ લઈને નાગી બેયોનેટ સાથે જર્મન લાઇન ઉપર ધસ્યો, પણ જર્મનોની લાઈન તુટી નહીં. થોડા દીવસ સુધી કંઇ વળ્યું નહીં—આખરે ફ્રેંચ જનરલ હાર્યા અને ઠંડી અને ભુખથી ફ્રેંચ સીપાહો ફફળવા લાગ્યા. ખાવાનું ન મળે એટલે પલટણના ઘોડાઓ કાપી તેનુ થોડું થોડું ગોસ્ત સોલજરોને આપી ભુખનો કીડો શાંત કરવાની બીચારાઓએ તજવીજ કરી. જર્મન સરદારે જોયુ કે એમનું એમ પડી રહેવામા કાઇ માલ નથી, એટલે ઠરાવ કર્યો કે એકદમ શહેર ઉપર તોપખાનું છોડીને જબરદસ્ત હલ્લો કરવો. આ વાર ખુબસુરત, લાડકવાયા, લેહેરી પારીસ શહેરની અને તે માહેલા છટકામા સપડાયલા રહેવાસીઓની શી હાલત હશે તે સમજવું સેહેલ છે. ફ્રેંચ જનરલો ખુલ્લુ કહેવા લાગ્યા કે હવે આપણું કાઇ ચાલવાનુ નથી અને તાબે થવા સીવાય છુટકો નથી. પણ નાચાર થયલી પેરીશીયન રૈયત કળાબકોર કરી ઉઠી અને જો સરણ થાય તો ખુનામરકી કરવાનો ગભરાટ ઉઠાવ્યો. આ પ્રજા મતને માન આપીને એક વાર ફરીથી જર્મન લાઇન તોડી નાખવાનો કસદ કરવામા આવ્યો પણ તેમા ફ્રેંચોનો એવો તો કચરઘાણ નીકળી ગયો કે આખરે સેવટની આશા છોડવામા આવી. ૧૮૭૧ ના જાનેવારીની ત્રેવીસમી તારીખે મો૦ જુલ્સફાવ હાથમા સુલેહનો સફેદ વાવટો લઈ વરસેલ્સ ગયો

અને પોતાની હાર કબુલ કરી સઘળા કીલ્લાઓ જર્મનોને સ્વાધીન કીધા પહેલી માર્ચે જર્મન ફતેમંદ લશકર બેંડ અને તોપના ધડાકા વચ્ચે પેરીસના મોહોલ્લાઓ વચ્ચેથી કવીક માર્ચ કરી ગયુ

આ સઘળી મોહોકાણ અને નામોશી જાણે બસ ન હોય તેમ જર્મનો વીદાય થવા પછી ખુદ પારીસનાજ લોકે દારૂ પી મસ્ત થઇ દુશ્મનોની ગરજ સારવા માડી પેરીસમા વસ્તો એક બદમાશ ભાગ દર મોહોલ્લામા, અપસ અપસમા લડાઇમા મશગુલ થયો, લોહીની રેલ ચાલી—તુઇલરી અને હોટેલ-ડે-વીલ (ટાઉન હોલ) ને બાળીને જમીનદોસ્ત કરી નાખ્યા પારીસનો નામાકીત સ્થળ કોલમ વેનડોમ ભાજી નાખીને જમીનદોસ્ત કીધો અને અમીર ઉમરાવોની ઇમારતો તારાજ થઇ આ પ્રમાણે પારીસની અવદશા બે વરસ ચાલવા પછી પ્રજા સત્તાક રાજ્ય સ્થાપવામા આવ્યુ અને તેના પહેલા પ્રમુખો મો૦ તીએ અને મારશલ મેકમેહોનની કારકીર્દી તળે આ ગુલજાર શેહેરે પોતાનુ ધુળમા રગડોળાયનુ મસ્તક પાછુ ઉચકવા માડયુ બાળી નાખેલી ઇમારતો પાછી ઉભી થઈ અને આજે પારીસ પોતાની અસલ સ્થીતીમા ઉભુ છે

ખુદ પારીસ શેહેર સેન નદીના મુખડા ઉપર છે એની કુલ વસ્તી સાડી પચીસ લાખ માણસની ગણ વામાં આવે છે જેમા લગભગ પચાસ હજાર યાહુદી

પંથના છે. એ શેહેરનો કારોબાર એક નવાઈ જેવાં ધોરણ ઉપર રચેલો છે. આખાં ફ્રાંસની એકયતાથી નેમાયલી રાજસભા અને તેને માથે એક પ્રમુખને હસ્તક સઘળો ખરચ ચાલે છે. જેમ આપણી મુંબઇની મ્યુનીસીપાલીટી શેહેરનો મ્યુનીસીપલ ખરચ આટોપે છે તેમ આ કાઉનસીલ આખાં ફ્રાંસનો રાજવહીવટ ચલાવે છે. પારીસનો વરસ દહાડે શું ખરચ હશે તે જાણવાજોગ છે. મારી મેળવેલી વીગત પ્રમાણે ફ્કત મ્યુનીસીપલ ખરચ એકલાં પેરીસ શહેર ઉપર પંદર કરોડ રૂપીઆ થવા જાય છે. બેશક પારીસ ખુબસુરત તો છે, એના રસ્તા પોહોળા, સીધા અને સ્વચ્છ એટલા સુધી છે કે તેવા આખા યુરોપમા પણ જોવામા આવતા નથી. શેહેરના મુખ્ય ભાગમા આખો દીવસ અને રાત એટલી તો ગીરદી રહે છે કે કોઈ વાર પારીસ શહેર લંડન કરતાં પણ વધારે વસ્તીવાળું હોય એવું લાગે છે, પણ ખરી વાત તેમ નથી. પારીસના રસ્તા પોહોળા હોવાથી ગીરદી ગમે તેવી છતા કશી મુન્જવણ થતી નથી. તરકારી વેચનાર કે બીજો ધંધો ચલાવનારને લંડનના મોહોલ્લાઓમા પોતાના ધંધાની કળાબકોર કરવાનો હુકમ નથી, પણ પારીસના મોહોલ્લામા તો “દોરાની દરી દોરાના કાટલા,” “ઊન કેનવાસ” વગેરે જાતના પોકારો કરવાની છુટ છે એટલે મુંબઇને મળતા સાદો અવાર નવાર કાને પડે છે. પણ ગમે એવોબી પારી-

શ્યન પહેરવાસમા સ્વચ્છ, ગીતબાતમા નમાનો અને "વશગોગીટી" થી નીગળો છે, જે મત હુ લડનના હલકા ભાગના ગ્ખડબાજના બાબમા આપી શકતો નથી વળી દરેક ડગલે ને પગલે શુ અમીર સાથ કે શુ ફકીર સાથ "સીવ વુ પ્લે" એટલે "ઇફ યુ પ્લીઝ" એ તો એક સાધારણ શબ્દ થઈ પડેલો જણાશે બેગાગીને માથે બોજો ચહડાવવાનો હુકમ આપતા પણ "ઇફ યુ પ્લીઝ" ના એવકાબ સાથે હુકમ આપવાનો ગ્વચો છે. જેમ આપણે ગુજરાતીમા ગને એવા નોકરનેબી હુકમ આપતા બોલચે છીયે કે "જગ અહી આવતો, જગ આય પકડતો, જગ આય માળ ઉપર હાડો મુકી આવ" એમ "સીવ વુ પ્લે," "ઇફ યુ પ્લીઝ" બોલ પહેલાથી છેલ્લા સુધી વાપરવો જોઈયે તેનજ "મોશ્યુ" અથવા "મડામ" અથવા "માડમોસેલ" બોલો સાધારણ વાતચીતમા હમેશા જોડાયલા હોવાજ જોઈયે કોઈને અમથુ "હા" કરીને તો કહેવાજ નહી. પછી તે ગને એનોબી કનીષ્ટ માણસ હોય

"ઉવી મોશ્યુ" હા સાહેબ કે "ઉવી માડામ" હા બાઇસાહેબ તો બોલ્યા વગર છુટકો નહી પછી તે બારબગ્દાર હોય કે માછણ હોય.

પારીસની પોલીસ ઘણી ચકોર અને ગુનાહ પકડવામા બહુજ હુશીયાર ગણાય છે, પણ ત્યાના પોલીશમેનો લડનના ખરવસ્તર પોલીસમેનો જેવા મજબુત

જાણતા નથી. જ્યાં લગાર નવરૂં હોય ત્યા અંધારૂં થવા પછી રાતને સમયે રખડવાની હું ભલામણ કરતો નથી. ખરૂં કહું તો પાછલી રાતના એક વાગવા પછી પારીસના કોઈબી ભાગમાં ફરવું સલામતીભર્યું નથી. આ બેહેસ્ત મુકામમાં શેહેતાનની ઓલાદની વસ્તી ઝાઝી છે. કહે છે કે તમારા ખીસાંમાંથી ઘડીઆળ કે પાકીટ બુક આંખના પલકારામાં ગડાથી જવા જેવી ચપળતામાં પેરીસને કોઇ હડાવી શકે એમ નથી. કોઇબી આસપાસ જતી ટ્રેનોમા કોઈ અણજાણ્યા સાથે પાના રમવાનું માથે લેશો ના, અને તમારી દેલી અને તમારી તનદરસ્તીનું સત્યાનાશ અને ખાનાખરાબી કરનારા સાધનોથી પારીસ કકડી જાય છે તેનાથી ખુબ હુશીયારીમા રહેજો.

પારીસ બહુ નવાઇ જેવું શેહેર છે. બહારના દેખાવે તે ખાની પીની અને મોજમજાહનું મથક છે પણ તેમા વીદયા હુન્નરનો ટોટો નથી. કીમતીમા કીમતી રસાયણ પ્રયોગથી તે ભારીમા ભારી મશીનરી બનાવવાના ખાતાઓ પારીસમા ઉભાઈ જાય છે. વળી પારીસ આખા યુરોપને પ્યારૂં છે. થાકેલા લંડનવાસી, પૈસાથી ધરાયલા જર્મન, શોખની શોધમા નીકળેલા અમેરીકન, સોનાથી લાધેલા ઓસ્ટ્રેલીયન કે નવાઇની આશામાં નીકળેલા ઈંડીયન જો પંદર દહાડાનોબી વીસામો મળશે તો પહેલો આવીને પારીસમા ભરાશે. ચીત્રકળાના પુજારીઓ અસલ ચીત્રના અભ્યાસ માટે પારીસ આવે છે. પુર્વે

અને પશ્ચીન ભાષાના અભ્યાસીઓ જુની પુરાણી કેતાબો ખોળવા અહીં પધારે છે વેપારી મનપસંદ સોદા કરવા પેરીસનાજ માથુ ઝીકે છે અને ઉચા નાટક, ઉંચુ મ્યુઝીક અને ઉંચ કીસમની જાત જાતની ખુબસુરતીનુ અવલોકન કરવા માટે પારીસ મધ્યબીંદુ છે. આ મારૂ લખવુ એટલાથીજ સમજાશે કે હીંદુસ્તાનનુ તમામ કીમતી મોતીનુ બજાર અને ખરા પોશીદાર પારીસ માજ છે આપણી તરફેનાળા મી૦ રતનજી દી તાતાની ત્યા એક પેહેડી છે, જે ઇંડીયન મોતીની મોટી ઘર ખમ જગ્યા ગણાય છે તેજ પ્રનાણે મે ખુદ પારીસમા બે ત્રણ વાણીક ગ્રહસ્થોને પણ જોયા, જેઓ પણ ત્યા ઇંગ્રેજી ટોપી, પાટલુન સાથે મોતીનો મોટો વેપાર ચલાવે છે અને પોતાની મોહોરદારો સાથે પાચ પૈસે સુખી છે

પારીસના સ્ટેશન ઉપર આવી પુગતાજ મુસાફરે પોતાના સામાનની ખટરાત કરવાનુ માથે લેવુ એ ફોકટની જેહેમત માથે ઉડાવ્યા જેવુ હુ લેખુ છું પ્લાટફોર્મ ઉપર ઉતરતા વાર કસ્બી ટોપીવાળો 'કમીશનર' પોતેજ સલામ કરતો સામો આવશે તેને તમારો સામાન સોપી દીધો અથવા લગેજની ટીકીટ આપી દીધી કે તમારી ખટપટ પતી કઈ ગાડી ભાડે રાખવી, મસ્તમમાથી કેમ સામાન પસાર કરાવવો, કયા હોટેલના કેમ જવુ તે સઘળુ તે નક્કી કરી આપશે સ્ટેશનની બાહેર ચીલઝપટયાઓ ઘણા ફરતા ફરે છે એટલા માટે કઇબી

નાનું પારસલ કે હેન્ડબેગ ધર્મખાતે નાખવું નહીં પણ ગણીને તમારા કોચમેનને સોપવું. પારીસમાં દાખલ થતો સઘળો સામાન ખુબ બારીકીથી તપાસવામા આવે છે. તેઓ બાહરનો દારૂ, તંબાકુ કે માચીસ માટે જાણવાને બહુજ ઈંતેજાર છે. તેઓ તમને સવાલ પુછશે કે તમારી પાસે કંઈ એવુ છે? અને જો નમનતાઈથી જવાબ આપ્યો તો ઝાઝી અડચણ કરશે નહીં, પણ જો કઈ છુપાવીને ગપ મારી તો મુવા છુટા ઘણું કરી નામાકીત હોટેલો પોતાની "શારા બેંક" વીસ વીસ ઉતારૂઓ બેસી શકે એવી ગાડીઓ સ્ટેશનો ઉપર તૈયાર રાખે છે. હુ ધારૂ છું જે જવા અગાઉ કોઈ મીત્ર મારફતે હોટેલ પહેલાથીજ નક્કી કરી રાખ્યુ હોય તો વધારે સગવડ ભરેલુ છે. પણ સાહેબ લોક થઇને ભપકામાજ ઓરડો લેતા ના, નહીં તો જીવતા ચામડાની ખોળ નીકળશે. નીચે જઈ, 'ઓફીસ' સાથે ભાવ પકવાની કશી શરમ નથી બલ્કે તેમ કરવાનો સાધારણ રવૈયો છે. મોટા જબરદસ્ત ડાઇનીંગ રૂમોમા જમવા જવાનુ, પણ તમારી ખુશી જો તમારૂં ખાણું તમારા ખાનગી ઓરડામા મંગાવવાની હોય તો થોડોક વધારે ચાર્જ આપવાથી તેમ પણ બની શકશે. હંમેશ બહાર જાઓ ત્યારે તમારો ઓરડો બધ કરી જવાની અને કુંચી નીચે 'ઓફીસમા' આપી જવાની યાદ રાખજો.

---

## પ્રકરણ—૨૭ મું

હું બચગીથી સાંભળતો આવ્યો હતો કે ફ્રેંચ ખાણું બહુજ ઉત્તમ છે અને હવે પચાસ વરસ પછી હું તે બાબેની ખાત્રી આપું છું ગોસ્તના મોટા અર્થ વગરના ધીનચા અને કાચા ચાપ ઇંગ્લંડમાં ખાતા મોઢે વક્કર આવવા પછી પારીસમાં પીરસાયલું ફ્રેંચ કુકીંગ ખરેજ સ્વાદીશ્ટ લાગે છે આ ઠેકાણે મારે જણાવવું છે કે આપણા પારસી શાહ બબરચીને હાથનું બનાવેલું ખાણું ફ્રેંચ કુકીંગને બહુ મળતું છે ઇંગ્લંડ અને જર્મનીમાં જે મેજપર આવે તે ફીકું, નીમક, મસાલા વગરનું હોય છે અને તમારે જે જાતનો શોખ હોય તેનો ખટાસ કે તીખાસ તમારે હાથે નાખનો પડે છે વળી તીખા સાસ અને સરકા ઇંગ્લંડમાં અણગમતા છે અને કોઈ હાથ લગાડતું નથી, પણ ફ્રેંચ ખાણાના તીખું, ખાટું વગેરે પહેલાથીજ વજનમાં મેળવીને મેજપર આણે છે અને તેમાં સાથે માખણના વઘારનો પ્રયાસ વધારે હોવાથી આપણી હીંદી જીભને વધારે અનુકુલ થઇ પડે છે કહે છે કે એક ફ્રેંચ કુક બેડામાથી એકસો જાતની જુદી જુદી વાણીઓ બનાવી તમને હેરત કરી શકે છે પણ યાદ રાખવું કે સઘળું પીળું એટલું સોનું હોવુંજ જોઇયે એમ નથી એ લોક પકાનનાર

એવા એક્કા છે કે કોઇ ડીશ નરી જાણે ઉત્તમ ચીકીન રેસ્ટની મુલાયમ જેવી સ્વાદને તેમજ નજરને લાગે તે કદાપી દેડકાની બનાવેલીબી હોય. કોઇ ગોસ્તનો ચાપ એવો ઝમકદાર અને મોહુને વળગે એવો હોય કે તે બે વાર મંગાવીને ખાઇએ પણ કદાપી તે ઘોડાનાં કે ગધેડાનાં ગોસ્તનો બનાવેલો હોય તો તેમાં નવાઇ નથી. રેસ્ટોરાંમાં જમવા જાઓ તો વેટરને શું આપવું તેના અંદેશામાં પડશો ના. જેટલા ફ્રાંકનું બીલ થાય તેપર દશ 'સાનટીમ' ની બક્ષિશ આપવાનો ધારો છે. દશ 'સાનટીમ' એટલે એક આનો. હવે ત્રણ જણ સાથે જમવા ગયા હોય ને પંદર ફ્રાંકનું બીલ થાય તો બે ફ્રાંક વેટરને ઝાંસવા જોઇશે. એનું કારણ એવું છે કે ઘણાં ખરાં રેસ્ટોરામાં વેટરોને પગાર મળતો નથી અને આવી 'ટીપ' ઉપરજ તેઓનો નીર્વાહ થાય છે. ફેશનેબલ રેસ્ટોરાંમાં રાતના ડીનરપર જવું હોય તો પેલો કબુતરની પુછડીવાળો "ઇવનીંગ ડ્રેસ" પહેરવો પડશે. વેટર ફ્રુટની ઘણી વખાણ કરે અને ખાવાને આગ્રહ કરે તો પહેલાંથી પુછજો કે પૈસા આપવા પડશે કે 'ખોદાબખશ' છે. કારણ કે ફ્રુટને નામે રેસ્ટોરામા જબરી ચાંસ મારવાનો સરેસ્તો છે. હું બર્લીનમાં એકવાર એક પીચના પાંચ માર્ક ઝટકાઇ ગયો હતો એટલે પારીસનાં પીચથી પાંચ માઇલ દુર નાહસવામા સલામતી જાણી હતી. પારીસમાં ખાધાનું જરા મોઘું ખરૂં. ત્રણ જણ

સાથે જમના જઈયે અને સુપ, મચ્છી, ગોસ્ત, સાનડ વગેરે સાધારણ ડીનર સાથે એકાદ બે બાટલી વાઇન મગાવ્યે તો સેહેજમા ચાલીસથી પચાસ ફ્રાંક એટલે પચ્ચીસ રૂપીઆ ઉડી જાય

ખુલ્લા વરંડામા 'કાફે' એ પારીસની એક જાણીતી નનાઇ છે કોઇબી મુસાફરને ખરી પારીશ્યન જીંદગી જોવી હોય તો રસ્તા ઉપર કકડી જતા સેકડો 'કાફે'મા જઈ બેસવાની હુ ભલાવણ કરીશ ઘણા ખરા લોક સાંજ પડતા આ ઓટલાઓ ઉપર જઇ બેશે છે અને એકાદ કાફીનુ કપ આરડર કરી આસપાસનો મહીમા જોયા કરે છે આ મોહોટલાના કાવાખાનાનુ એક ચીત્ર હુ આગલા પ્રકરણમા આપી ગયો છુ જો ચા નાગશો તો સાથે બ્રાંડીની નાની ડીકાન્ડર આણી મુકશે તો તેથી અજબ થતા ના કારણ કે ત્યા કાફી અથવા ચા સાથે ઝીણુ લીકર ગ્લાસ ભરીને કાચો 'કોનીઆક' પીવાની ટેવ છે પણ ફ્રાંસના લોકનુ જે વ્યસનને નખ્ખોદ વાટ્યુ છે તે 'એબસીન્થ' નામનો જાલમ દારૂ છે મે એ એબસીન્થ વીષે એટલુ બધુ વાચ્યુ હતુ કે એક વાર અજમાવવાનો વીચાર કીધો અને એક ગ્લાસ મગાવ્યુ સુવાના અર્ક જેવો વાસ, બેનડાના જેવો સખત અને માહે ખાડનુ પાણી અને આઈસ નાખીને પીવાનુ, પેટમા પીતાં સહરેતો પડે તેની ચીતા નહી પણ પીધા પછી માણસ બેનકુર જેવુ

બની જાય, મોહ ઉપરની નુરાની જતી રહે અને જાણે જાનવરની પેઠ વેહેસી જેવો બની રહે આ એબસીન્થનો લખ એવો બુરો છે કે એક વાર તે મોઢે લાગ્યો તો પછી પીનાર ખાડાના ઉતરતોજ જાય છે અને તેનો ચેહેરો પ્રકૃતી બગડી જઇને તે ખુન વગેરે પણ કરવાને ચુકતો નથી જેમ આપણા તરફ ભાગ, ગાજા અને હમણા હમણા કોકેનનુ વ્યસન જાગ્યુ છે તેમ આ દારૂનુ પણ છે આખરે જ્યારે આ નાપાક પીણાએ ઘણીજ ખરાબી કરવા માડી ત્યારે સરકારે તેના ઉપાય શોધવા માડયા લોક એવા નસ્તાન કે પોતાનુ માનીતુ પીપીઉ છોડે નહી એટલે હમણા તેઓએ એવુ એક પીણુ બનાવ્યુ છે કે જે સ્વાદમા, વાસમા, સાહુરેટામા નરૂ એબસીન્થ જેવુ છે પણ જે તેની કમાલ એબ છે તે ગુપચુપ માહેથી કહાડી નાખી છે આ પ્રમાણે સરકારે આસ્તે આસ્તે આ બુરી ઇલલતને ઉખેડી નાખના માડી છે આ 'કાફે' ઓના લખવા વગેરેની સગવડો સારી છે માટે કાગળ લખવુ હોય તો નાની ફી આપવાથી સઘળુ મળી શકશે વર્તમાનપત્રોથી ટેબલ ઉપર ઢગવાબધ જોવામા આવશે આ મોહોલ્લાના કાવાખાના રાતના એક વાગતા સુધી ખુલ્લા રહે છે બુઇ ડે બોલો અને એના મહાભારત રસ્તા ઉપરના નામીચા કાફેઓમા લેડીઓ પણ નજરે પડે છે અને ત્યા લેડીઓને જવાની હરકત પણ નથી પણ ડે ઈટાલીયા અને ડે મો માટર

જેવા જીલ્લાઓની 'કાફે'મા બાઈ માણસોનુ કામ નથી કારણ કે ત્યાની બધી મીઝવસ ૫ચલેળ ગુણ ધરાવનારી છે હુ ધારૂ છુ કે આખા પારીસમા સુનારે એક હજાર 'કાફે' દુકાનો હશે

પારીસમા એક જગ્યાથી બીજે જવાની જેટલી સગવડ છે એવી બીજે કયાએ ન હશે આપણે મુબઈમા મોટોરકારના ન્યુસન્સથી બેજાર થઈ જઈયે છીયે પણ ત્યા તો મોટોરકાર કકડી વકડી જાય છે જેમ બોબે ક્લબ આગળ વીકટોરીયા ગાડીઓની હારની હાર ઉભી રહે છે તેમ પારીસના સ્ટાડોપર જાત જાતની મોટોરોની હારની હાર ઉભી રહે છે તમારી આગળી ઉચકી એકને ઇશારત કરી કે તે લાગનો છીપ છીપ છુપ છુપ કરતો તમારી આગળ આવી ઉભો રહેશે અને તમો કહો ત્યા ફેરવી લાવશે તમને જોઈયે તો બ્રુન, વીકટોરીયા, બગી કે જે માગો તે ભાડેની ગાડીની પેકેજ હારો હાર ઉભેલી જોવામા આવશે એ ઉપરાત પારીસના ૫દર હજાર "કેબ" ફરતી રહે છે અને તે સઘળી ઉપર સચાના ચાલના ઘડીઆળો લગાડેલા હોવાથી શુ ભાડુ આપવુ તેની તકરાર કરવાની જરૂર રહેતી નથી વળી દરેક જીલ્લાની 'કેબ'ના ફાનસોને જુદા જુદા રગ આપેલા છે એટલે જે જીલ્લામા જવુ હોય તેમ ખાતાના માચવાળી વીકટોરીયા કે 'કેબ'બોલાવવી પણ એટલાથીજ બસ થયુ નહી. આમનીબસ, ટ્રામ, સ્ટીમ

બોટની સગવડ પણ ઠારે ઠાર છે અને તે ઉપર એટલો જબરો મારો છે કે ઘણી વાર જગ્યાબી મળતી નથી.

પારીસમાં ખુદ એક જીલ્લાથી બીજા જીલ્લામાં તાર મોકલવા માટે એક નવાઇ જેવી યુક્તી કરી છે. તમે પોસ્ટ કાર્ડ ઉપર કાંઈબી લખો અને તે ન્યુમાટીક ટયુબ મારફતે તારની ઝડપે તમે માંગશો તે જીલ્લામાં પહોંચાડી દેશે. કાર્ડને લપેટીને એક બાકસમા મુકયો અને બાકસને દબાવેલા પવનના ફુંકારાથી માઇલના માઇલ થોડી મીનીટમાં પહોચાડી દેવામા આવે છે.

જેમ લંડનમાં તેમજ પારીસમા થીયેટરો, સરકસો, મ્યુઝીક હૅાલો અને બૅાલોનો ઠાગ નથી. હુ ધારૂં છું કે વસ્તીવાળા ભાગના દરેક મોહોલ્લામા એકેકું ખાતું હશે. મોટાં જંગી થીયેટરો ૨૦ છે. નાટક જોવાની ખરી મજાહ મેળવવી હોય તો થોડું ઘણું ફ્રેંચ જાણવું જોઇયે. તે છતાંબી એક વાર જોવા જવા વગર ચાલે તેમ નથી. લંડનમાં તેમજ આપણી તરફ નાટકની રચના, તેમાં વપરાતી ભાષા, ચેનચાળા વગેરે ઉપર ભારી જાપતો છે. પણ પારીસમાં જે છુટથી સ્ટેજ ઉપર છબરડા કરવામાં આવે છે તેથી હું અજબ રહયો હતો. એક નાટકમાં એક વાર હું ગયો હતો ત્યા એક વેશીયાનાં ઘરમાં કેવી ભુલભુલામણી થાય છે તેનો સીન રજુ કરવામા આવ્યો. આ વાર સ્ટેજ ઉપર તે સ્ત્રી પોતાના નાઈટ કલોધસમા ઉઘાડે પગે, છુટા બાલે અને ઉઘાડી છાતીએ

જાણે હમણાંજ પોઢવા જતી હોય તેમ હાજર થઇ હતી, અને એવા ચેન ચાળા ત્યાં રજુ કરવામાં આવ્યા કે જે અત્રે લખતા પણ મને લાજ લાગે છે. તે છતાં પારીશ્યન મોટે ઘરની બાનુઓ અને બેટીઓ તે ફેલ ખુશાલ બેશીને જોતી હતી. આપણ જેવાઓએ બને તેમ સર્વેથી મોંઘી કીમતની સીટમાં જવું કેમકે ઉપરની બે ગેલેરીઓમાં એવો ભેલમભેલવાનો મસાલો આવે છે કે ત્યાં જવું સલામતીભરેલું નથી. રસ્તામાં કોઇ ભલતા પાસેથી ટીકીટ ખરીદતા ના કેમકે ઘણી વાર તે બાવા આદમના વખતની પુરાણી હશે અને ચીલઝપટમાં પહેરાવી જશે. પારીસના નાટકોમાં એક મોટી પીડા એ છે કે ત્યાં ઘણુ કરીને ભાડુતી 'એપ્લોઝ' આપનારાઓ રાખે છે અને તેઓ લોક લાગણી ઉશ્કેરવા સારૂ અનાર નવાર તાલીઓ પાડીને અથવા ચીસા ચીસ મુકીને આપણા દેશી નાટકના કંટાળાભર્યા "એનકોર—એનકોર" નેબી ભુલાવે છે. આરકેસ્ટ્રા સ્ટાલમાં બાનુઓને ઘણુ કરી દાખલ કરવામાં આવતી નથી, પણ જો આવે તો ટોપી ઉતારવાનો ચાલ છે. પારીસના ઓપેરા જોવા અને સાંભળવાજોગ છે. જેઓને મ્યુઝીકનો શોખ હોય તેઓનો જીવ એક વાર જોયાથી ધરાવાનો નથી. ફર્સ્ટ કલાસમાં જવું હોય તો ક્ષુતર પુછડીઓ ડ્રેસ જરૂર પહેરવો જોઇશે, પણ પારીસના મ્યુઝીક હૉલ! તોબાહ એવાહી! લંડનના મ્યુઝીક હૉલ તો તેનની આગળ ધર્મના પવીત્ર

મકાન સમજવા; વીઝીટરો જોઇયે તો બેશે કે જોઈયે તો ફરતા ફરતા 'બાલે' ડાન્સ, થીયેટર વગેરે જુએ. ભર મીજલસની વચ્ચે બીડી પીવાની તથા દારૂ પીવાની પણ છુટ. નીચે એક મોટો 'હૉલ' રાખેલો ત્યા વીસ મીનીટના વીસામા માટે સઘળા ઉતરી પડે તો ત્યાનુ રંગ રૂપ ન બયાન થાય તેવું છે. નાટકશાળાના ધણીઓના હુકમથી ત્યા બસે ત્રણસે "બાઇ માણસો" ખુબ એસ્કી પોશાકમા આમ તેમ ફેરા ખાય અને તમને બહુજ આગ્રહથી પટાવીને દારૂ પીવા માગે. આ ઠેકાણે મર્યાદા, લોક લાજ, સઘળું અભડાઇ ઉપર ઉચું મેલવામા આવે છે અને અહીંજ બેખબરા જવાન મુસાફરોની તબીયતની ધુળધાણીનો પાયો રચાય છે. અજબ છે કે ભલા ભલા, ખાનદાની, દરજ્જાવાળા ફ્રેંચમેનો ત્યા ફરહર કરે છે પણ તેની તેઓને સુગાજ નથી.

પણ તે કરતાબી નપેતર 'કાફે કાનસર્ટો' છે. ગાવાનુ અને મ્યુઝીક તો સમજ્યા; ફક્ત નામનુંજ છે પણ સ્ટેજ ઉપર જે ફારસો અને રમુજી ટાહુકા ચાલે છે તે આપણી તરફના ભવૈયાના નાચોથી કોઈબી તરેહથી ચઢીયાતા નથી. ત્યા બંધ બારણે નજીસ જવાન દરાજી અને એબલગામણા ચાળાઓનું બજાર ખુબ તેજમા ખીલે છે. દરેક દાખલ થનારને કાંઈ ને કાંઇ "પીણું" મગાવવાની ફરજ પડે છે. ટીકીટનું દામ આપવું પડતું નથી. અલબતા કહેવાની જરૂર નથી કે

ત્યાંની સઘળી 'વેટરેસો' સ્રી વર્ગની હોય છે, પણ ત્યાં ગ્રહસ્થ બાનુને જવાની હું ભલામણ કરી શકતો નથી બલ્કે આપણા જેવાઓનેબી જવાનું ઠીક નથી.

પણ તેથી ઉલટું પારીસનો હીપોડ્રોમ જોવાજોગ છે. એક વાર હું ગયો ત્યારે છપાયું હતું કે એક વીસ વરસની પારીશ્યન છોડી પોતાની મોટોરકારમા બેસી ઉપરથી ઉતરી આવી હવામા મોટોર સુદ્ધા ઉડી સામી બાજુએ પડશે. આ નવાઈ જેવો તમાશો જોવાને કાઇ હજારો લોક ઉતરી પડ્યું હતું અને કાઇ હજારો આપેરા ગ્લાસ લોકના હાથમા હતા. પહેલા થોડુંક ગાણું બજાણું થવા પછી સર્વે એક મોટા દીવાનખાનામા ગયા જ્યાં

ખ ક

૨૦ ફીટ

આ પ્રમાણે લાકડાનો લાબો પ્લાટફોર્મ રચેલો હતો. ઉપર (ક) આગળ એક જુવાન એકલવડી પારીશ્યન છોકરી પોતાની મોટોરકારમા બેઠી હતી. મેનેજરે સર્વેને સમજાવ્યુ કે આ છોડી પોતાની કારમા ક આગળથી ધસારાબંધ આવશે અને વચ્ચે વીસ ફીટનું છેટું છે તેમા મોટોર સુદ્ધા અદ્દર ઉડીને સામા પ્લાટફોર્મ ઉપર પડશે અને ખ આગળ જઇ ઉભી રહેશે માટે જો 'કાર' ને હવામા ઉડતી જોવી હોય તો આપેરા ગ્લાસો આ ૨૦ ફીટના ખાચા તરફ રાખવા. આ વાર લોકનો

દમ ગોયા બંધાઈ ગયો હતો. એક ટાચણી પડે તોબી સંભળાય એવુ ચુપાચુપ હતુ. મેનેજરે પુછ્યુ કે "રેડી?"

ઉપરથી નાજુક જવાબ આવ્યો કે "રેડી."

"લેટ ગો."

આટલા શબ્દો નીકળતાજ ઉપરથી ધરધર કરતી મોટોરકાર આવી ને વીસ ફીટના ગાળા ઉપરથી અદ્દર છલાગ મારીને સામી બાજુએ પડી આ વાર મારી છાતીનો ધડાકો મને પોતાને સભળાતો હતો છેલ્લા હારમસ્ટનના સરકસમા એક પુરૂષ સાઇકલ ઉપર બેસી ઊંધે મસ્તક ચકરડામા ફરી આવતો હતો તે આ આગળ કુચ ગણતીમા નથી હવે પારીસમા અવાર નવાર એક જાતના "પબલીક બાલો" થાય છે તેનો થોડોક હેવાલ આપી આય નાટક ફાટકનુ પ્રકરણ બધ કરીશ. આ "બાલ" નાચની જાહેર જગ્યાઓ પારીસમા આખુ વરસ ઉઘાડી રહે છે અને ત્યા કોઇનેબી જવાની છુટ છે પણ મારે કહેવુ જોઇયે કે ત્યા દસ્તુર દાવરો માટે જગ્યા નથી જરા મામલો ચસ્કેલો રહે છે અને ઘણા ખરા વીઝીટરો ભોળા ઇંગ્રેજ કે ઇટાલીયન કે આસ્ત્રીયન મુસાફરો જણાય છે. જો ફ્રેંચ દીસે તો જાણવું કે "ખોદાબખશ" અલબતા અહી આબરૂદાર કુટુબોને જવાનુ કામ નથી 'ક્વારટીઅર લાટીન' કરી એક જગ્યા છે ત્યા આવા 'બાલ' થાય છે અને ત્યા મોટો ભાગ સ્ટુડટોનો હોય છે અને ત્યા ટીગા મસ્તી, બદ

હવસી અને બેઅખ્તીઆર પાણનું બજાર બહુ મંડાય છે. ત્યા એટલી મસ્તી થાય છે કે આપણા જેવાને પણ જવાનું સલામતીભરેલું નથી. કોઇ કોઈ વાર પોળડફેલાકીનો મામલો ચાલે છે. રમુજનું એક ખરેખરૂં અને નીરદોષ સાધન 'કન્ઝરવેટોર ડે મ્યુઝીક' છે. આ ખાતાંની આખાં યુરોપમાં તારીફ છે અને તે ઉપર ખરા શોખીનોની એટલી ધસાલ છે કે અગાઉથી થયલા મેમ્બરો સીવાય બહારનાઓને દાખલ થવાનો ચાન્સ આવતો નથી. એની ઇમારતજ જબરદસ્ત છે. કહે છે કે પૃથ્વીમાં સર્વથી મોટું ઓપેરા હાઉસ એ છે. લગભગ ૧૫ હજાર ચોરસવાર જગ્યા રોકે છે પણ હું ધારૂં છું કે આ ઓપેરા હાઉસનુ વર્ણન હું આવતા પ્રકરણ માટે રાખીશ કારણ કે તેના બહારના દેખાવનું એક ચીત્ર આપનાર છું.

---

## પ્રકરણ—૨૮ મું.

નજર ફેરવીને જુઓ પારીસનું નાનકડું ઓપેરા હાઉસ. એ બાંધતા બગભર ૧૩ વરસ થયાં. ખરૂં ખાટું તો ભગવાનજી જાણે પણ એમ કહેવામાં આવે છે કે આખી પૃથ્વીમા સર્વથી મોટું થીયેટર હાઉસ આ છે. આખી ઇમારત લગભગ ૧૫૦૦૦ ચોરસવાર જગ્યા રોકે છે તે છતા ફક્ત તેમાં ૨૦૦૦ માણસોનીજ જગ્યા છે

આ નાટકશાળા પહેલી નજરે આઝી આંખે ઉડી આવતી નથી પણ જ્યારે થોડીક વાર એની આસપાસ ફરતાં પેંહેટ નીકળે છે ત્યારે જણાય છે કે એ કેવી ગંજાવર છે. મુંબઇમાં જેઓ લાખ બે લાખની રમત કરીને નાટકશાળાઓની ધામધુમ કરી રહયા છે પણ હજી જ્યાના ત્યા છે તેઓને જાણવું અગત્યનું થઇ પડશે કે આ પારીસના આપેરા હાઉસ માટે ખાલી જમીનનાજ સાહાઠ લાખ રૂપીઆ આપવા પડયા હતા, અને ઇમારત ઉપર સવા બે કરોડ રૂપીઆ ખરચ થયો હતો. સવા બે કરોડ રૂપીઆની નાટકશાળા! મુંબઇ, મુંબઇ, તારો આવો દહાડો કયારે આવશે! સ્ટેજની તળે સાચાકામ ચલાવવાનું એટલે ૫૦ ફીટનું ભોયરૂં બનાવવું પડયું ત્યારે એટલું પાણી ધસી આવ્યું કે તે કહાડી નાખવાને સાત મહીના સુધી રાત અને દહાડો આઠ સ્ટીમના બંબા ચાલુ રાખવા પડયા. આખી ઇમારતમાં ફક્ત બારી બારણાં સીવાય લાકડકામની જાત નથી, પણ રંગબેરંગી બ્લુ, લાલ, લીલો, સોનેરી ચીત્રીવાળો માર્બલ ધુમ આખ મીચીને વાપર્યો છે. આખી નાટકશાળાને ત્રણ મજલા છે અને તેપર મોટા હાથી ચહડી જાય એવા માર્બલના દાદર છે. જરા વળી પાછું પાસેના ચીત્ર ઉપર નજર કરો. ઉપલે મજલે જે પીલરો દેખાય છે તે ૩૩ ફીટ ઉંચા સંગીન માર્બલના છે અને તેને મથાળે સોનેરી ટોપી ચહડાવી છે.

માંહે દાખલ થતાં જીવ અંકળાઇ જાય છે. શું કોતરકામ, શું સોનેરી ગીલ્ટના ઝઝખરો, શું લાકડાંના દરવાજાઓ ઉપર ફ્રેંચ પાલીસ સાથે સોનેરી નકસીકામ! જેટલું ખરૂં સોનેરી બ્રોન્ઝ પારીસમાં મળ્યું હશે તે સઘળું અત્રે લપેટી ક્હાડેલું જણાય છે. જેવી જંગી ઇમારત તેવીજ મહાભારત સ્ટેજ. તેની ઉંચાઈ ૬૯ ફીટ અને પોહોળાઇ ૧૭૮ ફીટ છે. એક ઘરના દશ માળા જેટલી ઉંચી સ્ટેજ રાખવાનું કારણ એ કે દુન્યાવર્ણના ગાનારાઓ અને ગાનારીઓના સુરીલા કંઠને પુરતો ઇનસાફ મળે. આ સ્ટેજ ઉપર મ્યુઝીક સાથે જ્યારે નાચ થાય ત્યારે તેનો ઠાઠ તમાશગીરોને તેનો પુર બહારમાં દેખાય તે માટે સ્ટેજની છેક પુઠે એક જબર-દસ્ત આરસો મુકર્યો છે જે ૩૩ ફીટ ઉંચો અને ૨૩ ફીટ પોહોળો છે. આનું પરીણામ એવું આવે છે કે જ્યારે બસેં જણ સાથે નાચતા હોય ત્યારે તમાશગીરને ૪૦૦ જણ નાચતા હોય એવુ દેખાય છે. આ આરસાની ગોઠવણ સાધારણ તમાશગીરને દેખાડતા નથી. પારીશ્યનોને 'આપરાટ્રીક' ગાનાનો એટલો શોખ છે કે જ્યારે એકાદ નામાંકીત ગાનારી આવે ત્યારે નાટકશાળામા મહીના મહીના અગાઉથી એક સો રૂપીઆ આપવા છતા એક સીટ મળતી નથી.

પણ હવે નાટક ફાટકને મુકી આગળ ચાલ્યે. હું તો જાણું કે સાઇકલનું દેવાનાપણું મુંબાઇમાંજ હશે

પણ પારીસ આગળ તો મુબઈ પાણી ભરે છે તેમા વળી આ ચેટક બાનુઓમા વીશેષ જણાય છે પારીસમા સાઈકલીગ મોટી મોટી ક્લબો છે જે માહેની એકમા ૭૫૦૦૦ મેમ્બરો છે સાઇકલો એટલી ફકડી જાય છે કે અરધા દહાડાના ૩ ક્રાક આપો તો જેવી જોઇએ તેવી સાઇકલ ભાડે મળે છે સાઇક્લ ભાડે ફેરવનાના સેકડો મથકો છે ફ્રોબર્ગ સેટ જરમેન અને એવા એકાદ બે માતબર જીલ્લા સીનાય પારીસનુ કોઇબી ઘર એવુ ન હશે કે જેના ભોયતળીયામા રસ્તા આગળ દુકાન ક્હાડેલી ન હોય અને દુકાનોબી કેવી? હુ ધારૂ છુ કે એકેકી દુકાન તમારી કોટે કોટની આખી હારને ખીસામા મુકે નરો ભીડીબજારનો મામલો જોઇ ટયો પારીસના દુકાનદારોને જરા ચાસ મારવાની બીમારી ઝાઝી છે માટે જે ભાવ પહેલા ક્હે તેજ લેશે એમ માનવાની જરૂર નથી તેમા જ્યારે તમને "ફારેનર" જોશે એટલે તેનાજ તેત્રીસ ટકા ચહડી જતા વાર લાગતી નથી જે દુકાન ઉપર મોટા અક્ષરે લખ્યુ હોય કે "આ દુકાનમા ઈંગ્રેજી બોલવામા આવે છે" તે દુકાનને મીઠો ગાળોજ મુકજો કારણ કે ત્યા ચીરાઈ આવવાના ચાન્સ ઝાઝા છે વળી જે દુકાનપર લખ્યુ હોય કે "Vente Forcee" એટલે વહીવટ બધ કરવા સારૂ માલ ક્હાડી નાખ્યે છીયે, તાહ તો ખોદાને ખાતર પગ મુકતા ના કારણ કે "રૂપીઆનો માલ પાવલે જાય

છે" અથવા "મગને ભાવે મરી વેચાય છે" તેના જેટ-લીજ સાચનટ આમા પણ સમજવી જે દુકાનના ભાવ ખુલ્લા પહેલાથીજ માડયા હોય તે દુકાન ખરી માનવી આપણી તરફની સ્ત્રીઓ પારીશ્યન લેસ ને ફુનટા ફુમટી ઉપર મરી ફીટે છે તે ખરૂ છે પારીસમા આવી જણસોની દુકાનો જબરી છે તેઓ એવી મોટી ઉથલ પાથલ રોજની કરે છે કે કેટલીક મોટી દુકાનોમા તો મોટા મોટા રીફ્રેશમેંટોના બાર રાખવામા આવ્યા છે જ્યા જે ચાહો તે મુફત ખાઓ પીઓ એવી ગોઠવણ છે અહી મારી લેહેરી સુનાનાયો ને પીવાનાયોને ચેત-વણી આપવાની જરૂર જોઉં છુ કે દરેક જીણસપર જે ભાવ માડયો હોય તેમા ઘણો ફરક થઇ શકશે માટે પડવાને શરમાવુ નહી

આપણી ગમ દોઢીઆની બે માચીસની દાબડી અને પારીસમા એક દાબડીનો એક આનો! આ ભાવ લગાર મને ઓચ બાબર્યો લાગ્યો એટલે ખબર કહાડતા જણાયુ કે જ્યારે જર્મનો જીત્યા અને ફ્રાંસ ઉપર અબ-જોનો દંડ નાખ્યો ત્યારે તે ભરપાઇ કરવા સારૂ ફ્રાંસે માચીસ બનાવવાનુ પોતાના કબજામા રાખ્યુ અને તે એક આને વેચ્યાથી પોતાનું લગભગ સઘળુ દેવુ ફેડી કહાડયુ ઇનકમ ટાક્ષ અને લાઇસ સ ટાક્ષ જેવા અભા-ગ્યા કરોથી રૈયતના જીવ ખાટા કરવા કરતાં આ રીત મને બહુ મનપસદ લાગી એકાદ દાબડી સમાલીને

વાપરે તો એક મહીનો ચાલે અને તે માટે એક આનો ફેંકી દેતા ઘણું ભારે ન લાગે. પણ લાખની પાણ. એવી કરોડો દાબડીઓ વેચાય તેથી દેશનું દલીદ્ર ફીટે એ દાખલોભી નકલ કરવા જોગ છે. સીગાર ચીરૂટનું પણ તેમજ. આ જીણસો ખુદ સરકારી કારખાનાઓમા બને છે અને તેમાથી દેશને મોટી ઉપજ છે.

હવે આવ્યો મારા બાપદાદાનો ધધો, ન્યુસપેપર. મારી નોધ બુકમા મેં ટપકાવી લીધુ છે કે પારીસમા પહેલવહેલું ન્યુસપેપર ૧૬૩૧ ના સાલમા નીકળ્યુ હતુ. તે વાતને આજે પોણી ત્રણસે વરસ થયા. ત્યાર પછી ૧૭૮૨ ના સાલમા વર્તમાનપત્રો વધીને દોઢસો થયા પણ એ સરળા એવા કામકાજના કઠીઆરા હતા કે નેપોલીયન બોનાપાર્ટે સર્વેને હાકી કહાડયા અને ફક્ત ૧૩ વર્તમાનપત્રો જીવવા દીધા. પણ હમણા પારીસમા કેટલા ન્યુસપેપરો અને ચોપાનીઆ પ્રગટ થતા હશે? ૨૯૦૦!! તેમા રોજીંદા પત્રો ૧૫૦ છે અરે પરવરદેગારના શોકર કરો કે એ વા અત્રે ઉડયો નથી જો તમને આઠ દશ દહાડાથી વધુ એટલે જે છ આઠ મહીના પારીસમા રહેવુ હોય અને ફ્રેંચ ભાષા શીખવાની ખુશી હોય તો પદર ફ્રાંક દર માસે આપતા અઠવાડીયાના ત્રણ લેસનોની ગોઠવણ થઈ શકશે સેન નદીના ઉપર તરતા ગરમ પાણીના બાથ પણ જોવા અને વાપરવાજોગ છે. એક ફ્રાંક—દશ આના—આપતા સાબુ, ટુવાલ વગેરે

બધું કમપલીટ મળી શકશે. જો ખોદા ન દેખાડે-પણ તબીયત બગડી આવી તો ખાનગી સેનીટરી અથવા નરસીંગ ખાતાએ છે ત્યા જઈ પડવાની હું મારા વાચનારાઓને ખાસ ભલામણ કરૂ છુ. દર માસે ૧૦૦ ફ્રાંકથી ૧૦૦૦ ફ્રાંક—જેવુ નરસીંગ હોમ ને જેવી બીમારી. તેમા ખાવા પીવાનું, બાથ, નર્સીંગ, ડાકટર બધું સમાઇ ગયલું સમજવુ. જરા ટટાર થયા કે બીલીઅર્ડ વગેરે સઘળુ તૈયાર જોવામા આવશે આવીજ રીતના નર્સીંગ હોમ બાનુ બીમારો માટે પણ અલાહેદા છે. ૩૦૦ થી ૫૦૦ ફ્રાંક એટલે દર માસે અઢીસોથી ત્રણસો રૂપીઆમા સઘળી ગાગર પતી જશે

પારીસમા પાદશાહી મકાનો અને રાજ્યશી દેખાવો એટલા બધા છે કે શાનુ વર્ણન કરૂ ને શું બાકી રાખું તે સમજ પડતી નથી પણ તમારા મીત્રને કહેજો કે "પેલ રાયલ" "લુવર" અને "વારસેલ" ના મહેલ જરૂર દેખાડી લાવે આ ત્રણ જોવા વગર ચાલે એમ નથી. 'પેલ રાયલ' હમણા પ્રજાને જોવા માટે ખુલ્લો નથી કારણ કે હમણા તો ત્યા મોટી રાજ્ય કૌન્સીલ બેશે છે. આ મેહેલ ૧૬૧૯ મા કાર્ડીનલ રીશલોએ બાધવા માડયો અને ૨૪ વરસે પુરો થયો રીશલોના મરણ પછી ફ્રાંસના એક વીધવા રાણી પોતાના બે બેટાએ સાથ ત્યા આવી રહયા. ૧૭૨૩ મા પાદશાહ લુઇ ૧૪ માની બાળાવસ્થામા તેનો કાકો ફીલીપ રીજંટ

હતો તે આ મેહેલમા આવી વસ્યો અને પછી ત્યા જે ભાવટા ચાલ્યા તેથી આખા યુરોપમા હોહો થઇ રહી. કહે છે કે તે વાર કોઇબી આબરૂદાર ખુબસુરત સ્ત્રીને મોહોલ્લામા ફરવાની સલામતી ન હતી. આ મેહેલમા એવા નજીસ, એવા અઘોર કુકર્મો થતા કે જેથી આબરૂદાર કુટુંબો ઠરઠર કાપતાં હતા આ મેહેલમા છુટા છુટા બંગલાઓમા મનમોહુવન પણ પાપી ઓરતોને ઢગલાબંધ રાખવામા આવતી અને તેઓ સાથ નાચરંગમા પૈસાની એટલી ખરાબી થઇ કે નાણું ઉભું કરવા માટે મેહેલની આસપાસ રીજંટે દુકાનો બંધાવી તે એટલા સુધી કે ઉપર રાજમેહેલ ને ભોયરામા દારૂના પીઠા! પણ પાછળથી ૧૮૩૦ મા એનો દહાડો વળ્યો અને આબરૂ ઇજતથી કામ ચાલવા માડ્યુ. ૧૮૪૮ મા લોક છેડાયુ અને સવળા પાદશાહી દીવાનખાનાઓ ભાજી ફ્રોડી નાખ્યા ત્રીજા નેપોલીયને મેહેલ પાછો બંધાવ્યો તે ૧૮૭૧ મા ફ્રેંકો જર્મન લડાઇના પરીણામથી ઝનુનમા આવીને ફ્રેંચ બળવાખોરોએ સળગાવીને તારાજ કર્યો. ખોદા જાણે વળી પાછું એનુ મોહોત કે દહાડે છે!

---

## પ્રકરણ ૨૯ મું.

પારીસની ગટર! હાયરે જમાના! માનવીની કમનસીબ ચશમોમા શી શી મહાભારત ચીજો જોવાની

સજ્જેલી છે ! પારીસની ગટર ! આપણી કાલબાદેવી અથવા માંડવી તરફની મોરીથી ભણ ભણ કરતી અને નાકનો દાડો ફાડી નાખતી ગટરો ઉપરથી પારીસની ગટરનુ નામ વાચીને સુગાશો ના આ ગટરો નહી પણ પાદશાહી ભાગોળો અને રાક્ષસી દરવાજા છે આખા પારીસનુ ભીતર એગલ જે ભોયરૂ કરોળીયાના પડની પેરે ગટરોની આગણસાનણ ગલીઓથી ગોપા વી ધાઇ ગયુ છે વરસના ચોક્સ મહીનાઓના મહીનામા બે વાર તેમા પ્રજાને જોના માટે દાખલ કરવામા આવે છે ગટરમા પ્રજા ! હા, ગટરના હજારો લોક અને તેબી વળી મોજ મારતુ ! જો જવાની ઈચ્છા હોય તો ૬૦ સેંટ—છ આનાનો સ્ટાપ નારીને એક અ-ઝ સેનના 'પ્રીફેટ' વડાને મોકલવી પડશે કેટલા જણની પાર્ટી જવા ધારે છે તે જણાનવુ પડશે, અને જવાબને માટે સ્ટાપ બીડવો પડશે બીજે દીને રજા ચીઠી આવશે તેના કયો ટાઇમ અને કઇ ભાગોળેથી દાખલ થવુ તે બરાબર જણાશે બાનુઓને પણ આ નહાન ગટરનુ બાંધકામ જોવા જવાની કશી અડચણ નથી, બલકે તે લોક તો ઓર વધારે મોજ મેળવે છે આખી ગટર જોઈ વળતા એક કલાક થશે પણ એમ ન સમજવુ કે પગો ચાલીને જવુ પડશે અથવા આસપાસના ગંદીવા માદનથી કપડા છટાશે ના—ના—ગટરનાં ઉન્ર્યા કે ખાસ્સા ઈલેક્ટ્રીક કારમા સવારી કરવાનુ અને થોડે ભાગે બોટનાં સેર્સીન

સેહેલ કરવાનું! કહે છે કે પારીસમા ગટરની જે સીસ્ટમ છે તે બહુજ સંપુર્ણ છે અને તેવી સુધરેલી દુનીયામા બીજે કેથે નથી. તે એટલી સંપુર્ણ છે કે તેને લીધે પારીસમાં મરણ પ્રમાણ અજબ જેવુ નાનુ છે. અફ્સોસ! કાય નહીં આ પવન મુબઇમા ઉડી આવતો? આપણા મુંબઇ શેહેરમા મરકીના મીહીણા અને છાતીના દરદોના રોદરા રોજ સાભળતા સાભળતા જીવ કદરાઇ આવ્યો છે અને તે સઘળા આપણી નજીસ ગટરોના પ્રતાપ છે એમ સાધારણ રીતે બોલાય છે. મૈલ મૈલના ભાષણો થાય છે પણ કોઇ ધસીને એક પગલું આગળ ચાલતુ નથી. સારા પારીસમા ગટરની કુલ લંબાઇ કાઇ હજારો ફીટની છે અને તે ઉપર શું ખરચ થયો હશે તેનો માત્ર ખ્યાલજ હેબતાવી મારે છે. ઉભી ને આડી આ પ્રમાણે ગટરો અકેકને કાપતી જાય છે અને એવી કળા કરેલી છે કે તે માહેનું ગદલું ચોકસ જગ્યાઓએ બ્રાચ પાઇપોમા જઈ ત્યા સફા થઇને પછી પારીસથી છેક આઘે નીચાણ જગ્યામા દોડે છે અને ત્યા તે ખેતીના કામમા આવે છે. આ ગટરો કેવી ગંજાવર છે તેનો એટલાથીજ ખ્યાલ આવશે કે તે માહેની એક માહેથીજ દર કલાકે સાડા ત્રણ લાખ ક્યુબીક ફીટ ગદલુ પાણી પસાર થઈ જાય છે આ ગટરો અઢાર ફીટ ઉચી અને અઢાર ફીટ પોહોળી છે તે તમામ નક્કર કાળા પથ્થરની બાધેલી છે અને તેમા ખવાઈ ન

જાય એવી મેળવણીના સીમેંટનું પડ કીધેલું છે. ગટરમા ચાલતા જગે જગ લોહોડાની સીડીઓ મેલી છે કે કોઈ જોતા થાકે અને ઉપર આવવા માગે તો તુરત ઉપર આવી શકે આ ગટરોને સાફ ગખવાની યુક્તી ઘણી નવાઈ જેવી છે. બરાબર ગટરમા બુચની પેઠે સમાય તેવા ગાડા બનાવ્યા છે, અને આ ગાડુ લાગુ કીધું કે પછવાડેથી નવા આવના પાણીના જોરે ને ગટરમા આગળ ચાલતું જાય છે અને ગટરની બધી સાઈડ ઘસીને સફાઈ કરતુ જાય છે.

પારીસનુ હોટેલ ડે વીલ—એટલે જે ટાઉનહૉલ જોવા વગર પાછુ ફરવુ નહી એ બચારી ઈમારતના નસીબમાં મારા જેવાન લીલા હશે જ્યારેબી પારીસનુ હલકું લોક છેડાય કે પહેલી ધાડ બીચારા આ મકાન ઉપર આવે છે ૧૫૩૩ ના સાલમા એ પહેલ વહેલું બાંધવા માંડ્યું પણ સાઠ વરસ સુધી રખડી રખડીને તેનો છેડો આવ્યો. ૧૭૮૯ના સાલમા પારીસના જુલમગારો બાસ્ટીલના કેદખાના ઉપર ખીજાયા અને તેને ભાજી તોડી નાખ્યુ ત્યારે આ વાર મારનાગઓને વાજતે ગાજતે આ ટાઉન હૉલમા લાવી બેસાડયા અને તેઓ મોટા સત્તાધારી થઈ પડયા આ વાર ફ્રાન્સનો રાજા સોળમો લુઈ બચારો ધ્રુજતો હતો તેને શીખામણ મળી કે બચ્ચા હમણા વાણીઆ મુછ નીચી કર, નહી તો ફ્રેફટમા રાજ્ય ગુમાવી બેસ્તા ડોકું છંટાઈ જશે.

બચારો જે ગભરાયો તે ડોકું નમાવીને વારસેલ્સથી સરઘસ લઇને આવ્યો અને રૈયતના આ પ્રતીનીધીઓને નમસ્કાર કર્યા! રાજા શરણે આવ્યો છે એમ બહાર ઉભેલી લખ્ખોની ભીડે માન્યું નહીં એટલે બાપડો લુઇ બારી આગળ આવીને નમ્યો ત્યારે લોક શાંત થયું. એજ પ્રમાણે ૧૮૩૦ ના સાલમા ફ્રેંચ રાજાને પકડીને આ હોટેલ-ડે-વીલમા લઈ આવ્યા અને તેને બંડીવા-ખોરોના સરદારને પ્રજાની હજુરમાં કોટી કરવાની ફરજ પાડી. પણ પાંચ દશ વખત આ અભાગણી ઇમારતના હાલ હવાલે પડી ગયા પછી છેલ્લી ફ્રાંકો-જર્મન લડાઇ પછી ૧૮૭૧ તો માં તેની પુરી કમબખ્તી આવી. પોતાની હારથી ખીજાઇને ફ્રેંચ હાડામાસ્તરો બહુ રંગપર ચઢયા અને આ નેહેસ્ત કદમ ટાઉન હૉલને બાળી નાખવાનો ઠરાવ કર્યો. દેવદારનાં પાટીઆ, કેરોસીન તેલના ડબ્બા, બંદુકના દારૂના પીપ વગેરે લુટ ચલાવીને આણીને આ ટાઉન હૉલના પેટાંમા ભર્યું. ચોવીસ કલાક સુધી આ છોકટ તુફાનીઓ અને લશ્કર વચ્ચે જબરી ઝુમઝેસ ચાલી. આ વાર ટાઉન હૉલમા પોતાનાજ ૬૦૦ મેળ-ત્યાઓ હતા તે છતા તેને સળગાવી મુકયો અને આ છસો માહેના દરેક બળી મુવા

હમણાની નવી ઇમારત બહુજ સુંદર છે. તેમા જગે જગે ૨૦૦ તો માર્બલના સ્ટેચ્યુ ગોઠવ્યા છે. કોઇ-નેબી આ ઇમારતમાં જઇને ફરવાની છુટ છે. વચ્ચો

વચ્ચ મોટો હૉલ છે તેમા મ્યુનીસીપલ કોરપોરેશનની સભા બેસે છે તે વારે કોઇ પણ માહે જઇને કામકાજ ચાલતું જોઇ શકેછે. આ હોટેલ-ડે-વીલની બહારનો ચોક પણ બડો સગાણનો ગાઠીઓ છે. બહાર ચોગાનમા કાઈ સેકડો રાજવંશીઓ અને અમીર ઉમરાવો રેહ-સાઇ ગયા છે બહાર જે બતીનો થાભલો છે તે ઉપર ચીસાઇ ગયલા લોકોએ ક્ચ કઇને લટકાવી દીવેલા બચારી આપણી લુલી ટાઉન હૉલના ઝુકતા મેદાનમા એમજ એકાદ બેને લટકાવી દીધા હોય તો મુંબઇ નગ-રીને કેવું સુખ થાય? નામો દેવાતા નહી રે યારો! બાકી મનમા તો બે ચાર છે જેઓને વગર ઇનસાફે ગરદન માર્યા હોય તો પાપ ન લાગે

ટાઉન હૉલથી આગળ ચાલ્યા કે તેને વળી ભનું મનાવે એવી જગ્યા આવે છે બાસ્ટીલના કીલ્લામા લાટુ-ડને કેદ કીધેલો અને તે પાળેલા ઉદરો સાથ રમી પોતાનો વખત કહાડતો હતો એમ આપણે નાના હતા ત્યારે વાચેલુ તે નામચીન કીલ્લો હજી હૈયાત છે. એ બાધવાને સુમારે ૭૦૦ વરસ થયા છે, તોબી નાપાકનો ખાધેલો હજી જેનો ને તેનો તતણખાર છે તો ન હોય? દશ ફીટ જાડી દીવાલ છે ને આઠ મસ મોટા મીનારા ઉપર તોપો ચહડાવેલી છે. એટલે શેહેરમા ગ્મખાણ થાય ત્યારે આ જાલમ બાસ્ટીલ આગળ કોની માએ સુઠ ખાધી છે જે આવી શકે? જુલમગાર રાજાઓનો

આ જાલમ કીલ્લો જમીનદોસ્ત કરવાને ખીજાયલી રૈયતે અનેક વાર તજવીજ કરી પણ ફાવ્યા નહીં. આખરે છેક ૧૮ મી સદીની શરૂઆતમા તેની અજ્જલ આવી પુગી. પારીસના ખવીસોએ સોગદ ખાધા કે કાઈબી કરીને આ પાદશાહી જુલમાતના ડકાને નાબુદ કરવો. કીલ્લો જબરદસ્ત ખરો, પણ માહે ફકત ૧૩૮ માણસોનું રખેવાળ ગેરીસન હતું. એટલે લખ્ખો છાકટ લોકના ધસારા સામે તે ટકી શકયું નહી. બાહારના લોકે પાણી કીલ્લામા આવતું બધ કર્યું, એટલે, જે લખ્ખો લોક ન કરી શકયુ તે પાણીની પ્યાસે કરી બજાવ્યુ. આ ૧૩૮ બહાદુરોનો કમાનડીગ ઑફીસર મો૦ લોને કરી હતો, તેણે શરણ થવા ના પાડી અને જીવ આપવા તૈયાર થયો. પણ આખરે માહેના ગેરીસને ચર ઉપરના દરવાજા ઉતારી પાડયા કે ઘેરાયલું લોક ભુખ્યા વાઘની પેઠે અદર ધસી આવ્યુ અને મો૦ લોનેનુ ડોકુ કાપી નાખી દરવાજા ઉપર ટાગ્યુ

મારી નાકેશ સમજ પ્રમાણે પારીસની મોટામા મોટી જોવા લાયક જગ્યાઓ ત્રણ છે. લુવરનો મેહેલ, વારસેલ્સનો મેહેલ અને ઈફીલ ટાવર લુવરનો મહેલ કયારે ઉભો થવા માડયો હશે, તેની કોઇને બરાબર ખબર નથી, પણ તેની શરૂઆત છેક ૯૦૦ વરસ ઉપર થયલી ધારવામા આવે છે. ગમે એમ હોય પણ ૧૩ મા સદીમા ફ્રાસના રાજા ચાર્લસને એ ઘણો ગમ્યો અને

તેને સુધારી વધારીને પોતાનો ખજાનો તથા કીમતી પુસ્તકખાનુ તેના લાવીને વસ્વાટ કર્યો આ મેહેલે લગ ભગ ૪૮ એકર જગ્યા રોકી છે અને એ આખી પૃથ્વીના સર્વેથી હેડસન મેહેલ ગણાય છે એના અડધા ભાગમા મેહેસુલ ખાતુ સનારેનુ છે અને બાકીનો અડધો ભાગ પ્રજાને જોના માટે ખુટલો છે આ અડધા ભાગમા ચીત્રો અને બીજી ચીજોનો અબજો રૂપીઆનો ખજાનો ભરેલો છે સોનનાર સીનાય કોઇબી દહાડે ત્યા જનાઇ શકશે, પણ બને તેન સનારના જવુ, કારણ કે બપોર પછી પરવારતાઓની ભીડ ભારે થાય છે, અને આસાનીથી ફ્રગતુ નથી નેપોલીયન બોનાપાર્ટ જ્યારે ઇટાલી, આસ્ટ્રીયા વગેરે મુલકો જીતતો જીતતો આગળ વધ્યો ત્યારે જ્યા ત્યાનો કીમતી ખજાનો, પુતળાઓ, ચીત્રો વગેરે જે હાથ આવ્યાં તે સઘળાં લાવીને આ લુવરના રાખેલા છે, તેને લીધે અને ચકમ ફ્રેંચ કરોડપતીઓ અનારનવાર આ સંગ્રહમા મરતી વખતે કાઈને કાઈ આપી જાય છે તેને લીધે, આ સંગ્રહની બીજા કોઇ દેશમા જોડી નથી એ મેહેલ એટલો મોટો છે કે તેના દરેક ઓરડાનાથી ફ્રક્ત **દસારબંધ ચાલી જાઓ** તો બરાબર બે કલાક થાય હાથના નકશા વગર ફરો તો જરૂર ભુલા પડો ભોયતળીએ તનાન પુતળા નેલેવા છે પહેલા માળ ઉપર કીમતી પીક્ચરો અને પરચુટણ નાની જણસોનો ગંજાવર જથ્થો છે અને બીજા માળ ઉપર ઓજાર, હથ્યાર,

વણતકામ, ચીનીકામ વગેરે કરોડો રૂપીઆની દોલત પડી છે. હું આપણી તરફના મુસાફરોનું ધ્યાન આ મહેલના એશીયાટીક ખંડ તરફ ખેંચવા માગું છું. સંગ્રહ તો એટલો બધો છે કે જોતાં આંખ અને ચાલતાં પગ હાકે. પણ આ એશીયાટીક સંગ્રહ જોવાને ચુકવું નહીં. નીનીવેહ અને બાબીલોન આગળ ખોદકામ કરતાં મો૦ બોટા અને સર એ. લેઅર્ડને મળી આવેલો ખજાનો—અડધો બ્રીટીશ મ્યુઝીયમમાં અને અડધો અહીં પડેલો છે. એસીરીયાના રાજાઓએ બાબીલોનને ઈસ્વી સનના ૧૨૫૦ વરસ અગાઉ એટલે જે આજથી ત્રણ હજાર વરસ ઉપર જીતી લીધું ત્યાર પછી આ સઘળો જમીનમાં ડટાઈ ગયલો તે હમણા પાછા ફુટી નીકળ્યા છે. ખોદકામ કરતા એકેક પીલરો અને મેહેલના ભાગો મળે છે જે આજના બરમુછીઆ આર્કીટેકટોને લજવાવવાને બસ છે. દીવાનખાનાઓને આખા ને આખાં આલાબાસ્ટરથી મઢી લીધેલા મળી આવ્યા છે. જગોજગ ખીલા રેકા હરફોના કોતરકામ છે અને બ્રીટીશ મ્યુઝીયમમાં જે નીનીવેહના ગોધાનું મેં વર્ણન આપ્યું હતું તેની બીજી જોડી અહીં છે. પણ શું બયાન કરૂં ને શું રાખું! હું તો લખતા લખતા આજેજ થઇ ગયો છું. જ્યા ૮૦૦૦ વરસ ઉપરના મીસરી લેખો અને છ થી સાત સાત લાખ રૂપીઆના ચીત્રો કકડી જાય છે ત્યાં મારા જેવા અદના આદમીનું કામ નથી! શોખ હોય તો જઈને જોઇ આવો. ભુખ્યાની ભુખબી ભાંગી જાય એવું માંહી થાપી મુકેલું છે.

## પ્રકરણ—૩૦ મું.

મારા કયા લાગ લાગ્યાં કે વોર્કીંગ ખાતેની પારસી કબરો માટે મેં મારા આગલા પ્રકરણોમા ઇસારો કીધો! તે ઉપરથી એક બીજા ગ્રહસ્થે મને ટેકો આપ્યો અને તેના પરીણામમા લંડનના જરથોસ્તીઓની સભા મળી જઓએ ઠરાવ્યું કે વોકીંગમા સીમીટરી માટે કશું ફરીયાદ કરવા જેવુ નથી. હશે ભાઇ, એમ તો એમ– એ તો ટેસ્ટ ટેસ્ટની વાત છે. તમને જે ઘણું સંપુર્ણ લાગતું હોય તે કદાચ મારી ઉન્જબખ આખયોએ અપુર્ણ લાગતું હોય એટલુ તો કબુલ કરવામા આવ્યું છે કે કબરો ઉપરના કેટલાક લેખ વંચાતા નથી તે સાફ કરવા જોઇયે. જગ્યાની આસપાસ કોઇ જાતની બંધબસ્ત રેલીંગ નથી, એ પણ કોઇ ના પાડતું નથી અને કંઈ ઘણીજ નામીચી વાડી નથી, કારણ કે લંડનના માળીઓ કાંઇ મુંબઇના જેવા સસ્તા મળતા નથી. એ સઘળું હું કબુલ રાખુ છુ. હું કોઇનો કસુર કહાડવા માગતો ન હતો માત્ર જે મારી નજરમા સુધારવાજોગ લાગ્યું તે વર્ણવ્યુ એટલે તે માટે આટલો બધો ખોફ બતાવવાની જરૂર ન હતી મુંબઇમા કોલાબાને નાકે ખ્રીસ્તી સીમીટરી છે તેની કોઈ દહાડે સવારના મુલકાત લઇ જુઓ લાનોલી, દેવલાલી, બેંગલોર, મહાબળેશ્વર વગેરેની

'ખ્રીસ્તી આરામગાહો જુઓ. શું ત્યા ચુપકીદી! શું સા બાગબાની! શું રસ્તા ગોઠવવાની રચના છે તે જુઓ અને પછી તેનેજ મળતું કાઇ નજરે આવે ત્યારે તેમ કરવાની સુચના કીધી તેમા ખોટું શુ કહયું? હશે, એ સાહેબો પોતાનુ કામ સારી રીતે સમજે છે એટલે એઓ ખરા અને આપણે ખોટા. મેં જાણી જોઇને કોઈનું દીલ દુખવવાની મતલબ રાખી ન હતી પણ જો આણજાણતો તેમ થયું હોય તો હું દલગીર છું. ખરી વાત એ છે કે એ ખાતાંના લાગતાવળગતા કોણ છે તે તે વાર તેમજ હજીબી હું જાણતો નથી.

ઉપલા ટચકા પછી મને પારીસની નામીચી આરામગાહની યાદ આવે છે. પારીસની ઉતરે આ ગંજાવર કબ્રસ્તાન નામે 'પેરી-લા-સેશ' એક બાગે બેહેસ્ત છે ને તે જોવાની હું દરેક હીંદી મુસાફરને ભલામણ કરૂં છું. આખા પારીસમા સર્વેથી મોટી આરામગાહની જગ્યા આ છે. એ આખી જગ્યા સુમારે પાચ લાખ ચોરસવાર જગ્યા રોકતી હશે અને ત્યા કેવા કેવા મહાભારત લડવૈયાઓ, કવીઓ, મહાન ફીલસુફો પડેલા છે કે જેઓના નામ વાચતા આ ફાની જગતની જુઠી માયાનો કઇ અજબ જેવો તરંગ મનમા ઉભો થાય છે. ૧૮૧૪ ના સાલમા આ ખુદ કબ્રસ્તાનની અદર રશીયન અને ફ્રેંચ લશકરો લડી મુવા હતા. પણ તેથીબી વધારે આ શાંત હમેશગીની જગ્યામા ખુનખાર લોહીનો રેલો નાઘાવાની

સરનત હશે, કારણ કે ૧૮૭૧ માં ફ્રેંકો—જર્મન લડાઇ ખતમ થવા પછી પેરીસના બદમાશો આ ભુમીદાની જગ્યાએ જઇ ભરાયા અને તેઓને ત્યાથી બહાર કહાડવા માટે સરકારી લશકરે તોપના મારા ચલાવ્યા, જેથી ઘણીક પુરાણી કબરોની ખરાબી થઈ. ખુદ પેરીસમા કુલ બાવીસ આવા કબ્રસ્તાનો છે. એક કબરને ત્રીસ વરસો સુધી હાથ નહીં લગાડવામા આવે એવી શરતે પુરતી જગ્યા મેળવવા માટે ત્રણસો ફ્રાંક આપવા પડે છે. ફક્ત પાચજ વરસ સુધી કબર રાખવી અને પછી કામ પડે તો ઉખેડી નાખવી એવી શરત માટેની જગ્યા માટેના પચાસ ફ્રાંક. પણ કોઈનો શોખ થયો કે તેની કબર ચદરોકાળ સુધી રહે તો ફક્ત દશ સમચોરસ ફીટ જગ્યાના લગભગ ત્રણ હજાર ફ્રાંક આપવાથી તેમ બની શકે છે. ગરીબોને ભુમીદા કરવાનું કાંઇ દામ આપવું પડતું નથી. "પેરી-લા-સેશ" જોવા જવું હોય તો સવારના સાત વાગતાથી તે સાન્જના સાત વાગતા સુધી કોઇબી ટાઇમ અનુકુલ છે. બરાબર સાત વાગતે એક મોટો ઘંટ વગાડવામા આવે છે જે વેળાએ સર્વે વીઝીટરોએ બહાર નીકળી જવુ જોઇયે. આ ઠેકાણે જણાવવુ જોઈયે કે 'સીમીટરી' મા ફરતા સર્વે પુરૂષોએ પોતાની ટોપી ઉતારવી પડે છે. જાહેર રસ્તા ઉપર પણ સામેથી મુડદાની ગાડી મળી કે ટોપી ઉતારવી જોઈયે. આ મહાન કબ્રસ્તાન એટલુ મોટુ છે કે

ફક્ત ત્યાંની કબરો ઉપર ટપકેથી જોતાં ત્રણ કલાક નીકળી જાય છે. નવેમબર મહીનાની પહેલી અને બીજી તારીખ ગુજરેલાઓની યાદમા પવીત્ર ગણાય છે અને તે દહાડે આ જંગી આરામગાહમા લગભગ દોઢ લાખ લોક જોવા આવે છે. આ ઠેકાણે સુમારે ઓછામા ઓછી વીસ હજાર કબરો હશે, જેમાની કોઇ કોઇ એકેક સુંદર સીલ્પશાસ્ત્રના નમુના છે. મોટા છાયાવાળા ઝાડોના રસ્તા અને કયારાઓ આ જગ્યાની એક મોટી શોભા છે.

પણ હવે સુવાને એક બાજુ મુકી કંઈ બીજા વીષય ઉપર જઇયે. "બીબલ્યોથેક ઇમપીરીયાલ" ની ઇમારત જે અસલ નામાકીત કાર્ડીનલ મેઝેરીનનો મેહેલ હતો તે પણ જોવા વગર પાછું ફરવું નહીં. હું ધારૂં છું ત્યા સુધી આ રાક્ષસી પુસ્તકખાનામાં ઓછામાં ઓછા એક હજાર વરસ ઉપરનો સંગ્રહ હશે અને તેમાં કંઇ અગણીત નાશ પામેલા પુસ્તકખાનાનો ખજાનો જમાવેલો છે.

હાલમા ત્યા ઓછામા ઓછા ત્રીસ લાખ પુસ્તકો હશે. એવી ગણત્રી કરવામા આવી છે કે એ કેતાબોની અબરાઈની જો લાબી ને લાબી લાઇન કરી હોય તો પાત્રીસ માઈલ થાય. કહે છે કે દુન્યામા સર્વેથી મોટું પુસ્તકખાનું આ છે. એક અલાહેદો ઓરડો રાખ્યો છે જ્યા ફક્ત મંગળ અને સુકરવારે દાખલ થઇ શકાય છે. તેમા હજારો વરસના જુના ચર્મપત્રો, કેતાબો અને કોતર-

કામો ચોકીપેહોરા તળે સાચવીને રાખ્યા છે. એક બીજા ખંગના જુદી જુદી જાતના સ્ટામ્પોનો સંગ્રહ દેખાડવા મુકયો છે. કહે છે કે આ સ્ટામ્પોની ગણત્રી પચીસ લાખની કરવામા આવી છે. એ ઉપરાત પુરાણા હાથના લખેલા એક લાખ પુસ્તકો છે. વળી એક બીજાં ખાતામા બે લાખ જુદી જુદી જાતના સીક્કાઓ અને ચાદોના સંગ્રહ જોવામા આવે છે.

ઈગ્લંડની લડન મધેની બેંક ઓફ ઈગ્લંડ જોવા પછી ફ્રાસની સર્વેથી મોટી બેંક જોવાની મને કુદરતી રીતે લાલચ થઇ. પણ તેમા હું ફાવ્યો નહી. બેક જે એક જબરદસ્ત મકાનમા આવેલી છે તેનો ફક્ત ચાઈચાઇનો ભાગ પ્રજાને જોવાને માટે ખુલ્લો છે. આ બેકડ ફ્રાસ સરકારી ખાતુ નથી, પણ બેંક ઓફ ઈગ્લંડની પેઠે સરકારી દેખરેખ તળે જોઇન્ટ સ્ટોક ખાતું છે. આ બેકને પણ પોતાની નોટો કહાડવાનો સરકારે એકલો હક બક્ષયો છે. કહે છે કે એના ભોયરાઓમા સોનું, રૂપું, હીરા, અને બીજાં કીમતી ઝવેરોનો અખુટ સંગ્રહ ભરેલો છે આ ભોયરાઓ, એવા મુસ્તકીમ બનાવ્યા છે અને તે ઉપર એટલો બધો જાપતો છે કે ફ્રાસના નગ-પ્રસીદ્ધ સુધાન ચોરાટયાઓ વટીક તેની આગળ આજેજ છે, ૧૮૯૯ માં આ બેક ઓફ ફ્રાસને હસ્તક દશ અબજ રૂપીયાનો વહીવટ કરવામા આવેલો, નોધાયલો છે.

જો તમારી પાસે સાત આઠ દીવસોથી વધારે દીવસો રહેવાની સગવડ હોય તો પારીસની નામાકીત "કેટલ મારકીટ" એટલે જે ગાય ઢોર વેચવાનુ બજાર જોવા જવાની હુ સખત ભલામણ કરૂં છુ. મુખ્ય કરી સોમવાર અને ભેસ્પતવારે સવારના ત્યા સ્ત્રી પુરૂષોની ધધુખર જોવા જોગ છે. આખા બજારે પચાસ હજાર ચોરસવાર જગ્યા રોકી છે. મારકેટ ભરાવાના દીવસે ત્યા સુમારે પાચ હજાર ગાયો, બે હજાર વાછરડાઓ, છ હજાર ડુક્કરો અને ત્રીસ હજાર બકરા મેઢાઓનો જમેલો ભેગો થાય છે પાસેજ રેલવેની લાઇન આવેલી હોવાથી ટ્રેનો ભરી ભરીને ગામેગામથી જાનવરો આવે છે. મારી પુછપરછના જવાબમા જણાવવામા આવ્યુ કે એક વરસમા આ મારકીટમા કુલ પચીસ લાખ જાનવરો વેચાવા માટે આવતા હશે. આ મારકીટની પાડોશમાજ એક નાની નેહેર ઓળગીને પારીસના "સ્લોટર હાઉસ"મા જવાય છે. જો કે આ કસાઇખાનુ બહુજ સાયનટીફીક ધોરણ ઉપર સફાઇદાર રાખવામા આવે છે તે છતા તે જોવા જવાની હુ નરમ હૈડાના ધણીને ભલામણ કરી શકતો નથી આ ઠકાણે દરરોજ બારસો ગાયો, પાચસો વાછરડા અને હજાર બકરા કાપવામા આવે છે. એનીજ પડખે એક બીજુ કસાઇખાનુ ડુક્કરોને માટે જુદુજ છે, જેમા દરરોજ એક હજાર આ સુદર પ્રાણીઓનો કચડાણ નીકળે છે. પાસેજ આ કાપેલા ગોસ્તને બર-

ફુમા રાખવા માટે "રીફ્રીજરેટરો" બાંધેલા છે. આ આખા ખાતા ઉપર પારીસ શેહેરને છ કરોડ ફ્રેંકનો ખરચ લાગ્યો હતો.

પારીસનું એક બીજું નવાઇ જેવું ખાતું ત્યાંનું મારવાડી બજાર છે. આપણા દેશના ગંધીલા, લીલી પીળી દુકાન રંગેલા, સેકડે પોણોસો ટકાનું નાનું વ્યાજ લેનારા, બચારા અણુઘડ ચાટી ગર્થાઓનું જીવતું લોહી ચુસનારા મારવાડીઓ સમજશો ના પારીસનું ખાતું ગરજાઉઓને મદદ કરવા માટે સરકારી સત્તાથી એવા નાદર ધોરણ ઉપર રચેલું છે કે જેની નકલ આપણા તરફ કા નહી કરવામાં આવે તે હું સમજી શકતો નથી કોઇબી ધણીને અડીભીડી માટે નાની કે મોટ્રી રકમ જોઈયે તો પોતાનો ઘર સામાન ઘરેણે મુકી ઓછામા ઓછી પંદર દહાડાથી તે કોઇબી મુદત સુધી બાંધેલા દરે ખુશાલ નાણું ધીરવામા આવે છે. સોના રૂપાના દાગીના ઉપર વીસ ટકે મારજીને અને બીજા સામાન ઉપર ત્રીસ ટકે મારજીને દશ હજાર ફ્રાંક સુધી સાત ટકાના વ્યાજે આપવાનો હક આ ખાતાને બક્ષેલો છે. નાણું ઉછીકુ લીધા પછી ચૌદ મહીનાની મુદતમા નાણુ પાછુ પગાર કરવુ જોઈયે અથવા તો ટીકીટ નવેસરથી કઢાવવી જોઇયે, નહી તો ચૌદ માસ પછી ઘરેણે મુકેલી જણસ વેચી નાખવામાં આવે છે. પણ આ પ્રમાણે વેચવાથી કઈબી વધતુ ઉપજે તો ગરજવર-

સની મુદતમા માલ ધણીને આપવામા આવે છે. કહે છે કે આ પારીશ્યન મારવાડી ખાતુ વરસ દહાડે વીસ લાખ જણસો ઉપર પાચ કરોડ ફ્રાંકની ધીરધાર કરે છે. હાલ સરકારે એ ખાતાને ઘરના ખતો ઉપર પણ પાચસો ફ્રાંક સુધીની ધીરધાર કરવાનો હક બક્ષયો છે.

## પ્રકરણ—૩૧ મું.

પારીસની ભલી મ્યુનીસીપાલીટી પોતાના બીમારો માટે કેટલી દીલભર છે તે જોઇ મને એક વાર વળી પાછો મારી કમનસીબ મુબઈ નગરી માટે અફ્સોસ છુટો ત્યા બધી મળી વીસ આસ્પીટલો છે. આમા "હોટેલ ડ્યુ" નામની આસ્પીટલ ૪૫૦૦૦૦૦૦–સાડા ચાર કરોડ ફ્રાંકને ખરચે બાધવામા આવી છે. આ ગજાવર ઇમારત માટે ફક્ત ખાલી જગાનાજ ઉપલી રકમમાથી સવા બે કરોડ ફ્રાંક આપવા પડયા હતા કહે-વામા આવે છે કે આ ખાતુ વૈદક શાસ્ત્રનુ એક ઉત્તમ નમુનેદાર મદીર છે એ માહે ૮૨૮ બીમારોના બીછાના છે અને તેમા મહાન ત્રણ પ્રોફેસરોનો કાબુ ચાલે છે. વૈદક વીદયામા હમણા યુરોપમા મોટી હરીફાઇ ચાલે છે, જેમા ઇંગલડ, ફ્રાંસ, આસ્ત્રીયા અને જર્મની ચાર મોટા હરીફો છે સર્વે ઠેકાણેથી બોલાય છે કે વીએના જેમ સરજરીમા પહેલી પદવી ધરાવે છે તેમ પારીસ જુદા જુદા રોગોના પ્રથકરણ માટે સર્વેથી આગળ છે.

સેન નદીના પુર્વ કીનારા તરફ એક ચોખડી, મોટી પણ ધગધડા વગરની ઇમારત જોશો ત્યારે જાણવુ કે તે "પાલે ડે ઈન્સ્ટીટયુટ" છે ફ્રાન્સના હાથમા જ્યારે આલસેસ, રૂસીલો, ફ્લાનડર્સ વગેરેના પ્ર ગણા આવ્યા ત્યારે ત્યાના જવાન વીદ્યાર્થીઓને કેળવણી આપના માટે આ મકાન કાર્ડીનલ માઝેરીને સ્થાપ્યુ હતુ જે ઉપરથી પહેલા તેને 'કોલેજ માઝેરીન' કરી નામ આપ્યુ હતુ અગાઉ આ જગ્યા ઉપર એક રાજનશી મહેલ હતો જેને માટે કહેવાના આવે છે કે રાજા દશમા લુઇની રાણી મારગરેટ પોતાના પાપી હવસને તૃપ્ત કરવા આ હોટેલમા છુપાછુપ જવાન પુરૂષોને દાખલ કરાવતી અને પછી તેઓને કતલ કરાવીને સેન નદીના નખાવી દેતી હતી

આપણા ગુલઝાર મુબઇ શેહેરમા વીકટોરીયા ગાર્ડન્સ આપણી નગરૂરી છે અને તે કેટલેક દરજ્જે વાજબી છે મુબઇના એબલગાનણા મ્યુઝીયમો અને ગણત્રીના બાવલાઓ આગળ આ રાણીનો બાગ જરાબી આપણી નોક રાખે છે બહારગાનનુ લોક જ્યારે મુબઇની જોવાલાયક જગ્યાઓ પુછે ત્યારે કુદરતી રીતે રાણીનો બાગ પહેલો મોહમર આવી જાય છે પણ ત્યારે વીચાર કરો કે હસ્તા, રમતા, શોખીન, ખુશાલ, મોજીલા, પાપી પારીસનો જાહેર બાગ કેવો હશે? "ઝારડે ડે પ્લાન્ટ" એક એવો રનણીય સગ્રહ છે કે તે જોવા

ગર પાછું ફરવું એ ગોયા બીરીયાની ખાઈને હાથ ોયા વગર રહેવા બરાબર છે. આમા જાનવરોનો સંગ્રહ, મોટનીકલ બગીચો, સૃષ્ટી વીદયાના નમુનાઓ, લેબોરેટરીઓ અને પુસ્તકખાના જાણે છલાછલ ઉભાઇ જાય છે. ઇમારતમા એક મોટો હૉલ છે જે પ્રજાના વપરાસ માટે ખુલ્લો છે, અને જેમા એકીવારે બારસો માણસો બેસી શકે છે. આ નામીચો બગીચો સુમારે ત્રણસે વરસનો પુરાણો કહેવાય છે. એનો વીસ્તાર જબરદસ્ત છે. ઓછામાં ઓછો ચાર લાખ ચોરસવાર હશે. આ જગ્યાના બે ભાગ કીધેલા છે, એકમા બગીચો અને બીજામા જાનવરોનું સંગ્રહસ્થાન. આ જાનવરોનું સંગ્રહસ્થાન આપણી નજરે કાંઈ ઘણુંજ અચરતભરેલું લાગતું નથી, કારણ કે જે જાનવરો આપણી નજરે સાધારણ લાગે છે તે યુરોપીયનોને મનથી ઘણાજ નવાઈ જેવા છે. દાખલા તરીકે એક આખુ મકાન જાત જાતના વાદરાઓને માટે જુદું કહાડેલું છે અને ત્યા આ આપણા 'બાપદાદા' ઓને રીઝવવા, ખવાડવા અને ચીઢવવાને માટે હજારો માણસોની ભીડ થાય છે. એક ચોગાનમા ખાડીબંધ હરણો વગેરે ફરતા જણાય છે. પેલા ભલા માણસો વાઘો અને સીંહો અલબતે મજબુત પીંજરાઓમા હવા ખાય છે. હાથીઓ, ઉંટો, અને ઘોડાના પણ ટોટા નથી. વળી આગળ ચાલ્યા કે શીંછના ઉપર લુટાલુટ પડે છે, એક બીજા ભાગમા હજારો જાતના પક્ષીઓનો જમાવ.

કીધેલા છે અને તેથીબી આગળ સાપ, વીછુ વગેરે નેક નામીઓનો સંગ્રહ છે.

બગીચાના એક ભાગમા એક નાનું તળાવ છે, જેમા એક સોસવાટ ફરતુ ફરે છે. મતલબ કે નોઆના વહાણમા જ્યારે રેલ વખતે જે જે જાનવરો ભર્યા હશે તે સઘળા લગભગ અત્રે જોવામા આવશે. બગીચામા 'ઓરેન્જ'ના ઝાડોની ઘટા જોવાજોગ છે પાસેજ એક ભુલભુલામણી બનાવી છે તેમા એકવાર પેઠા તો પોતાની મેળે બહાર નીકળવાની આશા રાખશો ના, બલ્કે ગાઇડ વગર માહે જવાની હુ ભલામણ કરતો નથી, કારણ કે એક વાર પેઠા પછી ત્યા જાત જાતના કૌતકો જોવામા આવશે, જે માટે કદાચજ તમે તૈયાર હો. ચતુરને ચેતવણી! બગીચાને લગતુ જે સગ્રહસ્થાન છે તે આખા જગતમા સર્વેથી મોટુ કહેવાય છે. ખણીજ પદાર્થ, રસાયણ પ્રયોગોના પરીણામ, અને ઝાડપાનના વીચીત્ર ફોટા અહીં એટલા બધા તો છે કે તે જોતા મોઢે ફીક આવી જાય છે. ખરૂ મ્યુઝીયમ તે એ. સાથેજ એક પુસ્તકખાનું છે તેમા કેતાબો, હસ્તલેખો, ડ્રોઇંગો અને નકશા મળી બે લાખ ચીજોનો સગ્રહ છે

પણ આ જગ્યાની ખરી ખુબસુરતી અને લહેઝત તેના કયારાઓની છે. શુ એકેકા કયારાની રચનાની વખાણ કહુ. આહા! જઇને જુઓ, રગની મેળવણી અને બાગબાનીની ફતેહ તમારી આખે ઉડી આવશે

કાંઇ ક્રોડો રોપા હશે. પણ તે સઘળા ઉપર રંગબેરંગી ટીકીટો મારી છે. ખોરાકીના પાલા ઉપર લીલી, દવાના રોપા ઉપર લાલ, ઝેરી વનસ્પતિ ઉપર કાળી, રસાયણમાં કામ લાગે એવા રોપા ઉપર બ્લુ અને શોભાના પાલા ઉપર પીળી ટીકીટો લગાડી છે. ફુળવાળા ભાગમાં પેર, સેબ, દ્રાક્ષ અને બીજાં ફ્રુટોનાં ઝાડ પોતાના બોજાથી જાણે ઝુલાઇ જાય છે.

મેહેરબાન દોસ્તો, તમોએ પહેલા નેપોલીયન બોનાપાર્ટનું નામ તો સાંભળ્યું હશે. જે ધણીએ એક વાર આખાં યુરોપને ધ્રુજાવ્યું હતું, બલ્કે જીતી લીધું હતું. તેનો ઇતિહાસ આપવાનો આ વખત નથી. આ શુરવીરનાં કીસમતે જો દગો દીધો ન હુતે તો કોઇ વાર તે ઈંગ્લંડ પણ જીતી લેવા ચાહતો હતો. એક વાર આ હીંદુસ્તાન ગમ પણ નજર ચમકાવતો હતો. તેના હસ્તકમા ફ્રેંચ લશકર એવી નોકે પુગ્યું હતું કે તેની સામા ખડા રહેવાની કોઈની તાકાત ન હતી. પણ આ જોદ્ધો બી આખરે ઇંગ્રેજ સત્તાને શરણ થયો અને સેંટ એલ્બાના ટાપુમાં એકાત કેદખાનું સેહેવી મરણ પામ્યો. પણ તે છતાં હજીબી ફ્રેંચ પ્રજા તેને એક દેવતાની પેઠે પુંજે છે. નેપોલીયનની લાશને એલ્બાથી બાઇજત લાવી પારીસમાં દાટી તે વેળા ફ્રેંચ લોક જાણે દીવાનું થઈ ગયું હતું. પારીસમાં આ કબર એક મોટો ઇતિહાસીક સ્થંભ ગણાય છે અને તે જોવા માટે રજા મેળવવી જોઇયે.

જે મુકીબર મંટોડીની તળે આ ધર્તીને ધ્રુજવનાર સુનો છે તે કબર ૧૩ ફીટ લાંબી અને ૬॥ ફીટ પોહોળી છે. જમીનની તળેટીથી તે ૧૪॥ ફીટ ઉંચી છે. આ કબર એક આખા પથરામાંથી બનાવેલી છે, જે પથરાનું વજન ૬૭ ટન જેટલું ગણવામાં આવ્યું છે. નેપોલીયને પોતાની ઝળકતી કારકીર્દીમાં જે જે લડાઇઓ છતી તે સઘળાંનાં નામ કોતરીને આસેપાસ સીલ્ડના આકારમાં ટાંગયાં છે, અને તેણે પકડેલા ૬૦ વાવટાઓ, ખુદ અસલ, ઉપર લગાડયા છે, જે માહેનાં કેટલાક તો એટલા ફાટેલા અને ચુંથાયલા પીખાંયલા તથા લોહીના ડાઘથી ખરડાયલા છે કે પહેલી નજરે બળોતીઆં જેવા લાગે છે, પણ ફ્રેંચમેનોને મનથી આ ગજ કપડાંનો એકેકો કકડો લખ્ખો ને કરોડોની કીમતનો છે. નેપોલીયનની કબરની આસેપાસે બે નાની કબરો છે જે તેના છવજાનના દોસ્તો જનરલો ડ્રોક અને બરટ્રાંડની છે. જનરલ બરટ્રાડ તો મરહુમ શહેનશાહનો એવો નીમકહલાલ દોસ્ત હતો કે જ્યારે તેને સેંટ હેલીનામાં કેદ મોકલવામાં આવ્યો ત્યારે તેબી સાથે કેદખાનામાં ગયો અને જ્યારે ૧૮૪૦ મા નેપોલીયનની લાશને ખણાવીને પારીસમા આણી ત્યારે આ વફાદાર દોસ્ત એ લાશની સાથેજ પાછો પારીસ આવ્યો. બોનાપાર્ટની કબરના દરવાજા ઉપર નીચલા શબ્દો તેનાં છેલ્લા વસીયતનામામાંથી ઉતારી લીધા છે.



નામાંકીત નેપોલીઅન બોનાપાર્ટની પારીસમાં કબર

Je desire que mes cendres reposent sur les bords de la Seine, au milieu de ce peuple français que j'ai tant aimé

"ઝ ડેઝીર ક મે સાદ્ રેપોઝ સુર લે બોર્ડ ડ લા સેન, ઓ મીલ્યે ડ સ પેપ ફ્રાસે ક ઝે તા એમે"

અર્થ.

"હું ઇચ્છુ છ કે મારી મટી સેનના કીનારા ઉપર આસાયશ લે, ફ્રેંચ પ્રજાની વચમા કે જેઓને હુ આટલા બધા ચાહું છુ"

આ કબરની ઉપર એક જ ગી ડોમ ૧૬૦ ફીટ ઉંચો ચડાવેલો છે અને તેમા એવી કળા કરેલી છે કે એક જાતની બ્લુ લાઈટ તેમાથી કબર ઉપર પડે છે, જેથી તેનો દેખાવ બહુજ દીલચશપ અને ગભીર લાગે છે આ કબરની બહારના ઓરડામા મરહુમના ભાઇ જેરોમ બોનાપાર્ટની કબર છે જેને મરહુમ નેપોલીયને વેસ્ટફાલીઆનો રાજા બનાવ્યો હતો તેનીજ પાસે એક નાની કબરમા તેના બેટાને દાટેલો છે અને પાસેજ રાણીનુ હાર્ટ એક સદુકમા નેલેલુ છે વળી પાસેજ એક ત્રીજા ઓરડામા નેપોલીયનના બીજા ભાઇ જોસફ બોનાપાર્ટ, જેને સ્પેનનો રાજા કીધેલો હતો તેને ગાળેલો છે. આ નેપોલીયનની યાદગારી માટે ફ્રેંચમેનોને એટલુ માન છે કે જ્યારે તેઓ ત્યા જોવા આવે છે ત્યારે ટોપી ઉતારીને વાકી ગરદને ચુપચુપ ફર્યા કરે છે

નેપોલીયન બોનાપાર્ટનો હીસાબ ચુકવતી વખત એના માનીતા મહેલની પણ ખબર લઈ લેવી ઠીક પડશે એ મહાભારત માણસનો માનીતો મહેલ પેરીસથી થોડાએક માઇલ દુર "ફ્રોનટેન બ્લ"નાં "ફોરેસ્ટ"માં આવેલો હતો, અને હજુબી તે એક વાણીજ વીચીત્ર અને જોવા લાયક જગ્યા ગણાય છે. ફ્રોનટેન બ્લનું ગામડું ફક્ત ૧૪૦૦૦ રહેવાસીઓ ધરાવે છે, પણ બહુજ સ્વચ્છ અને રસીલું છે. કહે છે કે આ ઠેકાણે આવેલા રાજવંશી મહેલનો પહેલો પાયો લગભગ ૮૦૦ વરસની વાત ઉપર નંખાયો હશે. આ મહેલનો બાહેરનો દેખાવ આગ્રાના તાજમહેલની પેઠે કંઈ એકદમ આંખે ઉડી આવતો નથી, પણ એક વાર માંહે દાખલ થયા પછી આબાદ કીસમનો ખજાનો જોઇ લેવો. આ મહેલમાં નેપોલીયન બોનાપાર્ટ જાધુક રહેતો હતો. પાછળથી થોડીક મુદત સુધી લગાર પડત હાલતમા રહયો, પણ પછી ત્રીજા નેપોલીયને તેને નવેસરથી આરાસ્તે કીધો. આ "ફ્રોનટેન બ્લ" ના મહેલમાં પણ કંઇ અગત્યનાં વરતો વીતી ગએલાં છે. એક વાર ત્યાં રોમના પવીત્ર પોપ સાતમા પાયસને કંઈ બહાને પકડી આણીને કેદમાં રાખવામાં આવ્યો હતો, જે ઓરડાઓ પણ બતાવવામાં આવે છે. એજ મહેલમાં ૧૮૦૯ માં એમપ્રેસ જોઝફીનને નેપોલીયન બોનાપાર્ટે તલાક આપી કાઢી મુકી હતી. જ્યારે ૧૮૧૪ ના સાલમાં નેપોલીયન હાર્યો, અને તેને

ઈગ્લિશ, ઓસ્ટ્રેલીયન, ઇટાલીયન વગેરેના જોડયા સરદારોએ રાજપાટ તજી દેવાની જબરાણથી ફરજ પાડી ત્યારે એક નાના કાગળના કટકા ઉપર બોનાપાર્ટે બેસીને આ નામાકીત લેખ લખી આપ્યો જેની ખરી નકલ હુ પાસે રજુ કરૂં છુ :—

આ "ફ્રોનટેન બ્લ" મેહેલના એક નાના ઓરડામાંજ એક ટેબલપર બેસીને આ ચીથરૂ લખી આપ્યુ હતુ તે ઓરડો તેમજ તે ટેબલ પણ હજી ત્યા એમની એમ મેલેલી છે એજ મેહેલમા છેલ્લા કમબખ્ત ત્રીજા નેપોલીયનને જ્યારે એ બાળક હતો ત્યારે બાપટીઝમ આપવામા આવ્યુ હતુ નેપોલીયન બોનાપાર્ટના પોતાના ઓરડાઓ ઘણાજ સાદા પણ સ્વચ્છ છે ત્યા તેની કફણ, સાદી, નાની સુવાની ખાટલી હજુ પણ જોવામા આવે છે પણ આ ઓરડાઓ ઉપરાત મેહેલનો બાકીનો ભાગ એક ખરેખરા પાદશાહી જાહોજલાલ મેહેલને લાયકજ છે. તેમા ખાસ કરી નામાકીત મેરી એનટોઇનેટના ઓરડાઓ લખ્ખો, કરોડો રૂપીયાના જનાહીરો અને નામાકીત જીણસોથી ઉભાઇ જાય છે એક ઘણાજ મહાભારત અને કીમતી ઓરડામા રાજતખ્ત મેલ્યુ છે, જેની સીલીંગ ઉપર લગાડેલા વણતકામના ગાલીચાઓ એકેકા લાખ લાખ રૂપીયાના હશે એમ હુ બીહતા બીહતા કહુ છુ મેહેલના એક બીજા ભાગમા શાહાનશાહની સ્ત્રી માડામ ડ મેનટેનોનના ખાસ

ઓરડાઓ આવેલા છે. આ ઓરત નેપોલીયન ઉપર ભારી કાબુ ધરાવતી હતી અને ખુદ પરણેલી રાણી કરતા વધારે જાહોજલાલ વૈભવ ભોગવતી હતી. પછી તેણીના ઓરડાઓના સણગારનું શું પુછવું પડે? આખા મેહેલમા એટલાં તો કીમતી ચીત્રો, પુતળાઓ અને સોના રૂપાથી મઢી લીધેલાં ઝુમરો છે કે તે જોના નજરો થાકી જાય છે. એક ઓરડો તમામ રંગત કોરીકામની દેવાલથી મઢેલો છે. પારીસ જનાગઓને આ "ફોનટેન બ્લ"નો મેહેલ જરૂર–જરૂર જોઇ આવવાની હું ભલામણ કરૂં છુ.

## પ્રકરણ—૩૨ મું.

હું આગળ એક વાર કહી ગયો છું કે તબાકુની ચીરૂટ બનાવવાનુ કામ ફ્રેંચ સરકારે પોતાને હસ્તક રાખ્યું છે કેમકે તેમા મોટી કમાણી છે. જ્યારે પારીસ જાઓ ત્યારે ત્યાની સરકારી સીગાર ફેક્ટરી જોવાની તવખ કરજો દર ભ્રેસ્પતવારે બપોરના બે વાગ્યા પછી ત્યાં દાખલ કરવામા આવે છે. પણ હું આગળથી કહું છું કે જેઓને તંબાકુના વાસની સુગ હોય તેઓએ જવુ નહીં. કેમ જે માહે ફરતા આ તંબાકુનો વાસ કપડાને એવો ચીટકશે કે ધોબીને ત્યાથી પાછું ફરતાબી નીકળવાનો નથી. આ ચીરૂટ ફેક્ટરીમા ૨૨૦૦ કામદારો લાગેલા છે. અને દર સાલ ૨૦૦૦૦૦૦૦ (બે કરોડ)

રતલ તબાકુની બીડીઓ બને છે! માહી જે કામદારોને દાખલ કરવામા આવે છે તેઓની પહેલી પરીક્ષા લીધામા આવે છે. મને જણાવ્યામા આવ્યું છે કે દર સાલ ફ્રેંચ સરકારને આ ચીરૂટોની બનાવટમાથી ૩૯ કરોડ ફ્રાંકની આમદાની છે.

મને એક દીવસે જમતા કોઈએ કહ્યું કે પારીસના 'કાટેકોબ' એવા જોવાલાયક છે કે તેની જોડી આખી પૃથ્વીમા નથી. કાટેકોબ તે શુ? આપણે તો સાધારણ રીતે કોઇ ભાભરભુજાને 'કાટીકોમ' કહીએ છીયે બીજે દીને નક્કી કરીને આ 'કાટેકોબ' જોવા ગયા. પહેલા તો એક પાદરી હાથમા બતી લઇને ભોંયરામા ઉતર્યો. ઓ બાપરે, મારી નાખવા લઇ જાય છે કે શું? અધારૂં તો એવુ કે છતી બતીએ આપણી સાથ ચાલનારનુ મોહ દેખાય નહી. એવુ જણાય છે કે અસલ તો આ ભોંયની તળે કાપી કહાડેલી ખાણો હશે એ તો ભલુ છે કે ઘણા લોકને સાથે આ "હમેશગીઆનમા ઉતરવા દેતા નથી નહી તો એકજ ધડાકો થાય ને બધા સાથે કચડાઇ મરે. થોડા થોડાને વારા ફરતી લઇ જાય છે દાખલ થયા કે દરેક જણે દરવાજા આગળથી ખરીદેલી એકેકી મોમબતી સળગાવવાની માહે પેસા કે પવનનું નામ નહી તોય ઠડક તો એવી લાગે કે જાણે ઓય લખલખા ચહડીને તાવ ચહડી આવશે. ભીનાસબી ખરો, માટે જાઓ તો સાથે જાદો ઓવરકોટ

અને બુટ જાડા પહેરી જવુ ઠીક પડશે કોઇ કોઇ જગ્યાએ ઉપરની જગ્યાનો ભાર ઘણો થઈ ગયો હશે એટલે તેને ટેકવી આપવાને આ ભોયરાના મોટા મોટા પુસ્તા બાધી લીધા છે ૧૭૭૪ના સાલથી આમા નામાંકીત પુરૂષોના કાલબુદ પથ્થરની અથવા ધાતુની પેગીના બધ કરીને લાવી મુકયા છે પહેલા તો આ રવાનો અને તેના હાડકા જેમ ગમે તેમ લાવીને આ કદરબી હામણા ભોયરામા સીચતા, પણ પાછળથી ત્યા અબડાઈઓ બનાવીને આ મસાલેદાર માલને વધારે કાયદાસર ગ્ચવા માડયો છે પણ કદાચ તમે કહેશો કે આના શી મોટી વાત છે? ઘણી મોટી વાત છે હજારો અબગઈઓના ડડના ઠડ હાડકાઓ, ખોપરીઓથી છવાઇજ ભર પુર છે કહે છે કે આ ઠેકાણે કુલ સાઠ લાખ માણસોના હાડકા રમકડાવાળાની દુકાનની પેઠે રચી નેજ્યા છે ૬૦ લાખ માણસના હાડકા! એવી ચીજનો શોખ હોય તો જોના જજો ખાવાનુ પણ ભુલી જશો

તમે પુછતા કેમ નહી કે પારીસનુ પાણી કેવુ અને તેની શી ગોઠવણ છે જેમ આપણો મલબાર હીલ રેઝરવોયર તેમ ત્યા રેઝરવોયર ડી લા વેન છે ૭ા એકર વીસ્તાર છે બધી બાજુ નક્કર પથ્થરની ૧૦ ફીટ જાડી દેનાલ બાધેલી છે આ તળાવમા નેવુ લાખ કયુબીક ફીટ પાણી સનાય છે પણ રમુજી એ છે કે આ રેઝરવોયરને બે મજલા છે અને બેઉ મજલાના

પાણી ભરેલું છે. ઉપલા મજલાનું પાણી રોજ કામમા આવે છે અને નીચલા મજલાનું 'રીઝર્વ' અથવા અડી ભીડી માટે રાખ્યું છે. નીચલા મજલા ઉપર ફરતા એક જાતનો ડર લાગે છે કારણ કે આપણે જાણીયે છીયે કે આપણા માથા ઉપર હજારો ટન વજનનું પાણી છે ને જો એકાદ ફુસ્કો નીકળી ગયો તો ઘર પાછા આવતા ડોસા થયા. આ પારીસનાં પાણીના બાંધકામ ઉપર કુલ ૧૫ કરોડ રૂપીઆનો ખરચ તો થઇ ચુકયો છે અને બીજા પાચ કરોડ ખરચવા કહાડયા છે.

હવે રહયા આપણા મીત્ર વરસેલ્સનો મહેલ. એને ફ્રેંચમા 'વારસાઈ' કહે છે. પણ આપણે તો આપણા ઓલ્ડ ફાશીન વરસેલ્સનેજ વળગી રહીશું. આહાહા! ત્રીજા નેપોલીયનેબી પોતાના ચાલતા વખતમા અન્ધી કરી. પૈસાને પૈસો કરીને ગણ્યો નહી. જુઓ સાભળો. તમને ટાઇમ હોય ને બે ચાર વખત જવાય તો બાર વખત જજો. જોતા હાકશો નહી. ફકત એનો બગીચો જોતાજ એક આખો દહાડો નીકળી જશે.

પારીસના સેંટ લેઝાર સ્ટેશનપરથી દર કલાકે ટ્રેન વારસેલ્સ જવા ઉપડે છે. જેમ મેહેમ ને વાદરા તેમ પારીસ ને વારસેલ્સ જતી વખત બને તો ડાબી બાજુની બારી પકડજો, કેમકે તે તરફનો કુદરતી દેખાવ અતી રમણીય છે. વારસેલ્સ કદમા નાનકડુ છે ફકત પચાસ હજાર માણસની વસ્તી હશે પણ બે ચાર

દહાડા રહેવું હોય તો કુશાદે સુખવાસી હોટેલોનો ટોટો નથી. પાદશાહી મોજમજાહ અને કુદાકુદીને વાસ્તે વારસેલ્સ કાં પસંદ કરવામા આવ્યું હશે તે હું સમજી શકતો નથી, કારણ કે એના હજારો ફુવારા અને દીલચસ્પ હોજોને માટે પાણી બહુ લાંબેથી લાવવું પડતું હશે. હું વારસેલ્સનો ખ્યાલ તમારા મનમા ઉતારૂં તે અગાઉ પહેલાંથીજ કહી દઉંની કે નેપોલીયન ત્રીજાએ તો એની ઉપર ખરચ કીધો તે જુદો પણ તે અગાઉ એના મેહેલ અને બગીચા ઉપર ૫૦ કરોડ ફ્રાંક એટલે જે લગભગ ૩૫ કરોડ રૂપીઆ ખરચાઈ ચુકયા હતા. જે આંકડાઓ એના બાંધકામના ખરચના અને એના ચાલુ ખરચના મેં મેળવ્યા છે તે જાણે પહેલી નજરે કલપીત લા છે. અરે પરવરદેગાર, આ જાલમી મેહેલના બગીચાની ચહડ ઉતર જગ્યાઓને સપાટ કરીને કયારાઓ બનાવવા પાછળ એક વાર ૩૬૦૦૦ બેગારીઓ અને ૬૦૦૦ ઘોડાઓ કામે લગાડેલા કહેવાય છે. વારસેલ્સના ફુવારા ઉરાડવાને પાણી તો જોઇયે એટલે ૩૧ માઇલ આઘેથી એક નેહેર બાંધવા માડી પણ તે કામ પર લાગેલા સોલજરો મેલેરીઆ તાવથી એટલા ટપોટપ મરી જવા લાગ્યા કે તે બંધ કરવી પડી. આ મેહેલ ફ્રેંચ ગાજર્કર્તાઓની ચહતી અને પડતી, બંનેનો જામીન છે. ૧૯ મા લુઈ રાજાના વખતમા એ મેહેલની આહોઝલાલી ભારી હતી. તે વખતે રાજ્યસત્તા પડુ પડું થઇ રહી

હતી લુઇએ ગડબડીયાઓને રાજી રાખવા એક વાર આ મેહેલના ચોગાનમા મોટી જીઆફત આપી. આથી પારીસનુ લોક બહુ છેડાયુ અને એક દીવસે અચણુચ આવીને વારસેલ્સના મેહેલમા લુટ ચલાવી આ લુટારૂઓમા હજારો પારીસ્યન સ્ત્રીઓ પણ હતી જયારે ૧૮૭૦ મા જર્મનો લડાઇ જીત્યા ત્યારે પ્રુશ્યાનો રાજા ધામધુમથી આવીને ૬ મહીના સુધી આ મેહેલમા રહયો હતો જયારે ફ્રેંચો હાકા અને ઇલાજ ન જોયો ત્યારે મો૦ જુલસફાવ ટોપી ઉતારીને આ પ્રશીયન રાજા આગળ ગયો અને સુલેહ કરવા માગી જે ઘરમા બેસીને આ સુલેહની શરતો નક્કી કરવામા આવી તે ઘર પણ વારસેલ્સમા બતાવવામા આવે છે

આ મેહેલમા હુન્નરમદી, ચીત્રકળા અને એશઆરામનો એટલો અખુટ ખજાનો ભરેલો છે કે હુ તેનું વર્ણન કરી શકતો નથી એમા એટલા બધા ઓરડા છે કે એકીવારે દશ હજાર પરોણા આસાનીથી સમાઇ શકે બગીચા તરફની એની એકજ બાલકની અથવા અગાસી બે હજાર ફીટ લાબી છે અને તેમા પોણી ચારસે બારીઓ મુકી છે મેહેલના બે ભાગ કીધેલા છે એક પાદશાહી વસવાટનો ખાનગી ભાગ અને બીજો જાહેર કામકાજનો ભાગ બધું જોવાને તો કયાથી બને પણ પાદશાહી ભાગ જરૂર જોવાને ચુકવુ નહી પૈસા શુ કરી શકે છે તે અહી તમારા જોવામા આવશે મેહેલની

વચ્ચો વચ્ચ ભક્તીનો ભાગ છે તેમાં પાદશાહી કુટુંબને બેસવાની ગેલેરી છે તેમાં પણ કોરો જોવા જોગ છે. અહીંથી નીકળ્યા કે એક ઓરડામાંથી બીજા ઓરડામાં ચાલ્યાજ કરો તમારા ગુરામાં જોર હોય ત્યાં સુધી. મોટાં મોટાં દીવાનખાનાઓમાં કંઈ લખ્ખો પેન્ટીંગો જડેલાં હશે. કીમતી ઝુમરો અને આરસાઓનો કાંઇ હાગ નથી. એકેકું ઓઇલ પેન્ટીંગ એવું તો જબરૂં છે કે એની અજમાયશ મેળવવા મેં માપી જોયું તો ૭૧ ફીટ લાંબુ! ને ૧૯ ફીટ ઉંચું! પાદશાહી ખાનગી ઓરડાઓ માહેનું અસલ ફરનીચર કહાડી લીધેલું છે પણ સીલીંગ ઉપરનાં મહાન પેન્ટીંગો હજુ જેમનાં તેમ છે. એકજ મુલાકાતનો ઓરડો છે ને ૨૫૦ ફીટ લાંબો છે. જે ઓરડામાં લુઈ ૧૫ મો મરણ પામ્યો ને એમનો એમ તેના પલંગ સુદ્ધાં સાચવી રાખ્યો છે. પલંગ મોટો જંગી છે અને ઉપર ખસીર કાગળ વગેરેના નકશીનાં એવા માથા લગાડ્યાં છે કે કોણ જાણે ઉંઘમી કેમ આવતી હશે! જેમ રાજાનું પોઢવાનું દીવાનખાનું ચકચકીત છે તેમ ગાણીજીના આરામની જગ્યા એક બેઠકખાનું છે. સીલીંગ નામીચા ચીતારાઓને હાથે સોના રૂપાના સણગારથી ઝળકી રહી છે. દીવાલો તમામ આઈલ પેન્ટીંગોથી ભરેલી છે પણ તેમાં એક પેન્ટીંગ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. તે ચીત્રમાં ઇરાની બાદશાહ દારાયસને મહાન શેહેનશાહ એલેકઝાન્ડર ધી ગ્રેટના

પગ આગળ પડેલો ચીતાર્યો છે. ૧૭૮૯ મા પારીસના બળવાખોરા આ ઓરડામા ધસી આવ્યા હતા કે રાણીને કેદ પકડે પણ તેણીને બચાવવા થકી ત્રણ સ્વીસ સોલજરોએ પોતાનો જીવ આપ્યો હતો.

પણ જ્યા જશો ત્યા પેન્ટીંગ અને પીકચર, ગાલીચા અને આરસા, ઝુમરા અને પુતળા એટલા હજારો હજાર નજરે પડે છે કે તે જોતા નજર ચળી જાય છે અને કયારે સઘળું પુરૂં થાય એવો વિચાર મનમા ઉત્પન્ન થાય છે. પણ વારસેલ્સનો બગીચો–વાહ! વાહ! તમે આઠ દહાડા જોશો તોબી જીવ ધરાશે નહીં. મેદાનો અને ઝાડો, કયારાઓ અને માડવાઓને એવી રીતે 'ત્રીટ' કીધા છે કે જાણે દુરથી જીવતા પ્રાણી, ઉંચા ગાલીચા કે બીજાં ચીત્રો જેવા દેખાય. વચ્ચો વચ્ચ એક જબરદસ્ત ફુવારો બનાવ્યો છે. તેની આસપાસ સેંકડો પુતળા ગોઠવ્યા છે. જ્યારે આ ફુવારો ઉડે છે ત્યારે આ પુતળાઓમાથી તરેહવાર આકારના પાણીના સોલા ઉડે છે અને તે એકમેકમા ભેળાઈને તરેહવાર આકૃતીઓ પકડે છે. આ વારનો દેખાવ જાણે પરસ્તાનના દેખાવ જેવો લાગે છે. દર મહીનામા એક વાર આ ફુવારો ઉરાડે છે અને તે દીનસનો દશ હજાર ફ્રાંક ખરચ થાય છે! આ વાર ફુવારાઓ વાકા ટીકા આકારમા એક બીજાની બગાવગીરી કરીને સુમારે પોણોસો ફીટ ઉંચા ઉડતા હશે તે જોવુ હોય તો વહેલા જવુ અને અગાઉથી

સારી જગ્યા શોધી રાખવી. કારણ કે તે દીવસે ધક્કામુક્કીનો પાર નથી. બધું ખલાસ થવાની અગાઉ નીકળી જવામાં ફાયદો છે. એકાદ ગોદો લાગવાનોબી ચાન્સ છે. પણ સો ગોદા ખાતાંબી આ ફુવારોં ઉડનો તો જરૂર જોજો.

વચમાં એક આરેન્જ પાર્ક છે તેમાં ૧૨૦૦ મોસંબીનાં ઝાડ છે. એ માંહેનું એક તો લગભગ ૫૦૦ વરસનું પુરાણું કહેવાય છે. જરા આગળ ચાલો. એ ખુબસુરત મકાન શું છે? એ તો લુઇ ચઉદમાની જાણીતી મેડમ ડે મેનટીનાનનો રહેવાનો મેહેલ છે. કહે છે કે આ રાજાની મડમ બહુજ ખુબસુરત અને બહુજ શોખીન હતી. એણીએ પોતાના સણગારેલા ઓરડા જોવાજોગ છે. એક તો જાને હુશીયાર તેમાં વળી પાદશાહજીની મેહેરબાની એટલે દીવાનખાનાઓની રચના વિષે પુછવું શું! મુવા તો જીવનાં બડાં લેહેરી હશે કારણ કે ટેસ્ટદાર રચનામાં કશી મના રાખી નથી. પાસેજ પાદશાહી ગાડીખાનું છે તેમાં આઠ પાદશાહી રથ રાખેલા છે અને તેબી સર્વેને જોવાની છુટ છે. આ રાજ રથો મોટા હાથી જેવડા, સોના રૂપાથી મઢી લીધેલા પણ મેલા અખંતર અને અગલી હેલ જેવા છે. હું ધારૂં છું કે જો અહીં આણીને બેનરનાં લીલાંઉમાં સનીવારે મુકે તો ફુલગલીના હોરાજીઓ દરેક ગાડીના રૂ ૧૦૦ આપવાનીબી હીમત ન કરે.

## પ્રકરણ—૩૩ મું.

"કેમ શું ધાર્યું? આ પાસેનું ચીત્ર જોઈ કંઈ પારીસ જવાનો જીવ થાય છે?" અરે, થાયછ તો ઘણો યાર, પણ ફુલુસ માફીસ. આવા બળાપાના શબ્દો મેં ઘણે ઠેકાણેથી સાભળ્યા છે. હું ખરૂં કહું છું કે પારીસમાં ફરતા "ઈફીયલ ટાવર" જોયા પછી મને એમજ લાગ્યું કે આવો દેખાવ, આવી કીમતી યોજના મેં મારા જન્મમાં પણ જોઇ ન હશે અથવા હવે પછી જોઇશ નહીં. ધન્ય છે, એ યોજના ગોતી કહાડનાર ફળદુપ ભેજાને, ધન્ય છે તેની હીમતને. આઘેથી તો કેવું લાગે છે કે જાણે કરાકરી બીસ્કોટ, પણ પાસે જઈ તપાસી જોશો તો એના એકે એક ખીલામા, દરેક બે ઇંચના 'બોલ્ટ' મા દર ફુટે ફુટ એંગલ આયરનમાં જાલમ જોર સમાયલું છે. આ "ઈફીયલ ટાવર" એવડો તો ઉંચો છે કે પારીસમા ગમે ત્યા જાઓ સાપી પણ એની હંસનાં સરખી ટોચ નજરે પડવાની. કરોડો રૂપીઆની ગંજાવર ઈમારતો એની આગળ વહેંત્યા મીસાલ નાની પડી જાય છે. આ લોઢાના પાટાનો બનાવેલો મીનારો કુલે ૯૮૫ ફીટ ઉંચો છે. નવસો પંચ્યાસી ફીટ! એટલી ઉંચાઇનો કઇ ખ્યાલ આવ્યો? આપણા રાજાબાઈ ટાવરને અકેકની ઉપર ચાર ટાવરોની ચોડ કર્યે

એટલો ઉંચો આ નવાઈ જેવો મીનારો આખી પૃથ્વીમા એકજ છે "એ ગ્જ આયરન" બે ઇંચવાળુ એકેકની સાથે બોલ્ટ કરીને આ ટાવર ઊભો કરેલો છે આઘેથી જોતા જાણે આ સરળુ કમથાન ફુક મારતા ઉડી જાય એવુ નાજુક અને જોખમભર્યું દેખાય છે, પણ જ્યારે તપાસીને જોઇયે છીયે ત્યારે જણાય છે કે ગણત્રીબાજ ઇન્જનેરી કળાએ તેને એવુ મજબુત બનાવ્યુ છે કે ગમે એના તોફાનમા કદાપી મોટી રાક્ષસી ઈમારતો ઉડી જાય, પણ એને અવનલ ન આવે ટાવર જે પડારોકો છે તે ત્રણ મજલા ધરાવે છે પહેલો મજલો જમીનથી ૧૮૦ ફીટ ઉંચો છે અને તેની ફરતી ગેલેરીના એકી વારે ત્રણથી ચાર હજાર લોક આસાનીથી ફરી હરી શકે એટલો મોટો છે જ્યારે આ ટાવર બાધવા માંડયો ત્યારે એના કલ્પનાર મોનશ્યુર ઇફીયલ તરફ પારીસના લોકનો ભારે અણગમો હતો "એ તો ઘેલો છે આવો ટાવર તે કઇ હોય' લોકને ચાપી નાખના બેઠોછ કે શુ?" વગેરે, વગેરે ટીકાના બાણથી જગે તેને ઘોઇ નાખ્યો વર્તમાનપત્રો મશ્કરી કરવા લાગ્યા કે એ કયામતને દીને પુરો થશે પણ ફ્રેંચ સરકારે એને ૫ દર લાખ ફ્રાંકની પરવાનગી આપી અને બે વરસની મુદતમા આ ટાવર બધાઇને એની સામે ધનારાઓને મોહડે નાથે ધુળ ભરાવે છે આ નાનચીન લોઢાની છરના ટાવરે પારીસનુ નામ અમર કરી મુકયુ છે, અને તે જોવા નાર...

દેશાવરોથી, હજારો માઇલથી લખ્ખો લોક આવે છે અને પારીસ જવું અને "ઇફીયલ ટાવર" નહી જોવો એ હેમકાઇ અથવા દેવાનાપણાની નીશાન ગણવામા આવે છે તે તદન વાજબી છે. પારીસ એકઝીબીશનના લખ્ખો રૂપીઆના બાધકામમા આ ટાવર ઉભો થઇ ગયો, પણ જ્યારે બધાઇ રહયો ત્યારે એણે પોતાની અસાધારણ ઉચાઇ, ઇજનેરી સફાઈ અને દેખઇતી નાજુકાઇ સાથે ખરેખરી મજબુતાઈથી સારી ખલકને એવી દેવાની કરી મુકી કે પારીસ સંગ્રહસ્થાનની સઘળી ઇમારતો સેવટે જડમુળથી ઉખડી ગઈ પણ આ ટાવર ઉતારી પાડવાની હીમત પારીશ્યનોની ચાલી નહીં. એનો ત્રીજો મજલો જે ૮૯૩ ફીટ જમીનથી ઉચો છે ત્યા ઉભા રહી પારીસ જોવુ એટલે જાણે "સ્ટીર્યોસ્કોપ સ્લાઇડ" માથી પારીસ જોતા હોઇયે તેમ એક નાના રમકડાનાં ચીત્ર જેવું દેખાય છે. સેન નદી જાણે મખમલની નાની રીબન હોય એમ ઝીણી દોરી જેવી દેખાય છે. ચાલતા હાલતા માણસો તો દેખાતાજ નથી પણ હજારો ગાડી ઘોડા જાણે સાર સવર કીડીઓની માફક હીલચાલ કરતા નજરે પડે છે.

કદાચ કોઈ પુછશે કે એક હજાર ફીટ ઉચો અને આવડો પાતળો હલકો મીનારો જમીનમા શી રીતે જડયો હશે કે પવનથી ઉંધો વળી ન જાય? ખબર કહાડતા જણાય છે કે પહેલાં જમીનમા લગભગ ૫૦ ફીટ

ઉંડા ખાડા ખોદાવણી તેમા લોઢાંના પગ મુકીને પછી તેના ચુના સીમીટની મેળવણી કરી ૮૫ ફીટ સનચોગ્સ એકેકુ ડોબરૂં પુર્યું એના ૪ ડોબગા ઉપર આ હંસ જેનો પતજો ટાનર ઉભો થયો છે જુવો પીક્ચર ફરીથી પાછુ. કેટલું નાજુક અને કેવુ રમકડા જેવુ નાનુ દેખાય છે' એના પોહોળા પટાક જેવા ૪ પગ ૧૨।। હજાર ચોગસવાર જગ્યા રોકે છે અને તે ઝીણો થતો થતો છેક ટોચ ઉપર એટલો તો ઝીણો થાય છે કે ત્યા ફક્ત ૬ માણસ ઉભા રહી શકે એટલી પણ જગ્યા ભાગ્યેજ હોય હુ પોતે ત્રીજા મજલા સુધી એટલે જે ૮૫૦ ફીટ સુધી ગયો પણ તેથી ઉચે જવાની હીમત થઈ નહી કારણ કે ઉપરનો ઝીણો ભાગ હવાના દબાણથી એવો ઠકરતો હતો કે જાણે હમણા પડી જાય અથવા આપણે ઉપરથી ઉડી જઈયે એવી લાગણી આપણા દીલમા પેદા થાય વળી બીજા મજલા સુધીજ એટલે ૩૭૫ ફીટ સુધીજ લીફ્ટ ચહડે છે બાકીનો મજનો પગે ચહડવો પડે છે અને ત્રીજા મજલાની ઉપરનો ઘણોજ બારીક ભાગ તો સાધારણ મજાને માટે બધ છે ટાનર ઉપર ચહડતા તમારે ગમે તો દાદરના પગથ્યાનો ઉપયોગ કરો પણ ત્રણ માળ સુધી લગભગ એક હજાર પગથ્યાં ચહડતા કમરો આખર થશે, એટલા માટે સનામતીભરૈનુ એજ છે કે 'લીફ્ટ' મા જવુ આ 'લીફ્ટ' લોયતળીઆથી પહેલા માળ સુધીજ ચહડે છે ત્યાં



પારીસનું નાક—ઇફીઅલ ટાવર ૧,૦૦૦ ફીટ ઉંચો

રેસ્ટોરામા તળીયાનુ ટાઢુ કીધુ કે એકાદ બે દુકાન ઉપર પારીશ્યન દુકાનદાર છોડીઓને બે પાંચ ફ્રાંકના ધુમાડાથી નનાજી કે પછી બીજા મજલા ઉપર જવાની બીજી 'લીફ્ટ' અને બીજા ઉપરથી ત્રીજા ઉપર જવાની ત્રીજી 'લીફ્ટ.' આ 'લીફ્ટો' જ્યારે થલ આવીને ઉભી રહે ત્યારે જાણે આગગાડીનો થર્ડ ક્લાસનો ડબ્બો હોય તેવી જણાય છે અને દરેક ફેરે સુમારે ૫૦ માણસોને લઇ જઇ શકે છે પણ ઉપર ચહડે છે ત્યારે દેખાવ બહુજ હસ્યુ પેદા કરે છે જાણે ચોથા માળની બારી-એથી કોઇ કુવામાથી પાણી કહાડતુ હોય અને હાડો કુવામા અલગ છલગ ઉચકાતો રસ્તામાથી જોઇયે તેવો આબાદ દેખાવ છે છેક ઉપરની ટોચ ઉપર એક મોટી બતી મુકી છે જેમા રોજ રાતના ઇલેક્ટ્રીક લાઇટ સળગે છે અને તે છેક ૪૫ માઈલ આઘેથી દેખાય છે ગભ-રાશો નહી ભોયતળીએથી ઉપર સુધી જવાના ફક્ત ૧૭૯૨ પગથ્યા છે પહેલા ત્રણસો ચારસો પગથ્યા તો અગર તમે તાજા તમનમતા હશો તો ભપકામા ચહડી જશો પણ પાછીના સો બસો માટે દર પગથ્યે "દાદાર હોરમજદની મદદ" અને કમ્મરના કટકા છેલ્લા પાચસો છસો પગથયા વખતે લીફ્ટના બનાવનારને હજારો હજાર દુવા દેવી પડશે જ્યારે 'ઇફીયલ ટાવર' જોવા જાઓ ત્યારે તડકાનો દીનસ પસદ કરવો, નહી તો મેહ-નત વ્યર્થ જશે વળી છેક ઉપરની ટોચ ઉપર શ્યાળામા

ઠંડી વાઇને કુરકુરી થાય તેની સંભાળ રાખજો. ઠંડીના દહાડામા તો ફક્ત બે ટપ્પા સુધીજ ઉપર જવા દે છે અને ત્રીજા ટપ્પાથી બંધ કરવામા આવે છે, કારણ કે બરફને લીધે "હાઇડ્રોલીક લીફ્ટો" ચાલી શક્તી નથી વળી ઉપર જાઓ તો "વાઇન શોપ," "બીઅર શોપ" વગેરે હમા ચીજ, નાટકશાળા સુધ્ધા તમારી ખીદમતમા હાજર છે. પણ દરેક ચીજ પહેલાથી પકીને લેવી, નહીં તો જીવતું ચામડું ઉતરશે. છેક મથાળે એક નાની પોસ્ટ આફીસ છે તેમા ત્યાંજ મળતા પોસ્ટ કાર્ડ લઈ તમારા મીત્રાને નાખશો તો તમે નીચે ઉતરો તેટલા તો તે પહોચી પણ જશે ખરૂ કહું છું જે 'ઇફીયલ ટાવર' ઉપરથી દેખાવ કુદરત અને તવારીખના ગોયા નકશો આપણી આખ આગળથી પસાર થઇ જતો હોય એવુ દેખાય છે. એના બનાવનાર મો૦ ઈફીયલને પહેલા તો પારીસની પ્રજાએ ખુબ ધીક્કાર્યો ઇંગ્રેજી પ્રજાએ બહુ મશ્કરી કરી પણ જ્યારે ટાવર ઊભો થયો ત્યારે સઘળા સુગામતર થઈ ગયા અને ઇફીયલને "લીજીયન ઓફ ઓનર" નો ખેતાબ બક્ષવામા આવ્યો. ૧૮૮૯ ના સાલમા જ્યારે એ ટાવર પ્રજા માટે ખુલ્લો મેલવામા આવ્યો ત્યારે તે સાલમા કુલ ૨૦ લાખ માણસ એમા જઈ આવ્યુ. આ નીચલા આકડાઓ અર્થસુચક છે:— પહેલા મજલા ઉપર ૧૯૬૮૨૮૭ લોક, બીજા મજલા ઉપર ૧૨૮૩૦૦૦; ત્રીજા મજલા ઉપર ૫૭૯૦૦૦. એ

સાલમાં ૬૦ લાખ ફ્રાંકની ટીકીટો વેચાઈ હતી. કહે છે કે ૧૮૮૯ ના જુન માસની ૧૦ મી તારીખે કુલ ૨૩ હજાર આદમી એકજ દીવસમાં ટાવરમાં જઈ આવ્યું હતું અને સર્વેથી મોટી આવક એકજ દીવસમાં તા૦ ૯ મી સપ્ટેંબરને દીને ૬૦ હજાર ફ્રાંકની થઇ હતી.

મેહેરબાન મીત્રો, હવે પારીસનો પીછો છોડો, યુરોપનો ખ્યાલ છોડો, તમારા અદના સેવકની મુસીબતનો ખ્યાલ છોડો. મારી સફર તમામ થઈ છે. મારસેલ્સના ધક્કા ઉપર બહાદુર સ્ટીમર "અરમાન્ડ બેહીક" આ ફ્રમતરીનને પાછો પોતાને મુલક પહોંચાડવાને માટે ધુમાડાના ગોટે ગોટા કહાડતી ઉભી છે. મારૂં પ્યારૂં કુટુંબ ફ્રેંચ મેલ બોટને બેલાર્ડ બંદર તરફ સુસવાટની પેઠે આવતી જોવાને ઇંતેજાર આપેરા ગ્લાસ ટીકે છે. ધંધો ધાપો, મારી ગેરહાજરીમાં હું લગભગ વીસારી બેઠો હતો તે પાછો જાગ્રત કરવાને જીવ તલપી રહયો છે. તમને હસાવી રમાડીને વેલાત ફેરવી લાવવાની મેં મારી કબુલાત, મારી યથાશકતી મુજબ પાળી છે. અને એ લખાણથી આપ મેહેરબાનોને કાંઈક થોડી ઘણી પણ ગમત મળી હોય, થોડું ઘણું પણ નવું જાણવાનું બન્યું હોય તો હું ખુશી મારો ખુદા ખુશી સલામ ખ્યારા "મોદીખાનાથી મારસેલ્સ" ... સલામ

સમાપ્ત.

સ્મરણા

# અનુક્રમણીકા.

## વાલમ—૧

પૃષ્ઠ.

## વાલમ—૨.



સફે

લંડન

સફે.